# પ્રયોજકની પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથા 'Red Circle,' નામક એક ઇંગ્લીશ નવલકથાનું રૂપાંતર છે.

ભોળી આર્યપ્રજાને પ્રાપંચિક જીવન મૂળથી જ પસંદ નથી; પરંતુ કાળના વહન સાથે તે વિધ વિધ પ્રજાઓના સહવાસથી ઘડાઇને–જો કે તે પોતે અંતરથી પ્રાપંચિક જીવનને ચાહનારી નથી તો પણ–તેવું જીવન ઓળખતી તો થઇ છે જ, અને તેમ થવાની જરૂર પણ છે. યૂરોપમાં અત્યારે ચાલી રહેલી યાદવાસ્થલી અને જર્મન સરકારે પવિત્ર કોલકરારને કાગળના ટૂકડા ગણી કાઢવાની ગ્રહણ કરેલી કુટિલ રાજનીતિ સ્વીકારીને આખા જગતની શાન્તિને ખલલ પહોંચાડી છે, તે આપણને શું સૂચવે છે? એજ કે આપણે પોતે પ્રાપંચિક જીવનને ચાહનારા ન હોઇએ, આપણે પોતે કુટિલતાને વિવશ થવા ઇચ્છતા ન હોઇએ, તો પણ આપણે પ્રાપંચિક જીવન અને કુટિલતાને ઓળખતા શીખવાની તો જરૂર છે જ. જર્મન સરકારે ગ્રહણ કરેલી કુટિલ રાજનીતિ સામે કેવળ ન્યાય અને ધર્મની ખાતર જ આપણી માનવંત બ્રિટિશ સરકારે તરવાર ન પકડી હોત તો સત્તાના લોભી જર્મનીએ આજે શું શું ન કર્યું હોત? એ જ પ્રમાણે આપણે પણ આપણા પોતાના ન્હાના સરખા ગૃહરાજ્યને કોઇ કુટિલ અને કારસ્થાનપટુ વ્યક્તિના કારસ્થાનનો ભોગ થઇ પડતું બચાવી લેતાં શીખવાની ખાતર જ અતિ સમયસૂચક થતાં શીખવાની આવશ્યક્તા છે. જનસમાજ સમયસૂચક થતાં શીખે, પ્રપંચી વ્યક્તિઓને સહેલાઇથી ઓળખતી થાય અને તે પોતાનો બચાવ કરવા જેવી ચાલાક તથા બાહોશ થાય તેટલા માટે, તેમને સમયસૂચકતાના પાઠ પઢાવવા માટે ગુજરાતી ભાષામાં આવી નવલકથાઓ પ્રસિદ્ધ કરવામાં આવે તો મ્હારા નમ્ર મત પ્રમાણે તે ખોટું કહેવાય નહિ.

અંગ્રેજી નવલકથાઓ ઉપરથી લખાતી નવલકથાઓમાં એક પ્રકારની મુશ્કેલી નડે છે ખરી; અને તે એ છે કે તેમાંના કેટલાક પ્રસંગો એવા હોય છે કે જેને ગુજરાતી ભાષામાં ઉતારવાથી કેટલાક તેવા પ્રસંગોને સ્વાભાવિક ગણી કાઢે છે. દાખલા તરીકે, કોઇ બદમાશ અમુક સ્ત્રીને ભોલાવવાની પ્રપંચજાળ પાથરે અને પછી બદમાશોનો હેતુ જાણવામાં આવતાં તે સ્ત્રી પોતાના ખિસ્સામાંથી

'રિવૉલ્વર' કાઢીને તેનો ઉપયોગ કરે અને ત્યાંથી છટકી જાય. હવે આપણા હિન્દુસ્થાનમાં શસ્ત્રબંધીની મના હોય અને એવા પ્રસંગો નવલકથામાં વાંચવામાં આવે ત્યારે કોઈને તે અસ્વાભાવિક લાગે ખરા; પરંતુ આવા પ્રસંગોને અસ્વાભાવિક ગણી કાઢનારાઓએ એટલું તો ધ્યાનમાં લેવું જ જોઇએ કે નવલકથાનું વસ્તુ એક પરભાષાના ગ્રંથ ઉપરથી લેવાયું હોવાથી, તેમાં ત્યાંની જીવનપદ્ધતિને અનુસરતું લખાણ જ હોય. આપણે ત્યાં તેવા પ્રકારની જીવનપદ્ધતિ હોય તો આપણને એવા પ્રસંગો અસ્વાભાવિક લાગે ખરા? નહિ જ. આ બાબતમાં મ્હારો નમ્ર મત એવો છે કે મૂળ વસ્તુની ખૂબી જાળવી રાખવાની ખાતર પણ એવા પ્રસંગોને જાળવી રાખવા જોઇએ. એ સિવાય સ્થળ, પાત્રો વગેરે ગુજરાતને બંધબેસતાં કરીને તેમાં મૂળ વસ્તુને બાધા ન આવે તેવું ઉમેરણ કરવામાં હરકત નથી.

હવે આપણે પ્રસ્તુતત નવલકથા સંબંધી થોડોક વિચાર કરીએ. આ નવલકથાનો વિષય કેવળ પ્રેમ અને પૈસો જ નથી. આનુવંશિક શાપને લીધે આ નવલકથાની નાયિકા—કુમુદિનીના ડાબા હાથના પંઝાપર 'લાલચક્ર' વારંવાર ઉપસી આવે છે, અને એ 'લાલચક્ર'ને લીધે તેના હૃદયમાં એક પ્રકારની વિલક્ષણ ઉર્મિ વારંવાર ઉછળવા લાગે છે. આવી વિલક્ષણ ઉર્મિને વિવશ થવાથી; દુઃખી મનુષ્યોને દુઃખમુક્ત કરવાનું અને તેમ કરવા જતાં ગમે તેવા ભયંકર ગુનહાઓ કરવાનું નાયિકાને મન થયાં કરે છે. તેમ કરવામાં નાયિકાનો હેતુ કેવળ પરોપકાર જ છે. નાયિકા પોતાનાં સઘળાં કાર્યો ફતેહમંદ રીતે પાર પાડે છે અને ગુપ્ત પોલિસના ભલભલા અને બાહોશ રહસ્યભેદકોને પણ થાપ ખવડાવે છે. પરંતુ અંતે નાયિકા આરોપી ઠરે છે, અને 'લાલચક્ર'ને પોતાના હાથના પંઝાપરથી સદાને માટે અદૃશ્ય કરવાને—એ કુલકલંકથી મુક્ત થવા માટે—નાયિકા—કુમુદિની—**કલંકિતા કુમારિકા!** ને જે આત્મનિગ્રહ કરવો પડે છે તેનું હૃદયસ્પર્શી ચિત્ર આ નવલકથામાં આલેખવામાં આવેલું છે. એક જ કુટુંબમાં જન્મ પામેલી બે વ્યક્તિઓ આવા કલંકના ભોગ થઇ પડી હોય; તો પણ કુસંસ્કાર અને દુર્જન સંગતિને લીધે એક વ્યક્તિ કેવળ પૈશાચિક વૃત્તિથી ગુન્હાઓ કરે છે, જ્યારે બીજી વ્યક્તિ સુસંસ્કાર અને સત્સંગતિનો લાભ પામવાથી, કેવળ પરોપકાર વૃત્તિથી જ ગુન્હાઓ કરે છે, એ ભેદ નાયિકાના તેમજ તેના પિતા—ભ્રાતાના ચારિત્રપરથી વિવેકશીલ વાચકો સમજી શકશે. બદમાશ રાઠો-

કના ચારિત્રપરથી 'જાત વિના ભાત પડે નહિ' એ સૂત્રનો વાંચકવર્ગને સાક્ષાત્કાર થશે. ઉપરાંત નવલકથાના નાયક ચન્દ્રકાન્તની બુદ્ધિમત્તા, તેની સમયસૂચકતા અને તેના કલ્પનાચાતુર્ય વિષે પણ વાચકવર્ગને ઘણુંયે જાણવાનું મળશે.

પ્રસ્તુત નવલકથા મ્હેં લખવા માંડી ત્યારથી જ દૈવવશાત્ મ્હારી તબિયત એકાએક બગડવા પામી; અને લગભગ છ મહિના સૂધી મ્હારી પ્રકૃતિમાં જોઇએ તેવો સુધારો થવા પામ્યો નહિ. બે ત્રણ પ્રકરણ નિયમિત રીતે લખાતાં તો વળી અઠવાડીઆં ને અઠવાડીઆં સૂધી આગળ લખવાનું કાર્ય મુલતવી રાખવું પડતું. મ્હારી પ્રકૃતિની અસ્વસ્થતા પણ આ નવલકથા વાંચકવર્ગના કરકમળમાં મોડી મૂકાવા માટે કારણરૂપ છે. મ્હારી બિમારીના સમયમાં જાણીતા ગુજરાતી નવલકથાકાર અને મ્હારા પરમ સ્નેહી મિત્ર શ્રીયુત **વ્રજલાલ જાદવજી ઠક્કરે** મ્હને જે ઉપયોગી મદદ આપી છે તે બદલ તેમનો હું આભારી છું.

મ્હારી લખેલી અન્ય નવલકથાઓ ગુજરાતી વાચકવર્ગના આદરને પાત્ર થઇ છે તેજ પ્રમાણે મ્હારી આ નવલકથા પણ તેમના આદરને પાત્ર થશે તો મ્હને થયેલો પરિશ્રમ હું સફળ થએલો સ્હમજીશ. અન્તે પરમકૃપાળુ વિશ્વનિયંતા ગુર્જર જનસમાજની સેવા બજાવવાની તક મ્હને અહર્નિશ આપો એટલું અંતઃકરણપૂર્વક ઇચ્છીને હું આ લંબાયલી પ્રસ્તાવનાની પૂર્ણાહુતિ કરીશ. ૐ હરિઃ

પરોઢીઆ દરવાજા,-ધ્રાંગધ્રા.<br>
તા. ૧૬ સપ્ટેંબર-૧૯૧૮.

દલપતરામ ભાઇશંકર રાવળ.



---

# બગદાદનો બાદશાહ.

અત્યંત મનોહર દિલભેદક અને અજાયબી ભરેલા બનાવોથી ભરેલી આ વાર્તા બગદાદના ખલિફાઓના રાજ્યનો આબેહુબ ચિતાર કરાવનારી છે. અબળા સબળા બનીને મોટા મોટા વીરપુરુષોને પણ કેવી રીતે કંપાવી મૂકે છે, શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે, દેવતુલ્ય મનુષ્યો કેવું અનુપમ દેવત્વ દર્શાવી શકે છે, આદિ સર્વ બનાવો ખાસ વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨-૦-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર-અમદાવાદ.**

# કલંકિત કુમારિકા!

## પ્રકરણ ૧ લું.

### કુમુદિની.

પ્રભુ! તારૂં સર્વે, મુજ નહિ કશું આ જગતમાં,
મને મારે કિન્તુ કુસુમ મધુરૂં આ મુજ ગણ્યું;
દયાળુ તું તો છે પણ ન નિરખું હું તુજ દયા,
અરે! તેથી યાચું મૃદુ કુસુમડા ઉપર કૃપા.

—કલાપી.

દિવસના પ્રથમ પ્રહરનો પ્રારંભ થઇ ચૂક્યો હતો. આકાશસ્થ બાલ રવિ પોતાનાં તેજોમય કિરણોનો પ્રકાશ પૃથ્વીપર ફેંકતો મૂંગિતાહ કરવા લાગ્યો હતો. નિવૃત્તિ દેવીની સુખકર ગોદમાંથી મુક્ત થએલા નગરજનો પ્રફુલ્લ ચિત્તે પ્રવૃત્તિ દેવીનો આશ્રય સ્વીકારવા લાગ્યા હતા. વસંતઋતુ ચાલતી હોવાથી પ્રભાત કાળની રમણીયતા ઑર હતી. શીતળ સમીરની મંદમંદ લહરીઓ હૃદયને આહ્લાદ આપતી હતી.

ચન્દ્રકાન્ત આજે નિત્ય નિયમ કરતાં 'ઑફિસ'માં વ્હેલો આવ્યો હતો. થોડીવાર સુધી તો તેણે પોતાના હાથમાંના કાગળના થોકડામાંના કેટલાક પત્રો વારંવાર ઉથલાવ્યો અને વાંચ્યા. પરંતુ હજી તેને સંપૂર્ણ શાન્તિ વળી નહોતી. ઘડીમાં કાગળો ઉલટાવીને તે વાંચવા મંડી જતો તો વળી ઘડીવાર તે વિચારમગ્ન થઇ જતો હતો. આ પ્રમાણે લગભગ વીશેક મિનિટ પસાર થઇ ગઇ એટલામાં ચન્દ્રકાન્તનો તરુણ કારકૂન પણ 'ઑફિસ'માં આવી પહોંચ્યો. તરત ચન્દ્રકાન્તે પોતાના હાથમાંનો કાગળનો થોકડો ડગલાના ખિસ્સામાં મૂક્યો અને 'સિગારેટ' સળગાવીને તે ધૂમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો. કારકૂન પોતાની જગ્યાએ બેસી ગયો એટલે ચન્દ્રકાન્તે તેને એક કાગળ લખાવવા માંડ્યો. જો કે ચન્દ્રકાન્ત અત્યારે પોતાના કારકૂનને પત્ર લખાવતો હતો પરંતુ વસ્તુતઃ આજનો દિવસ કેમ વીતાડ્

હવે એ સંબંધીના વિચારોમાં જ તે લીન હતો. અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્તના મનમાં વિચાર આવ્યો કે, 'આજે હિન્દુ અને પારસી વચ્ચે ક્રિકેટ મેચ રમાવાનો છે તે જોવા જઇશ.' પરંતુ એટલામાં તેની દૃષ્ટિ પુનઃ કારકૂન તરફ વળી. કારકૂન તો બિચારો ચન્દ્રકાન્તના મ્હોં સામું જ જોઇ રહ્યો હતો. તેના મનમાં એમ હતું કે ડીટેક્ટિવ સાહેબ આજે કંઈ ભળતા જ વિચારોમાં લીન થયા હતા. કારણકે એમ ન હોય તો ચન્દ્રકાન્ત ટપાલ લખતી વખતે કોઇ પણ પ્રકારની વિચારપરંપરાને આધીન કદાપિ થતો જ નહોતો. તરત જ ચન્દ્રકાન્તે બોલવા માંડ્યું: "હં, લખો કે આવતી કાલે સ્હવારે મ્હને અવશ્ય મળી જજો! જ્યારે તમે મ્હને તમારી સવિસ્તર હકીકત કહી સંભળાવશો ત્યારે......"

ચન્દ્રકાન્તનું છેલ્લું વાક્ય હજી તો પૂર્ણ પણ નહોતું થયું એટલામાં એક સિપાઈ 'ઑફિસ' માં દાખલ થયો અને ચન્દ્રકાન્તના હાથમાં એક પત્ર મૂકીને તેને સલામ કરીને તે ત્યાંથી ચાલતો થયો.

પત્રનું સ્વરુપ જોતાંની સાથે જ ચન્દ્રકાન્તની ખાત્રી થઇ કે તે પત્ર સરકારી કામનો હતો. ચન્દ્રકાન્તે પોતાના હાથમાંની 'સિગારેટ' બારીમાંથી ફેંકી દીધી અને તરત જ પેશો પત્ર ફોડીને તેમાંથી તેણે એક જાડો કાગળ બ્હાર કાઢ્યો. તેણે તે પત્ર ઝટ ઝટ વાંચી લીધા પછી પોતાના કારકૂન તરફ વળીને ગંભીર મુખમુદ્રા ધારણ કરીને કહ્યું: "હં. મિસ્ટર દવે! અત્યારે એ પત્ર લખવાનું બંધ કરો! ફુરસદે હું તમને તે પૂર્ણ કરાવીશ. મ્હને અત્યારે બિલકુલ અવકાશ નથી. આજે મ્હારા મનમાં એમ હતું કે હું ક્રિકેટ મેચ જોવા જઈશ, પરંતુ મેચ રમનારાઓના ભાગ્યમાં પણ મ્હારા આગમનનો લાભ લખાયો લાગતો નથી. હશે, તેમાં મ્હારો શો દોષ!"

"એમ કેમ?" મિ. દવે ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહ્યો.

ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી ઘડીઆળ કાઢ્યું અને તેના તરફ એકીટશે જોતો બોલ્યો: "કારણ કે માત્ર પા કલાકમાં જ મ્હારે તુરંગ તરફ જવું પડશે."

"તુરંગ તરફ?" મિ. દવેએ ગભરાયલા સ્વરે પૂછ્યું.

મિ. દવે ચન્દ્રકાન્તની 'ઑફિસ' માં થોડા સમયથી જ કામ કરતો હોવાથી, તેને પોતાના શેઠનો વિનોદી સ્વભાવ, તેનું મિતભાષીપણું, અને તેની બોલવાની છટા, એ સંબંધી ઘણું જ થોડું જ્ઞાન નહોતું.

શેઠના મુખમાંથી નીકળેલા સંદિગ્ધ શબ્દથી મિ. દવે ગભરાઇ જાય એ સાહજિક જ છે.

મિ. દવેની ભયભીત મુખમુદ્રા જોઇને ચન્દ્રકાન્ત સ્મિત કરતો બોલ્યો: "હા; ખરી વાત કહું છું. જૂઓ, આ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનો પત્ર વાંચો ! લ્યો, હું જ તમને તે પત્ર વાંચી સંભળાવું છું." એમ કહીને ચન્દ્રકાન્તે તે પત્ર મોટેથી વાંચવા માંડયો. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

"રા. રા. ચન્દ્રકાન્ત,

વિ. વિ. કેઃ—મૂળુ **રક્તલાંછનવાળો** આજે તુરંગમાંથી મુક્ત થનાર છે. આ ખેલાડી અને ઉસ્તાદ ચોરનો પૂર્વ ઇતિહાસ તમે સારી રીતે જાણોછો જ. તમે હાલમાં રહસ્યભેદક તરિકે ખાનગી વ્યવસાય કરો છો તો આ બદમાશ મૂળુની હિલચાલ પર સખ્ત દેખરેખ રાખશો અને એકાદ નવીન રહસ્ય પ્રકાશમાં લાવશો એવી મ્હને દૃઢ પ્રતીતિ છે. પ્રભુ તમને તમારા કાર્યમાં યશ આપો !"

લિ. નિરંતર સ્નેહાંકિત

<u>પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ.</u>"

"કેમ, હવે તમે હું શા માટે તુરંગમાં જવા ઇચ્છું છું તે સ્હમજ્યાને ?" પત્ર વાંચી રહ્યા પછી તેને પુનઃ પરબીડીઆમાં મૂકતાં ચન્દ્રકાન્ત પોતાના કારકૂનને ઉદ્દેશીને બોલ્યો.

"સ્હમજ્યો !" કારકૂન ચન્દ્રકાન્ત પ્રત્યે જિજ્ઞાસાપૂર્ણ દૃષ્ટિપાત કરતો બોલવા લાગ્યોઃ "પરંતુ આપ તો સ્વતંત્ર વ્યવસાય ચલાવો છો; અને આમ છતાં પણ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે આપને આવો હુકૂમ શા માટે મોકલ્યો હશે ! આપે તેમનો હુકમ પાળવાની પણ શી જરૂર ?"

"છટ્ છટ ! તમે ભૂલો છો. આ કંઇ હુકૂમ નથી. આતો તેમણે મ્હને મિત્રભાવે માત્ર સૂચના જ કરી છે; મૂળુ રક્તલાંછનવાળો મ્હારો જૂનો મિત્ર છે. ત્રણ ત્રણ વખત મ્હેં તેને જેલ જાત્રા કરાવી છે. હજી પણ ચોથી વાર મૂળુને મ્હારા હાથે જ તુરંગમાં મ્હારે મોકલવો એવી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઇચ્છા છે. તેમની આ ઇચ્છા પરિપૂર્ણ થવામાં બિલકુલ વિલંબ લાગનાર નથી જ. કારણ કે મૂળુને તુરંગમાંથી મુક્તિ મળી કે તે શાન્તિ અનુભવે એવો હાલો નથી. કોઇ પણ જાતનો ગુન્હો કર્યા સિવાય મૂળુને બિલકુલ ચેન

પડવાનુંજ નાહ. તેના હાથ પરનું રક્તલાંછન-લાલચક્ર તેને ક્યાં સ્વસ્થ રહેવા દે છે ?"

"લાલચક્ર ?" કારકૂન આશ્ચર્યચકિત મુખમુદ્રા ધારણ કરતો ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહ્યો. થોડીવાર મૌન રહ્યા પછી તે પુનઃ બોલ્યોઃ "આ લાલચક્રનું કંઇ રહસ્ય છે કે શું ? એ કોઈ રાજદ્રોહી બદમાશોની ટોળી તો નથી ને ?"

"ના, રે ના; લાલચક્ર એ કંઇ બદમાશોની ટોળી નથી. એ તો મૂળુના ડાબા હાથના પંઝાપર એક પ્રકારનું જન્મસિદ્ધ ચિહ્ન છે. એ ચક્ર કોઇ કોઇ વાર તેના હાથના પંઝા પર દૃષ્ટિગોચર થાયછે તો કોઇ કોઇ વાર તે છેક જ અદૃશ્ય થઇ જાય છે. લોકો મૂળુને આ ચક્રને લીધે '**રક્તલાંછનવાળો**' એ સંબોધનથી પિછાને છે."

"પરંતુ આ જન્મસિદ્ધ ચિહ્ન સાથે તેના ગુન્હાનો કોઇ પણ પ્રકારનો સંબંધ હોય એ વાત તો માની શકાતી નથી." કારકૂને પોતાના મનનો ખુલાસો કર્યો.

"ખરી વાત !" ચન્દ્રકાન્ત બોલવા લાગ્યોઃ "મ્હને પોતાને પણ આ બાબતમાં અનેક શંકાઓ વારંવાર થયા કરે છે. પરંતુ આ લાલચક્ર તેના કુટુંબમાં વંશપરંપરાથી મળતા વારસા રૂપે નિવડયું છે. વળી જે મનુષ્યના હાથ પર આવું લાલચક્ર હોય છે તેને ગુન્હા કરવાનું બહુ મન થાય છે એવી લોકમાન્યતા છે. કદાચ આ માન્યતા ભૂલભરેલી પણ હોય ! પરંતુ આખા મુંબઈ શહેરમાં તો એ મૂળુ જેવો અટલ ચોર ભાગ્યે જ હશે, એમ હું છાતી ઠોકીને કહી શકું છું."

"ત્યારે અત્યારે આપ તુરંગમાં જઇને મૂળુને પુનઃ કેદ પકડાવશો કે ?" કારકૂને પૂછ્યું.

"નહિ, નહિ; આજે તો હું મૂળુની દૃષ્ટિએ સુદ્ધાં પડનાર નથી. માત્ર હું ગુપ્ત રીતે તેની પ્રત્યેક હિલચાલપર સખ્ત નજર રાખીશ અને તેનાં ગુપ્ત રહેઠાણ શોધી કાઢીશ. તુરંગમાંથી છૂટીને તે પ્રથમ તો પોતાને ઘેર જ જવાનો ! મૂળુનો છોકરો પણ પોતાના પિતાના જેવોજ પરાક્રમી બનવા લાગ્યો છે એમ મ્હેં સાંભળ્યું છે. કદાચ પોતાનો પિતા આજે બંદીખાનામાંથી મુક્ત થનાર છે એવી બાતમી તેને મળી હોય, તો તે પણ તુરંગ પાસે આજે આવ્યો હોય. મૂળુનો છોકરો મુંબઇમાં જ રહે છે. પરંતુ તેણે અદ્યાપિ પોતાના આવાસનો પત્તો કોઇને લાગવા દીધો જ નથી. ફિકર નહિ. આજે હું અવશ્ય તેનું રહેઠાણ શોધી કાઢવાનો જ. આ પ્રમાણે આજે હું બહુ જ વ્યવ-

સાથી બની જઇશ અને તેથી મ્હારૂં અહિં ક્યારે આવવું થાય તે કંઇ નિશ્ચિત ન ગણાય. મ્હારી ગેરહાજરીમાં આજે તમારે ઑફિસમાં બહુ જ સાવધાનતાથી રહેવાનું છે."

આટલું બોલીને ચન્દ્રકાન્ત ખુરસીપરથી ઉભો થયો અને પોતાના મેજ પાસે ગયો. મેજના ખાનામાંથી એક 'રિવોલ્વર' ખિસ્સામાં મૂકીને તે તરત જ ઑફિસમાંથી ચાલ્યો ગયો. પછીથી કારકુન પણ પોતાના કામે વળગ્યો.

ચન્દ્રકાન્ત પ્રથમ સરકારી નોકરીમાં "ડિટેક્ટીવ' (છુપી પોલિસનો અમલદાર) તરીકે હતો. તે એવો તો હુશિઆર અને ચતુર હતો કે માત્ર અલ્પ સમય સુધી નોકરી કર્યા પછી તે 'ડિટેક્ટીવ' ખાતામાં મોટા એક અમલદાર તરીકે નિમાયો; પરંતુ ચન્દ્રકાન્તનો સ્વભાવ સ્વાતંત્ર્યપ્રિય વિશેષ હોવાથી, તેને કોઇની તાબેદારી ઉઠાવવાનું ખિલકુલ ગમતું ન્હોતું. વળી તેનું લગ્ન અદ્યાપિ થયું ન્હોતું એટલે તેને પોતાની પાછળ લાંબી જંજાળ પણ ન્હોતી. થોડાંક વર્ષ સુધી સરકારી નોકરી કરીને સંપત્તિ અને યશ સંપાદન કર્યાબાદ પોતાની ત્રીશ વર્ષની ઉંમરે ચન્દ્રકાન્તે સરકારી નોકરીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. તેણે 'રહસ્ય ભેદક' તરિકે પોતાનો ખાનગી વ્યવસાય શરૂ કર્યો.

બોરીબંદર સ્ટેશનની નજીકમાં ચન્દ્રકાન્તે એક ન્હાનો સરખો બંગલો ભાડે લીધો અને ત્યાં પોતાની 'ઑફિસ' કરી. બંગલાના પ્રવેશદ્વાર પર 'ચન્દ્રકાન્ત રહસ્યભેદક' એવા સુવર્ણાક્ષરવાળું પાટીયું તેણે લગાવી દીધું. વર્તમાનપત્રોમાં પોતાની નવી 'ઑફિસ' સંબંધી જાહિરાતો તેણે ફેલાવવા માંડી.

ચન્દ્રકાન્તને જો કોઇ 'ડીટેક્ટીવ' કહેતું તો તે તેને બિલકુલ પસંદ પડતું નહિ. જો તેનો કોઇ પણ મિત્ર કદાચ મશ્કરીમાં 'કેમ છો ડિટેક્ટીવ સાહેબ,' એમ કહે તો પણ તે ક્રુદ્ધ સ્વરે બોલી ઉઠતોઃ—"જો તમારે મ્હારી મશ્કરી કરવી હોય, તો ભલે તમે મ્હને ચોર કહો, બદમાશ કહો, પરંતુ જો તમે મ્હને 'ડિટેક્ટીવ' કહીને બોલાવ્યો તો ખબરદાર તમારી વાત તમે જાણો! હું સ્પષ્ટ રીતે કહું છું કે મ્હને **રહસ્યભેદક કહો, ડિટેક્ટીવ નહિ.** જો તમને મ્હારો ક્રોધ માત્ર કૃત્રિમ લાગતો હોય તો જુઓ, આ મ્હારૂં 'વિઝિટીંગ કાર્ડ'! મ્હેં તેમાં **રહસ્યભેદક** શા માટે છપાવ્યું છે? શું મ્હારા ખિસ્સામાં પૈસા કંઇ ફેંદી રહ્યા હતા કે? મ્હેં આ ખર્ચ વ્યર્થ કર્યું હશે કે?" ચન્દ્રકાન્ત નિત્ય આ પ્રમાણે પોતાના મિત્રમંડળમાં કહ્યા કરતો. પરંતુ

એક પણ મનુષ્ય તેને **રહસ્યભેદક** કહીને બોલાવતો નહોતો. આખા મુંબઇ શહેરમાં ચન્દ્રકાન્ત 'ડીટેકટીવ' તરીકે પ્રસિદ્ધ પામ્યો હતો. એના જેવો ચતુર 'ડિટેકટીવ' આખા મુંબઇ ઇલાકામાં પણ ભાગ્યેજ પ્રાપ્ત થઇ શકે એમ હતું. ચન્દ્રકાન્તે પોલિસ ખાતાનું શિક્ષણ પણ પ્રાપ્ત કર્યું હોવાથી તેની બુદ્ધિ બેહદ વિલક્ષણ રીતે કાર્ય કરતી હતી. જેમ પદવીવાળા ડૉક્ટરોની સારવાર નીચે નહિ સુધરવા પામેલો દર્દી એકાદ વૈદ્યની સારવાર નીચે સાજો થાય, તે પ્રમાણે ભારે પગાર ખાનારા સરકારી અમલદારો અત્યંત ગૂઢ અને રહસ્યમય ગુન્હાઓ પકડવામાં નિરાશ થતા ત્યારે ચન્દ્રકાન્ત તેવા ગુન્હા પોતાના બુદ્ધિચાતુર્યથી ઘણી જ ટુંકી મુદતમાં પકડી પાડતો. પરંતુ પોતાને કોઇ 'ડીટેકટીવ' કહે તો તે વાત ચન્દ્રકાન્તને બિલકુલ પસંદ નહોતી. જ્યારે જ્યારે કોઇ માણસોની સાથે તેનો મેળાપ થતો અને તેઓ તેને 'ડીટેકટીવ સાહેબ,' કહીને બોલાવતા, ત્યારે ત્યારે તેમની આવી સાહજિક ભૂલ સુધારવાનું ચન્દ્રકાન્ત કદાપિ ભૂલતો નહોતો. અસ્તુ !

"ક્રિકેટ મેચ'નો આનંદજનક દેખાવ જોવાનું તો હવામાં ઉડી ગયું અને આજે ઓચિંતું તુરંગવાસની ઉદાસીનતાનું દર્શન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો," એમ વિચારતો ચન્દ્રકાન્ત ઉતાવળે પગલે તુરંગ તરફ ચાલ્યો જતો હતો. અત્યારે તેનું હૃદય ખિન્ન થયું હતું. પરંતુ તુરંગના દ્વાર પાસે તે જઇ પહોંચ્યો કે તરત જ તેની ખિન્નતા એકાએક ઉડી ગઇ. કારણ ? કારણ એ જ કે તુરંગના દ્વારની નજીકમાં જ ગંગા તથા તેની પુત્રી કુમુદિનીને કંઇ વાતચિત કરતાં ઉભેલાં ચન્દ્રકાન્તે જોયાં. કુમુદિનીનું અપ્રતિમ લાવણ્ય અને તેની તેજઃપુંજ સુંદર મુખમુદ્રા જોઇને ચન્દ્રકાન્તના આનંદનો અવધિ જ થયો.

ગંગાની સાંપત્તિક સ્થિતિ સારી હતી. કુમુદિની તેની એકની એક જ લાડકી દીકરી હતી. પતિના પરલોક ગમન પછી ગંગાએ પોતાની પ્રિય કન્યાને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપીને તેને સુશીલ અને સચ્છીલ બનાવી હતી. કુમુદિનીનું વય અત્યારે સોળ–સત્તર વર્ષનું હતું. જો કે તે સુશિક્ષિતા તરુણી હતી તથાપિ તેનો સ્વભાવ સહજ વધારે સ્વાતંત્ર્યપ્રિય હતો. આથી ગંગાના મનમાં એમ હતું કે પોતાની કન્યાની પસંદગી પ્રમાણે જ તેનું લગ્ન કરી આપવું. કુમુદિની જ્યારે કોઇ પણ યોગ્ય પુરુષને પોતાના પતિ તરિકે પસંદ કરે ત્યારે તેનું લગ્ન કરી દેવાનો ગંગાનો દૃઢ નિશ્ચય હતો. પોતાની જીવલ્ક

અને એકની એક પુત્રી માટે ગંગા થોડી થોડી થઇ જતી અને તેને પોતાના પ્રાણુ કરતાં પણ વિશેષ વ્હાલી હતી.

કુમુદિની કેળવાયલી હોવાથી તેને વર્તમાન પત્રો વાંચવાનો શોખ વિશેષ હતો. એક દિવસ તેણે એક વર્તમાનપત્રમાં વાંચ્યું કે, 'એક દુર્દૈવી મનુષ્ય બંદીવાસમાંથી મુક્ત થયા પછી નીતિથી વર્તીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતો હતો; પરંતુ લોકો તેનું પૂર્વ ચરિત્ર જાણતા હોવાથી, તે નીતિથી વર્તતો હોવા છતાં તેના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જ જોતા હતા. એટલું જ નહિ, પરંતુ જો તે કોઇના આગળ જાય તો તેને ઘણાં જ કટુ વાક્યો સાંભળવાં પડતાં. આ પ્રમાણે હતાશ થઇને એક દિવસે તે મનુષ્યે આત્મહત્યા કરી." આ સમાચાર વાંચીને કુમુદિનીનું સદય હૃદય દ્રવ્યું. તે દિવસથી જ દરરોજ સ્હવારના દશ વાગ્યે તુરંગ પાસે જઇને ઉભા રહેવાની તેણે પ્રતિજ્ઞા કરી. તુરંગમાંથી હંમેશાં જે જે કેદીને બંધનમુક્ત કરવામાં આવતો તે તે કેદીને તે આશ્વાસન આપતી અને તેને નીતિનો જ બોધ કરતી. કુમુદિની આટલું જ કરીને અટકતી નહોતી. તે કેદીને ધંધે લગાડવામાં પણ સહાયભૂત થતી અને જ્યાં સુધી તે કેદી ધંધે ન વળગે ત્યાં સુધી તેના નિર્વાહ માટે આર્થિક સહાય પણ આપતી. આજ પણ પોતાના નિત્ય નિયમ પ્રમાણે કુમુદિની તુરંગ દ્વાર પાસે આવીને ઉભી હતી. પોતાની પરોપકારી પુત્રીનું આવું ધાર્મિક કાર્ય પ્રત્યક્ષ નિહાળવાના ઉદ્દેશથી ગંગા પણ આજે કુમુદિનિ સાથે તુરંગદ્વાર પાસે આવીને ઉભી હતી.

તુરંગદ્વાર પાસે પહેરો ભરનાર સંત્રી કુમુદિનીનું આવું પરોપકારી જીવન જોઇને તેના પ્રત્યે નિરંતર પ્રેમપૂર્ણ વર્તન ચલાવતો હતો. તુરંગમાંથી મુક્ત થતા બદમાશોના મન પર જો કુમુદિનીના બોધની અસર થશે તો તે સુખી થશે જ એવી તુરંગ રક્ષકોની ખાત્રી હતી. પરંતુ મૂળુ **રકત લાંછનવાળા** જેવા ઉસ્તાદ બદમાશના મન પર કુમુદિની જેવી પરોપકારી તરુણીના સદ્બોધની કંઇ પણ અસર થશે કે કેમ, એ બદલ તુરંગ રક્ષકોના મનમાં પ્રબળ આશંકા હતી.

કુમુદિની અને ગંગાને તુરંગદ્વાર પાસે આવી પહોંચેલાં જોઇને તુરંગાધિકારી તેમની પાસે ગયો અને મૂળુ કેવો ભયંકર બદમાશ હતો તે સંબંધમાં કુમુદિનીને સંક્ષિપ્તમાં સઘળું સ્હમજાવ્યું. પરંતુ કુમુદિની તેથી નિરાશ ન થતાં દૃઢતાપૂર્વક બોલીઃ—"જો કે તેનું અત્યારસુધીનું જીવન અનીતિમાન હશે તો પણ હવે તેના ઉદ્ધાર

માટે એક પણ ઉપાય અખિલ વિશ્વમાં છે જ નહિ એમ શી રીતે માની શકાય ? કદાચ આજદિન સુધીમાં તેને યોગ્ય સલાહ નહિ મળી હોય, અથવા તેને યોગ્ય પ્રસંગે કોઇએ સહાય નહિ કરી હોય, કિંવા—"

કુમુદિની પોતાનું છેલ્લું વાક્ય પૂર્ણ કરી રહી તે પૂર્વે જ ત્યાં એક સિપાઇ કેદી સહિત આવી પહોંચ્યો. કેદીના પગમાંની લોહશૃંખલાઓ જો કે અત્યારે કાઢી નાંખવામાં આવી હતી તથાપિ તેના અંગ પરના વસ્ત્રો પરથી તે એક કેદી હોવો જોઇએ એમ સ્પષ્ટપણે કળી શકાતું હતું. કેદીનું વય સુમારે પચાસ વર્ષનું હશે એમ તેની મુખમુદ્રાપરથી અનુમાન બાંધી શકાય તેમ હતું. તે કેદીના શરીરનો બાંધો સુદૃઢ હતો. તેની દૃષ્ટિ તીક્ષ્ણ અને ભેદક હતી. કેદીની દેહયષ્ટિ કૃશ થએલી હતી. બંદીવાસને લીધે સ્વાભાવિક ઉત્પન્ન થનારી ફિક્કાશ તેના કૃશ શરીરપર સ્પષ્ટ રીતે દેખાતી હતી.

આ કેદીને જોતાંની સાથે જ કુમુદિની કંપી ઉઠી. પોતે શાથી આવી હોઈ ઉઠી તેનું કારણ તે પોતે પણ સ્હમજી શકી નહિ. તેણે કેદીને તાકીને જોવા માંડયું. કેદીની મુખમુદ્રા ઉગ્ર અને ક્રૂર હતી. પરંતુ તેનામાં બુદ્ધિમત્તા, દૃઢ નિશ્ચય અને કર્તવ્યપરાયણતા આદિ ગુણો સારી રીતે ખીલેલા હોવા જોઇએ એવું કુમુદિની તત્કાળ કળી શકી. પોતાના સદ્‌ગુણોને કેદી સન્માર્ગે વાળે તો તે પોતાની ઉન્નતિ કરી શકે તેમ હતું; પરંતુ કુમાર્ગનું અવલંબન કરીને તેણે પોતાનો સર્વનાશ કર્યો હોવો જોઇએ એવી કુમુદિનીએ કલ્પના કરી.

કુમુદિની જ્યારે આ પ્રમાણે પોતાના મનમાં અનેકાનેક તર્કવિતર્ક કરવામાં લીન થઇ હતી ત્યારે તુરંગાધિકારી મૂળુને સંબોધીને બોલવા લાગ્યો: " મૂળુ ! આજે ત્હેને બંધન મુક્ત કરવામાં આવે છે. હજી પણ તું પ્રમાણિકતાથી વર્તવાનું શીખી લે ! જો તું તેમ કરવાનો દૃઢ નિશ્ચય કરીશ તો હજી પણ વખત વહી ગયો નથી. પણ—"

તુરંગાધિકારી સાહેબ આ પ્રમાણે બોલતા હતા ત્યારે તેમની દૃષ્ટિ મૂળુ પ્રત્યે જ હતી. પરંતુ પોતાના ઉપદેશની દરકાર નહિ રાખનાર મૂળુ પોતાની પ્રત્યે તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકતો હતો એમ જ્યારે તુરંગાધિકારીએ જોયું ત્યારે તેમણે પોતાનું વ્યાખ્યાન એટલેથી જ ટુંકાવ્યું.

મૂળુ શાન્ત ઉભો હતો. તેના મનમાં તો એમ જ

" કયારે અહિંથી મ્હારો છૂટકારો થાય અને હું મ્હારે ;

અલ્પ સમયમાં જ એક દરોગો મૂળુના પૂર્વેનાં કપડાં લઇને ત્યાં આવી પહોંચ્યો. મૂળુએ પોતાનાં કપડાં બદલી લીધાં એટલે તુરંગાધિકારીએ એક ચોપડીમાં મૂળુની સહી લીધી અને તેને જવાની રજા આપી. મૂળુ ત્યાંથી જવા લાગ્યો.

મૂળુ લગભગ પાંચ દશ પગલાં ચાલ્યો હશે એટલામાં તુરંગાધિકારીએ મૂળુને પુનઃ હાંક મારી અને બોલ્યોઃ–"મૂળુ, ઉભો રહે ! આ તરુણી ત્હારી સાથે કંઇક વાર્તાચિત કરવા ચ્હાય છે."

તુરંગાધિકારીનું બોલવું જાણે કે પોતે સાંભળ્યું જ ન હોય તેમ કરીને મૂળુ આગળ ચાલવા લાગ્યો. પરંતુ એક સિપાઇએ તેને અટકાવ્યો એટલે તે ઉભો રહ્યો અને કુમુદિની પ્રત્યે ખિન્નતાપૂર્ણ દૃષ્ટિ ફેંકવા લાગ્યો.

તરત જ કુમુદિની મૂળુ પાસે આવી અને તેનો હાથ પકડીને મૃદુ સ્વરે બોલીઃ–"મૂળુ દાદા, હું આજે તમને મળવા માટે ખાસ આવી છું. તમને કોઇ પણ પ્રકારની સહાય આપવાની ખાતર જ હું અહિં આવી છું. મ્હારી અલ્પ સહાયનો કૃપાભાવે સ્વીકાર કરશો કે ?"

"સહાય ?" મૂળુ કર્કશ સ્વરે બોલ્યોઃ–"સહાય શાની ? મ્હને નરકમાં પહોંચાડવાની સહાય કરવા તું ઇચ્છે છે કે ?"

"નહિ, નહિ;" કુમુદિની પ્રેમાળ સ્વરે બોલીઃ–"આમ નિરાશ ન થાઓ ! હજી પણ તમારી ઉન્નતિની આશા સમૂળગી ધૂળમાં નથી મળી ગઇ। તમારે તમારી પોતાની સુધારણા અવશ્ય કરવી જ જોઇએ ! જો તમે તમારી પોતાની ખાતર તેમ ન કરો, તો તમારી પત્નીની ખાતર પણ—"

"પત્ની ?" મૂળુ દીર્ઘ નિઃશ્વાસ મૂકીને વિષણ્ણ વદને બોલ્યોઃ "એ તો ક્યારની યે મરી ગઇ !"

"અરેરે," કુમુદિની દુઃખપૂર્ણ સ્વરે બોલીઃ–"આ સમાચાર સાંભળીને મ્હને બહુ દુઃખ થાય છે. પરંતુ પત્ની સિવાય પણ તમારે અન્ય કોઇ આપ્તજન હશે જ ! તમારે છોકરો છોકરી કંઇ છે કે નહિ ? તેમની ખાતર પણ હવે તમારે નીતિમાન બનવાની જરૂર છે. પોતાનાં બાળકોને નીતિનો પાઠ પઢાવવો એ માબાપનું કર્ત્તવ્ય નથી કે ?"

મૂળુએ કંઇ પણ ઉત્તર નહિ આપતાં કુમુદિની પ્રત્યે એક ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકી. તેણે વિના વિલંબે કુમુદિનીના હાથમાંથી પોતાનો

હાથ છોડવી લીધો અને પોતાની નજીકમાં ઉભેલા સિપાઇને દૂર કરીને ત્યાંથી ઉતાવળે પગલે ચાલતો થયો.

કુસુદિનીની ખિન્ન મુખમુદ્રા જોઇને તુરંગાધિકારી બોલ્યોઃ “ કેમ બ્હેન, જોયું કે ? મ્હેં તમને પ્રથમથી જ કહ્યું હતું કે એ મનુષ્ય બડો બદમાશ છે અને કોઇનો પણ ઉપદેશ માને તેવો નથી.”

તુરંગાધિકારીના ઉત્તરની કંઇ પણ અપેક્ષા રાખ્યા વિના કુસુદિની મૂળુની પાછળ જવા લાગી. ગંગા તુરંગાધિકારીની રજા લઇને પોતાની પુત્રીની પાછળ પાછળ જવા લાગી.

તુરંગના ચોકમાંથી નીકળીને મૂળુ રસ્તા પર આવ્યો તો તેણે કુસુદિનીને પુનઃ પોતાની સમીપમાં આવીને ઉભેલી જોઇ. હવે પોતાને કયા માર્ગનું અનુસરણ કરવું એ સંબંધી વિચાર કરતો મૂળુ ક્ષણવાર ત્યાં ઉભો રહ્યો. પરંતુ એટલામાં કુસુદિની ત્યાં આવી પહોંચી અને મૃદુ સ્વરે બોલીઃ—“ મૂળુદાદા, મ્હારા વચનો સાંભળીને તમને મ્હારા પર ક્રોધ ચઢ્યો છે કે ? તમારા હૃદયને દુઃખિત કરવાના ઉદ્દેશથી હું બિલકુલ બોલી જ નથી. આમ છતાં મ્હારા વચનો શ્રવણ કરવાથી આપને દુઃખ લાગ્યું હોય તો કૃપા ભાવે મ્હને ક્ષમા કરજો ! ”

મૂળુ કંઇ પણ બોલ્યા સિવાય કુસુદિની પ્રત્યે તાકી રહ્યો. તે ઉભો હતો ત્યાંથી થોડા અંતરે ઉભેલો એક સિપાઇ ક્રોધપૂર્ણ સ્વરે બોલી ઉઠ્યોઃ—“ અરે, મૂર્ખા ! તને બિલકુલ અક્કલ છે કે નહિ ? આ તરુણી તારા પ્રત્યે આટલું પ્રેમાળ વર્તન ચલાવે છે તથાપિ તું તેનો ઉપકાર માનવા જેટલી કૃતજ્ઞતા પણ દર્શાવી શકતો નથી કે ? શરમ છે તને ! ”

પેલા સિપાઇને મૌન રહેવાની સૂચના કરીને કુસુદિની મૂળુને ઉદ્દેશીને પુનઃ બોલવા લાગીઃ—“ દાદા, પ્રત્યેક મનુષ્ય તમારી સાથે તિરસ્કારસૂચક દૃષ્ટિથી જોતા હોવાથી કોઇ પણ વ્યક્તિ સાથે સંબંધ ન રાખવો એ તમને ઉચિત લાગતું હશે, પરંતુ ખાત્રી રાખજો કે હું કદાપિ કોઇ પણ મનુષ્યનો તિરસ્કાર કરતી જ નથી ! જો તમને મ્હારી સાથે વાતચિત કરતાં કંટાળો ઉપજતો હોય તો પણ કૃપા ભાવે મ્હારી અલ્પ સ્વલ્પ સહાયનો સ્વીકાર કરો ! તમે ધંધે લાગો ત્યાં સુધીને માટે આનો ઉપયોગ કરજો ! ” એમ કહીને કુસુદિનીએ મૂળુના ડાબા હાથમાં દશ રૂપિઆની નોટ મૂકી. મૂળુએ પોતાનો જમણો હાથ ફાટેલા કોટના ખિસ્સામાં મૂક્યો હતો.

પરંતુ મૂળુએ તે નોટને પોતાના હાથમાં ચોળી નાખ્યા પછી

તે કુમુદિનીના શરીરપર ફેંકી અને તેના પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકી મૂળુનું આવું ઉદ્ધત વર્તન જોઇને ત્યાંથી થોડે દૂર ઉભેલો સિપાઇ તેના અંગ પર ધસ્યો. પેલા સિપાઇએ બિચારા મૂળુને એક એવો ધક્કો માર્યો કે તે તરત જ ધરણી પર ઢળી પડત, પરંતુ એટલામાં એક તરુણ ત્યાં આવી પહોંચ્યો અને તેણે મૂળુનો હાથ પકડ્યો એટલે તે જમીન પર પડતાં અટકી ગયો. તે તરુણ પુરુષ પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં મૂળુને ગભરાટ છૂટયો; તે વિના વિલંબે ત્યાથી ન્હાસી છૂટયો.

પેલા તરુણ પુરુષને ત્યાં આવી પહોંચેલો જોઇને સિપાઇએ તેને સલામ કરી અને નમ્ર સ્વરે બોલ્યોઃ—"સાહેબ, મ્હને ક્ષમા કરો! મ્હેં આપને બિલકુલ જોયા જ નહોતા!"

"કંઇ હરકત નહિ!" તે તરુણ પુરુષ બોલ્યોઃ—"પરંતુ તું મૂળુને ધક્કો મારવા માટે શા સારૂ પ્રયત્ન કરતો હતો. વારૂ?"

"સાહેબ આ પરોપકારી કુમુદિની બ્હેન તેને સહાય આપવા તયાર હતાં તથાપિ તે બદમાશ તેમની સાથે કૃતઘ્નતાથી વર્તતો હતો તેથી જ." સિપાઇ નમ્ર સ્વરે બોલ્યો. પુનઃ તે સિપાઇ કુમુદિની તરફ વળીને બોલ્યોઃ "બ્હેન, આમનું નામ ચન્દ્રકાન્તભાઇ! તેમનો સ્વભાવ બહુ દયાળુ છે. તેઓ એક બાહોશ રહસ્યભેદક છે."

ચન્દ્રકાન્તે કુમુદિની પ્રત્યે એક પ્રેમાળ નેત્રકટાક્ષ ફેંક્યો. કુમુદિની ચન્દ્રકાન્ત પ્રત્યે ઉત્સુકતાપૂર્ણ દૃષ્ટિ ફેંકતી ચકિત સ્વરે બોલીઃ "સુપ્રસિદ્ધ ચન્દ્રકાત ડિટેકટિવ આપ જ છો કે?"

"હા; મ્હારૂં જ નામ ચન્દ્રકાન્ત **રહસ્યભેદક**!"

"આપની કીર્તિ વિષે હું ઘણા સમયથી સાંભળ્યા કરૂં છું." કુમુદિની બોલવા લાગીઃ" આજે આપનો પ્રત્યક્ષ મેળાપ થવાથી મ્હને અનહદ આનંદ થાય છે! જૂઓ, આ મ્હારી માતા આવી! હું આપને તેમની સાથે પરિચય કરાવી આપું છું!"

ગંગા ત્યાં આવી પહોંચી એટલે કુમુદિનીએ ચન્દ્રકાન્ત સાથે તેની ઓળખાણ કરાવી દીધી. ત્યાર પછી થોડી વાતચિત કર્યા બાદ ગંગા અને કુમુદિની પોતાની ગાડીમાં બેસીને ત્યાંથી જવા લાગ્યાં. જતાં જતાં કુમુદિનીએ ચન્દ્રકાન્તને કહ્યુંઃ "રહસ્યભેદક સાહેબ, નિવૃત્તિએ આપ અમારી કંગાલ ઝૂંપડીને આપનાં પુનિત પગલાંથી પાવન કરશો તો અમારાપર મહદુપકાર થશે."

ચન્દ્રકાન્તે કુમુદિનીની માગણી સ્વીકારી. ગાડી પવન વેગે ત્યાંથી

ચાલી જવા લાગી. કુમુદિનીની ગાડી દૃષ્ટિમર્યાદાની બહાર ચાલી ગઈ ત્યાં સુધી ચન્દ્રકાન્ત દીવાનાની માફક ગાડી પ્રત્યે દૃષ્ટિ ફેંકતો પોતે ઉભો હતો ત્યાં પાષાણ મૂર્તિવત્ સ્થિર ઉભો રહ્યો. કુમુદિનીનું અપ્રતિમ લાવણ્ય, તેની પ્રફુલ્લ મુખમુદ્રા, તેનાં પાણીદાર નેત્રો, તેનો સુમધુર સ્વર, અને તેનું પ્રેમળ સંભાષણ, ઇત્યાદિ કારણોને લીધે ચન્દ્રકાન્ત આજે તેનાપર એટલો તો મોહિત થઇ ગયો હતો કે પોતે અહિં શા માટે આવ્યો હતો અને પોતે શું કરવામાં તલ્લીન થઇ ગયો હતો તેનું પણ તેને બિલકુલ ભાન જ રહ્યું નહિ.

કુમુદિનીની ગાડી અદૃશ્ય થતાંની સાથે જ ચન્દ્રકાન્ત ચમક્યો અને તે શુદ્ધિમાં આવ્યો. મૂળુ **રક્તલાંછનવાળા**નો પીછો પકડવા માટે પોતે આવ્યો હોવા છતાં પણ, એક સુંદર તરુણીની મોહજાળમાં ફસાઇને પોતે કર્ત્તવ્યવિમુખ બની ગયો, એ વિચાર મનમાં ઉદ્ભવતાંની સાથે જ ચન્દ્રકાન્ત મનમાં જ ચીડાયો. મુંબઇ જેવા વિશાળ શહેરમાંથી હવે મૂળુને શોધી કાઢવો એ એકાદ પક્ષિસમુદાયમાંથી અમુક પક્ષિને શોધી કાઢવા જેવું જ હતું એમ ચન્દ્રકાન્તને ખાત્રીપૂર્વક લાગવા માંડ્યું. આમ છતાં પણ નિરાશ ન થતાં જે માર્ગે થઇને પ્રથમ મૂળુ જવા લાગ્યો હતો તે માર્ગે થઇને ચન્દ્રકાન્ત અનેકાનેક તર્કવિતર્ક કરતો જવા લાગ્યો. જતાં જતાં તેણે ઉદ્ગાર કાઢ્યા: "હા! કુમુદિની! પરોપકારિણી દેવિ! પ્રેમ મૂર્તિ!"

## પ્રકરણ ૨ જું.

### રહસ્યભેદક ચન્દ્રકાન્ત.

બદમાશ મૂળુનો છોકરો મોતી માત્ર બાવીશથી તેવીશ વર્ષની ઉમરનો જ હતો. તથાપિ આગલી ઉંમરમાં પણ તેણે લગભગ દશ બાર સ્થળે નોકરીનો અનુભવ મેળવ્યો હતો. પરંતુ આ અનુભવ કંઇ તેના મનથી નૂતન ન્હોતો. મોતીને વારંવાર નોકરી બદલવાની ટેવ હોવાથી પોતાના હાલના રોજગારને લાત મારવાથી તેને સહજ પણ દુઃખ થયું નહોતું. અત્યન્ત ન્હાની વયમાં પણ મોતી બીડી, દારૂ વગેરે પીવામાં તેમજ હાથ ચાલાકીના કાર્યમાં અતિ પ્રવીણ હતો. પ્રથમની બે વસ્તુઓનો ઉપયોગ કરવા માટે તેને ત્રીજી વસ્તુનો ઉપયોગ વારંવાર કરવાની જરૂર પડતી હતી.

ગઇ કાલે સ્હાંજે પગાર થયો હોવાથી એક અઠવાડીઆમાં જે કંઇ દેવું થયું હતું તે ચૂકવતાં બાકીના જેટલા પૈસા સિલક રહ્યા તેનો મોતીએ એવડો લીધો અને પેટ ભરી ભરીને ખૂબ ઠાંસ્યો. દારૂની ધુતમાં ને ધુનમાં આજે તે નિત્ય કરતાં મોડો જાગ્રત થયો. મોતી જાગ્રત તો થયો પરંતુ હજી તેનો નીશો ઉતર્યો નહોતો. ગઇ રાત્રિની ખુમારીની અસર અદ્યાપિ તેના મગજ પર હતી. સ્હવારે ઉઠયા પછી તે પોતાના કામે ચાલ્યો ગયો. નિત્ય કરતાં મોતી કારખાને મોડો ગયો તેથી મેનેજરે આજે તેને ખૂબ ધમકાવ્યો. પરંતુ મોતી કંઇ પણ બોલ્યા સિવાય પોતાની કામ કરવાની જગા પર ચાલ્યો ગયો. કારખાનામાં બીડી પીવાની સખ્ત મનાઇ હતી. પરંતુ નીશાની ખુમારીમાં મોતીને એ મનાઇનું વિસ્મરણ થયું. સુતરના એક મોટા ઢગલા પાસે જઇને તેણે બીડી સળગાવી અને ધૂમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો. એટલામાં મેનેજરની નજર મોતી તરફ ગઇ. તેણે મોતીને તરત જ નોકરીમાંથી દૂર કર્યો. આજે મોતી નોકરી વિનાનો થઇ ગયો અને તેની પાસે એક પાઇ સરખી પણ નહિ હોવાથી તદ્દન નિરાધાર બની ગયો. જેમ જેમ બપોરનો સમય થવા આવ્યો તેમ તેમ તેના પેટમાં ખાડો પડવા લાગ્યો. મોતીના ખિસ્સામાં અત્યારે ખાવાનું લેવા માટે એક પાઇ પણ નહોતી. ભૂખના દુઃખથી પીડાતો તે 'મુંબઈ સમાચાર' પત્રની ઓફીસ પાસે આવી પહોંચ્યો. મોતી વિચારવા લાગ્યોઃ "મ્હારો પિતા એક બહાદુર ચોર છે. હવે તે થોડા જ સમયમાં તુરંગમાંથી મુક્ત થશે એટલે પછી મ્હને કોઇ પણ જાતનું દુઃખ રહેવાનું નથી. વળી મ્હારો પિતા ફરીને તુરંગમાં જશે ત્યારની વાત ત્યારે છે ને? ત્યાં સુધી તો કોઇ પણ જાતનો પૈસા વગેરેનો ટોટો પડવાનો નથી જ. હું; પણ, મ્હારો પિતા પોતે તો ચોરી કરે છે અને મ્હને તે નીતિથી અને પ્રમાણિકપણે વર્તવાની શિખામણ શા માટે આપે છે?"

આ પ્રમાણે વિચાર કરતો કરતો મોતી 'મુંબઇ સમાચાર' પત્રની 'ઓફીસ'ના પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યો. પ્રવેશદ્વાર પાસે એક પાટીઆ ઉપર 'તાજા તાર સમાચાર' એવા મથાળા નીચે છાપેલો એક કાગળ ચોટાડવામાં આવ્યો હતો. તાર સમાચાર વાંચવા માટે પાટીઆ પાસે કેટલાક મનુષ્યો ઉભા હતા. મોતીએ ત્યાં ઉભેલા મનુષ્યો પ્રતિ એક તિક્ષ્ણ દૃષ્ટિ ફેંકી તો એક તરુણના ખિસ્સામાંથી ઘડીઆળનો સોનાનો છેડો બહાર લટકતો તેના જોવામાં આવ્યો. તરત જ

તેના મનમાં કલ્પના ઉદ્ભવી કે, ‘ આ સોનાના છેડાવાળું ઘડીઆળ મ્હારા હાથમાં આવે તો મ્હારે કેટલા દિવસ સુધી લ્હેરપાણી ઉડાવાય !’ મોતી ત્યાં ઉભેલા માણસોના ટોળામાં ભેળાયો અને પાટીઆ પર ચોંટાડવામાં આવેલા કાગળ પ્રત્યે તાકી તાકીને જોવા લાગ્યો. જો કે મોતીની દૃષ્ટિ તો પેલા ઘડીઆળવાળા તરુણ તરફ જ હતી, પરંતુ કોઇને લેશ માત્ર પણ સંદેહ ન આવે એટલા માટે તે ઘડીએ ઘડીએ પાટીઆ પરના કાગળ તરફ જોયાં કરતો હતો. ધીમે ધીમે મોતી પેલા તરુણ પાસે ગયો. તેણે ધીમે રહીને પોતાનો હાથ પેલા તરુણના ઘડીઆળના છેડાને અડકાડયો.

વાંચનાર, મોતીની ધારણા પાર પડે તે પહેલાં એવો પ્રકાર બનવા પામ્યો કે તેનો પિતા મૂળુ ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાના પુત્ર મોતીને તત્કાળ ઓળખી લીધો અને તેનો ચોરી કરવાનો ઉદ્દેશ પણ તે કળી ગયો. મૂળુએ પોતાના પુત્રને આવું દુષ્કૃત્ય કરતાં જોયો કે તરત જ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે દાંત કચકચાવ્યા અને મોતીની નજીક જઇને તેનો હાથ પકડીને તેને સહજ પાછો ખેંચ્યો. એટલામાં પેલા તરુણના ખિસ્સામાં લટકતો ઘડિઆળનો છેડો ખેંચાયો એટલે તેણે સહજ ચમકીને આમતેમ જોયું તો તેણે મૂળુ અને મોતીને પલાયન કરતા દીઠા. પેલા તરુણે ‘ચોર ચોર’ કહીને બૂમો પાડવા માંડી એટલે ત્યાં ઉભેલા કેટલાક મનુષ્યો પણ ‘ચોર, ચોર, પકડો ! પકડો !’ એમ તાણીને બોલવા લાગ્યા. કેટલાક મનુષ્યો મૂળુ અને મોતીની પાછળ પણ દોડી જવા લાગ્યા.

મૂળુ પોતાના છોકરાનો હાથ પકડીને દોડતો હતો. પરંતુ પેટમાં ક્ષુધાને લીધે એક હાથનો ખાડો પડયો હોવાથી દોડતાં દોડતાં મોતી થાકીને લોથ થઇ ગયો. મૂળુ મોતીનો હાથ પકડીને ઝપાટાબંધ દોડયો જ જતો હતો. તેણે એક સાંકડી ગલીમાં વળ્યા પછી પાછળ નજર કરી તો માણસોનું ટોળું પાછળ ધસ્યું આવતું હતું એમ તેના જોવામાં આવ્યું, મૂળુ હિંમતવાન હતો. પોતાની પાછળ ધસી આવતા ટોળાથી તે સહજ પણ ગભરાઇ જાય તેવો નહોતો. પરંતુ એટલામાં મૂળુએ ચન્દ્રકાન્તને એ જ ગલ્લીમાં ઉભેલો જોયો. મૂળુએ હવે પોતાનામાં જેટલું બળ હતું તે સઘળા બળના ઉપયોગ કરીને દોડવા માંડયું. ચન્દ્રકાન્તે પણ મૂળુની પૂંઠ પકડી.

જો કે મોતી હવે લથડીઆં ખાવા લાગ્યો હતો તોપણ મૂળુએ તેને એક ક્ષણ પર્યંત પણ વિશ્રામ લેવા દીધો નહિ. મૂળુ ન્હાસી

ટવામાં એકકો હોવાથી અલ્પ સમયમાં જ તેની પૂંઠે લાગેલા માણસોની ષ્ટિથી દૂર થઇ ગયો. મૂળુ અને મોતીને છટકી ગયેલા જોઇને તેની ાછળ લાગેલા માણસોનો ઉત્સાહ ઘટવા લાગ્યો. તેઓ એક પછી ોક પાછા ફરવા લાગ્યા. અંતે સઘળા માણસો ચાલ્યા ગયા. પરંતુ ન્દ્રકાન્તે મૂળુનો કેડો મૂક્યો નહિ.

આ તરફ મૂળુ પોતાના છોકરાને લઇને એક પડી ગયેલી ઇ- ારત પાસે આવી પહોંચ્યો. આસપાસ કોઇ પણ મનુષ્ય નહોતું ેવી ખાત્રી કરીને મૂળુએ મોતીને ઉંચકીને તે ઇમારતની દિવાલ રથી અંદર ઉતારી દીધો અને પોતે પણ અંદર કૂદી પડ્યો. અંદર દી પડ્યા પછી બાપદીકરો થોડીવાર સુધી વિશ્રાન્તિ લેવા માટે ભા રહ્યા. મૂળુ જ્યાં ઉભો હતો ત્યાં વિશાળ ચોગાન હતું. એ ોગાનમાં એક સ્થળે લાકડાનો એક મોટો ઢગલો પડ્યો હતો. એ ગલા પાસે એક મરાઠાનો છોકરો ઉભો હતો. દિવાલપરથી બે નુષ્યોને ચોકમાં દાખલ થએલા જોઇને તે છોકરો ગભરાયો અને ે લાકડાના ઢગલાની એક બાજૂએ લપાઇને બેસી ગયો. પરંતુ એ ોકરો ત્રાંસી નજરે મૂળુ અને મોતી તરફ જોયાં કરતો હતો. મૂળુ દિવાલની બાજુના એક ખૂણામાંથી કચરો સાફ કરવા લાગ્યો. ારત જ મૂળુએ એક ગુપ્ત દ્વાર ઉઘાડ્યું અને બાપદીકરો અલ્પ મયમાં જ અદૃશ્ય થઈ ગયા એટલે પેલું ગુપ્ત દ્વાર બંધ થયું. પેલા ોકરાએ આ સઘળો પ્રકાર જોયો.

ચન્દ્રકાન્તે મૂળુને તે પડેલી ઇમારત સુધી આવી પહોંચેલો જોયો હતો, પરંતુ ત્યાર પછી તે ક્યાં અદૃશ્ય થઇ ગયો તેની તેને ખબર પડી નહિ. ચન્દ્રકાન્તે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો તો મૂળુ આગળ ગયો નહોતો એવી તેની પક્કી ખાત્રી થઇ. કારણ કે તેનાં પગલાં એટલામાં ક્યાંઈ પણ પડેલાં હોય એમ તેને જણાવ્યું નહિ. ઇમારતની નજીકમાં આવી પહોંચ્યા પછી મૂળુ તરત જ અદૃશ્ય થઇ ગયો તેથી તે ઇમારતની દિવાલ પર થઇને અંદર કૂદી પડ્યો હોવો જોઇએ, એવું ચન્દ્રકાન્તે અનુમાન કર્યું. ચન્દ્રકાન્ત તરત જ તે દિવાલ પર થઇને અંદર કૂદી પડ્યો તો ચોગાનમાંના એક ખૂણામાં એક છોકરો કંઈ શોધતો હોય એમ તેણે જોયું. કોઈ માણસ દિવાલપર થઇને અંદર કૂદી પડ્યાનો અવાજ પોતાના કાન પર આવતાંની સાથે જ તે છોકરાએ પાછા ફરીને જોયું અને ચન્દ્રકાન્તને ચોગાનમાં, આવી પહોંચેલો જોઇને તે ભય પામ્યો. ચન્દ્રકાન્ત બાળકની મુખ-

મુદ્રા પરથી જ કળી ગયો કે તે પોતાનાથી બ્હીતો હતો. તેણે તેને આશ્વાસન આપતાં મૃદુ સ્વરે પૂછ્યું: "છોકરા! તું શું શોધે છે? ત્હારી કંઇ વસ્તુ ખોવાઇ ગઇ છે કે?"

"ના સાહેબ, હમણાં જ આ દિવાલપર થઇને બે માણસો આ ચોગાનમાં કૂદી પડયા હતા. પરંતુ માત્ર અર્ધી જ ક્ષણમાં તેઓ બન્ને કયાંઇક અદસ્ય થઇ ગયા છે! તેઓ કયાં ગયા છે તે વિષે હું શોધ ચલાવું છું!" છોકરો નમ્ર સ્વરે બોલ્યો.

"તે બન્ને માણસો જમીનમાં અદસ્ય થઇ ગયા કે?" ચન્દ્રકાન્ત કાન સરવા કરીને પેલા છોકરા તરફ એકી ટશે તાકી રહેતાં બોલ્યો: "વારુ, તે માણસો કોણ કોણ હતાં? તેઓ કયાં ગયાં?"

"એક વૃદ્ધ મનુષ્ય હતો અને એક તરુણ હતો. દિવાલપરથી કૂદીને ચોગાનમાં આવ્યા પછી એક બારણું ઉઘાડીને તેઓ બન્ને જમીનમાં અદસ્ય થઇ ગયા!" છોકરો વિસ્મયપૂર્ણ મુખમુદ્રા ધારણ કરતો બોલ્યો.

પેલો છોકરો જે ખૂણામાંથી કચરો ભેગો કરતો હતો ત્યાં ચન્દ્રકાન્ત પણ ગયો. તે પણ પેલા છોકરાની સાથે કચરો ઉસકવા લાગ્યો અને બોલ્યો: "વારુ, છોકરા! એ વૃદ્ધ મનુષ્ય સંબંધી તું બીજી કંઇ નિશાની આપી શકે એમ છે કે!"

"હા; હા;" છોકરો વિસ્મિત સ્વરે બોલ્યો: "સાહેબ, તે વૃદ્ધ મનુષ્ય જ્યારે કચરો ઉસકતો હતો ત્યારે તેના હાથના પંઝા પર એક **લાલચક્ર** દેખાતું હતું."

"હવે બિલકુલ શંકા રાખવાનું પ્રયોજન જ નથી. નક્કી, એ તો એ જ!" ચન્દ્રકાન્તે ધીમેથી ઉદ્દગાર કાઢયા. ચન્દ્રકાન્ત હજી પણ કચરો ભેગો કરવા લાગ્યો હતો. એટલામાં તેની હથેળીમાં એક લોઢાની કડી વાગી. તે તેણે જોસથી ખેંચી કે તરત જ એક ગુપ્ત દ્વાર ઉઘડયું અને તેમાં એક દાદર તેના જોવામાં આવ્યો.

આ દાદર જોઇને ચન્દ્રકાન્ત સ્વગત બોલ્યો:–"ખૂણુ **રક્ત લાંછનવાળાનું** ગુપ્ત સ્થળ આજ!" ત્યાર પછી તેણે પોતાના ખિસ્સામાંથી એક 'વિઝિટિંગ કાર્ડ' કાઢયું અને તેના પાછળના ભાગમાં 'મદદે આવો! આ છોકરો તમને જ્યાં લઇ જાય ત્યાં જરૂર આવો!' એ પ્રમાણે લખીને તે કાર્ડ તથા એક પાવલી તે છોકરાના હાથમાં મૂકીને ચન્દ્રકાન્ત બોલ્યો: "છોકરા! આ કાર્ડ લઇને તું અહિંથી જા અને માર્ગમાં ત્હને પ્રથમ જે કોઇ સિપાઇ મળે તેને આ કાર્ડ

આપી દેજે! આટલું કામ કર્યા પછી તું આ પાવલીનું ગમે તે ખાવાનું લઇને આનંદથી ખાજે."

"બહુ સારૂં, સાહેબ!" એટલું કહીને છોકરાએ પાવલી પોતાના ખિસ્સામાં મૂકી અને કૂદકા મારતો ત્યાંથી વાયુ વેગે અદશ્ય થઇ ગયો.

આ તરફ ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી 'રિવૉલ્વર' બ્હાર કાઢી અને તે પોતાના જમણા હાથમાં રાખીને ડાબા હાથના આધારે તે અંધકારમય સ્થળે આવેલા દાદરપર થઇને અંદર ઉતરવા લાગ્યો.

મૂળુ પોતાના છોકરાને લઇને આવા અંધકારમય સ્થળે હમણાં જ ચાલ્યો ગયો હતો. પરંતુ તે તો આ રસ્તાનો ભોમિઓ હોવાથી તેને બિલકુલ સંભાળીને દાદર ઉતરવાની જરૂર નહોતી. દાદરના નીચેના પગથીઆ પાસે એક બારણું હતું. એ દ્વાર ઉઘાડીને મૂળુ પોતાના છોકરા સહિત બીજો દાદર ચઢવા લાગ્યો. એ દાદરની ઉપર જતાં એક ઓરડી હતી. એ ઓરડી મૂળુ પોતાની બેઠક તરીકે વાપરતો હતો અને તેની અંદરની બીજી ઓરડી શયનગૃહ તરીકે વાપરવામાં આવતી હતી. બહારની ઓરડીમાં તો એક ન્હાની સરખી બારીમાં થઇને થોડો ઘણો પણ સૂર્યપ્રકાશ અંદર આવી શકતો હતો, પરંતુ અંદરની ઓરડીમાં તો અંધકાર સિવાય બીજું કંઇજ નજરે પડતું નહોતું. બહારની ઓરડીમાં આવ્યો પછી મોતીને હવે શ્રમને લીધે ચક્કર આવવા લાગ્યાં હતાં તેથી મૂળુએ તેને અંદરની ઓરડીમાં સૂવાડ્યો. તરત જ મોતી ઘસઘસાટ ઉંઘવા લાગ્યો અને તાણી તાણીને નસકોરાં બોલાવવા લાગ્યો. મૂળુએ એક વાર પોતાના દાંત કચકચાવ્યા અને પછી બહારની ઓરડીમાં આવીને વિચાર કરતો બેઠો.

મૂળુ વિચારવા લાગ્યો: "તે છોકરી કહેતી હતી કે, 'તમારે એકાદ છોકરો પણ હશે, અને બીજા કોઇની ખાતર નહિ તો તેની ખાતર પણ હવે તમારે નીતિથી વર્તવું જોઇએ.' આ મ્હારો કુલાંગાર છોકરો! શયતાન આટલી ન્હાની ઉમરમાં તો છાકટો અને અટ્ટલ ચોર બની ગયો છે! આ છોકરાને હું શી રીતે સુધારી શકું?" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મૂળુની નજર પોતાના હાથના પંઝા પર પડી તે સાથે જ ત્યાં 'લાલચક્ર' જોવામાં આવ્યું. મૂળુ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને ખિન્ન સ્વરે સ્વગત બોલ્યો: "નહિ, નહિ; અમારા કુટુંબ માટેનો આ વંશાનુક્રમિક શાપ અમને લેશ માત્ર પણ શાન્તિ મળવા દે, એવી આશા રાખવી જ નકામી છે. અમારા કુટુંબમાં

હવે અમે બાપદીકરો જ હયાત છીએ. છોકરો સુધરે એવી આશા હવે છે જ નહિ. ત્યારે હવે મ્હારે જીવીને પણ શું કરવું છે ? ” મૂળુએ થોડીવાર નેત્રો મીંચી દીધાં. ત્યાર પછી તેણે પોતાનાં નેત્રો પુનઃ ઉઘાડયાં અને ઉત્તેજનાપૂર્ણ સ્વરે તે સ્વગત બોલ્યોઃ “ હવે અમે પિતા પુત્ર પરલોકગામી થઇએ એ જ વધારે શ્રેયસ્કર છે. ”

આ પ્રમાણે છેલ્લો ઉદ્ગાર કાઢીને મૂળુ ઉભો થયો. તેણે અંદરની ઓરડીમાં થઇને કોલસાની સગડી સળગાવી. કોલસા બરાબર સળગ્યા એટલે મૂળુએ અગ્નિમાં એક પડિકામાંથી કંઇક દવા નાખી કે તરત જ વિષમય ધૂમાડો નીકળવા લાગ્યો. પોતાના પુત્ર પ્રત્યે છેલ્લી પ્રેમળ દૃષ્ટિ ફેંકીને મૂળુ ઓરડીનું દ્વાર બંધ કરીને બહારની ઓરડીમાં ચાલ્યો ગયો.

બહારની ઓરડીમાં આવીને બેઠા પછી મૂળુ સ્વગત બોલ્યોઃ “ આ ઝેરી ધૂમાડાથી મોતી હમણાં જ ગતપ્રાણ થઇ જશે. અત્યારે તે નિદ્રાપ્રસ્થ હોવાથી તેને મૃત્યુની યાતના ભોગવવી પડશે નહિ. પરંતુ મ્હારે હવે શું કરવું ? મ્હારે શી રીતે મરવું ? ”

મૂળુ આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં તેને દાદરપર કોઇ મનુષ્યનો પગરવ સંભળાયો. તરત જ તેના નિરાશાપૂર્ણ વિચારો અદૃશ્ય થયા અને તેની સાહસિક–ક્રૂર પશુવૃત્તિ સતેજ થઇ ગઇ. આવા ગુપ્ત સ્થળે આવનાર મનુષ્ય પોતાનો શત્રુ જ હોવો જોઇએ એવું અનુમાન કરીને મૂળુ તેનો બંદોબસ્ત કરવા માટે દાદરાની ઓથે લપાઇને ઉભો રહ્યો.

ચન્દ્રકાન્ત જ્યારે દાદર ચઢતો હતો ત્યારે ઉપર શું છે તે બાબતની પોતાને માહિતી નહિ હોવાથી ઉપરથી કંઇ પડે કરે તો પોતાના શિરને ઇજા ન થાય એટલા માટે પોતાનો એક હાથ ઉંચો રાખીને દાદર ચઢતો હતો. મૂળુએ તરત જ એક ઝડપ મારીને ચંદ્રકાન્તના હાથમાંથી ‘ રિવૉલ્વર ’ ઝુંટાવી લીધી અને તેનો હાથ પકડીને ઉપર ખેંચી લીધો. તત્કાલ મૂળુએ ચન્દ્રકાન્તને ઓળખી લીધો અને બન્ને જણા વિસ્મય પામતાં એક બીજા પ્રત્યે તાકી રહ્યા.

પોતાના હાથમાંની ‘ રિવૉલ્વર ’ ચન્દ્રકાન્તની છાતી સામે ધરી રાખીને મૂળુ ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યોઃ–“ ચન્દ્રકાન્ત, એક શબ્દોચ્ચાર સુધ્ધાં કર્યો તો હું ત્હને ઠાર કરીશ. ચાલ મ્હારી સામે બેસી જા ! ”

મૂળુએ દમ છાંટયો તેથી ચન્દ્રકાન્ત ભય પામ્યો નહિ. પરંતુ

અત્યારે વ્યર્થ તકરાર કરવાથી કંઇ વળવાનું નથી, એમ વિચારીને તે મૂળુએ બતાવેલી જગ્યાએ બેઠો.

મૂળુ ચન્દ્રકાન્તની સામે જ બેઠો. પોતાના હાથમાંની 'રિવૉલ્વર'નો ઘોડો ચઢાવીને તે ચન્દ્રકાન્તની છાતી સામે તાકી રાખીને મૂળુ બોલ્યો: "ચન્દ્રકાન્ત, મ્હને ત્રણ ત્રણ વખત તુરંગમાં મોકલનાર તું જ હતો કે? આજે તું મ્હારા પંઝામાં સપડાયો છે કે નહિ?"

"હા;" ચન્દ્રકાન્ત સ્મિત કરતાં બોલ્યો: "મૂળુ, અત્યારે હું ત્હારી આધીનતામાં છું. પરંતુ યાદ રાખજે કે ત્હારો વારો પણ આવશે જ."

"અરે!" મૂળુ ગંભીર સ્વરે બોલ્યો: "હવે ત્હારો વારો કેવી રીતે આવવાનો છે? આપણા ત્રણેની જીવનયાત્રા આજે જ પૂર્ણ થશે."

"ત્રણ કોણ?" ચન્દ્રકાન્ત વિસ્મય પામતો બોલ્યો.

"તું અને હું એમ બે જણ તો છીએ જ ને?" મૂળુ ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહ્યો.

"અત્યારે તો મ્હારા પ્રાણ ત્હારી આધીનતામાં જ ગણી શકાય. અરે! પણ મૂળુ! આ **રક્તછલાંન** હજી પણ ત્હારા હાથના પંઝાપર રહ્યું છે કે?" મૂળુની સાથે વાતચિત જારી રાખીને કોઈ પણ તરફની મદદ આવી પહોંચે ત્યાં સુધી વખત કાઢવા માટે ચન્દ્રકાન્તે વાતને ઉલટાવી.

"રક્તલાંછન?" મૂળુ પોતાના પંઝા તરફ દૃષ્ટિ કરતાં ખિન્ન સ્વરે બોલ્યો: "હા; તે તો મ્હારા જીવન પર્યંત મ્હારા હાથપર રહેવાનું જ! ઇશ્વરનો આ અમારા કુટુંબ પર વંશાનુક્રમિક શાપ છે. પરંતુ મ્હારા જીવનની સાથે એ શાપનો પણ અંત આવશે."

"પણ ત્હારો એક છોકરો છે ને?" ચન્દ્રકાન્તે પૂછ્યું.

"તેની ફિકર રાખવાની હવે જરૂર રહી જ નથી. ઘણું કરીને તે આ ઓરડીમાંના વિષારી ધૂમાડાથી મૃત્યુ પામ્યો હશે. હવે આ 'રિવૉલ્વર'થી હું આત્મહત્યા કરીશ. પરંતુ તું મ્હારો જૂનો વૈરી છે અને અત્યારે મ્હારા મૃત્યુના સમયે તું મ્હારી નજીક અનાયાસે આવી પહોંચ્યો છે તો પ્રથમ ત્હને પરલોકગામી કરીને પછીથી હું પણ મ્હારા પ્રાણ ત્યજીશ."

ચન્દ્રકાન્ત હિંમતવાન હતો. આવા આવા કટોકટિના ઘણા યે પ્રસંગો તેણે અનુભવ્યા હતા. તથાપિ મૂળુનું અત્યારનું શાન્ત ભાષણ

શ્રવણ કરીને અને તેની ક્રોધી અને ઉગ્ર મુખમુદ્રા જોઇને તેનું કાળજું કંપી ઉઠ્યું. તોપણ તે હિંમત લાવીને સ્મિત કરતો બોલ્યો: "અરે મૂળુ ! ત્હારા જેવો પરાક્રમી પુરૂષ આમ નામર્દને છાજે તેવી રીતે આત્મહત્યા કરે એ ઉચિત ગણાશે કે ?"

"ચન્દ્રકાન્ત ! હું ખરું જ કહું છું. હવે મ્હને કોઇ શૂરવીર કહે કે નામર્દ કહે તેની મને લેશ માત્ર પણ દરકાર રહી નથી. હું આજે અવશ્ય ત્હને યમસદનમાં પહોંચાડી દઇશ. ત્હારે ત્હારા દેવનું સ્મરણ કરવું હોય તો કરી લે ! ચાલ, સત્વર કર ! મરવા માટે તૈયાર થઇ જા !" મૂળુએ છેવટનો નિશ્ચય સંભળાવી દીધો.

જો કે ચન્દ્રકાન્ત પણ બડો ઉસ્તાદ હતો પરંતુ બદમાશ મૂળુને હાથ તાલી દઇને ન્હાસી છૂટવાની હિંમત અત્યારે તેનામાં નહોતી. પરંતુ અલ્પ સમયમાં જ તેના મનમાં એક કલ્પના ઉદ્ભવી. પોતે બેઠો હતો તે સ્થળે ઉભો થયો અને હાથ જોડીને ઇશ્વરચિંતન કરતો હોય એવો તેણે ઢોંગ કર્યો. મૂળુ ચન્દ્રકાન્તને ધ્યાનમગ્ન થએલો જોઇને થોડી વાર બીજા વિચારોમાં લીન થયો. એટલામાં ચન્દ્રકાન્તે દોટ મૂકી અને મૂળુના પંઝાપર એવી તો સખ્ત ઝપટ મારી કે તેના હાથમાંની 'રિવૉલ્વર' થોડે દૂર જઇને પડી. મૂળુ તરત જ 'રિવૉલ્વર' લેવા માટે દોડ્યો. ચન્દ્રકાન્તે તેની કેડ પકડીને જમીનપર પટક્યો અને બન્ને દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા.

જો કે ચન્દ્રકાન્ત બળવાન હતો તથાપિ બદમાશ મૂળુની સાથે દ્વંદ્વ યુદ્ધ કરતાં કરતાં તે શ્રમિત થઇ ગયો. અંતે ચન્દ્રકાન્ત 'રિવૉલ્વર' પકડી લેવા દેતો નથી એમ જ્યારે મૂળુને ખાત્રીપૂર્વક લાગ્યું ત્યારે તેણે પાછા ફરીને ચન્દ્રકાન્તનું ગળું પકડ્યું. પરંતુ એટલામાં 'ધડ ધડ ધડ' કરતા બે ત્રણ સિપાઇઓ દાદર પર ચઢી આવ્યા. તેઓએ એકમદ મૂળુના હાથ પગ દોરડા વતી બાંધીને તેને એક બાજૂ ઉભો રાખ્યો. દ્વંદ્વ યુદ્ધમાંથી મુક્ત થતાંની સાથે જ ચન્દ્રકાન્તે 'રિવૉલ્વર' પોતાના હાથમાં લીધી અને પોતાના મ્હોંપર એક રૂમાલ વીંટીને મોતીના પ્રાણ બચાવવા માટે અંદરની ઓરડીનું દ્વાર ઉઘાડી તે અંદર ચાલ્યો ગયો.

આ બાજૂ મૂળુ સિપાઇઓના હાથમાંથી છૂટવાના ધમપછાડા કરવા લાગ્યો. મૂળુને ધમકી આપવાના ઉદ્દેશથી એક સિપાઇએ હાથમાંની 'રિવૉલ્વર' મૂળુના સામે ધરી રાખી. પરંતુ પોતાના સામી 'રિવૉલ્વર' ધરી રાખેલી જોઇને તો મૂળુ વધારે ધમપછાડા

કરવા લાગ્યો. તેને 'રિવૉલ્વર' ની બિલકુલ બીતિ લાગી નહિ. મૂળુ તે સિપાઇના હાથમાંથી 'રિવૉલ્વર' ઝુંટાવી લેવા માટે તેના અંગ પર ધસ્યો પરંતુ તરત જ તે સિપાઇએ ગોળી બ્હાર કર્યો એટલે મૂળુ ગત પ્રાણુ થઇને ધરણી પર ઢળી પડ્યો.

આ ભયંકર પ્રસંગ જોઇને પેલા બે સિપાઇઓ સહજ પાછા હટ્યા. એ અરસ્સામાંના ચન્દ્રકાન્ત મોતીનું શવ પોતાના ખભાપર ઉપાડીને બહારની ઓરડીમાં આવ્યો. મોતીનું શવ જમીન પર મૂકીને ચન્દ્રકાન્તે અંદરની ઓરડીનું દ્વાર બંધ કર્યું. ચન્દ્રકાન્ત પાછો ફરીને જૂએ છે તો તેણે મૂળુને ગતપ્રાણુ થઇને જમીન પર પડેલો જોયો. તરત જ તે મૂળુના શવ પાસે દોડી ગયો અને તેની નાડી તપાસ્યા પછી એક દીર્ઘનિઃશ્વાસ મૂકીને વિસ્મિત થએલા સિપાઇઓને ઉદ્દેશીને તે બોલ્યોઃ "થયું! પિતા પુત્રનો સાથે જ અંત આવ્યો અને તે સાથે મ્હારી કામગિરી પણ પૂર્ણ થઇ! વંશાનુક્રમિક **રક્તલાંછન**નો પણ હવે અંત આવી ગયો!"

કાયદા પ્રમાણે મેજીસ્ટ્રેટ સાહેબને મૂળુ અને તેના-પુત્રના મૃત્યુના ખબર આપવામાં આવ્યા. ત્યાર પછી પંચનામું, ડૉક્ટરનો અભિપ્રાય, પૂરાવા વગેરે સંબંધી કાર્ય પૂર્ણ થયું એટલે મૂળુ અને મોતીના શવને અગ્નિસંસ્કારવિધિ કરવાની રજા અપાઇ.

આ સઘળું કાર્ય પરિપૂર્ણ થયા પછી ચન્દ્રકાન્ત 'હોટેલ'માં જમીને પોતાની ઑફિસે ગયો. **રક્તલાંછન**નું ભયંકર પરિણામ, તેની સાથેનો પોતાનો નિકટ સંબંધ, અને થોડા સમય પૂર્વેજ પોતાના શિરપરથી જીવલેણ સંકટ પ્રસંગોનું સ્મરણ તાજું થતાં ચન્દ્રકાન્તનું નિરંતર શાન્ત રહેતું ચિત્ત પણ વ્યાકુળ બની જતું હતું. રક્તલાંછન રહસ્ય માટે હવે તેને કંટાળો પણ આવ્યો હતો. ચન્દ્રકાન્તના મનમાં એવો વિચાર આવ્યો કે કોઇ મનોરંજક અને શાન્ત વિષય પ્રતિ ચિત્તને વાળ્યા સિવાય પુનઃ શાન્તિ પ્રાપ્ત થઇ શકશે નહિ. આ વિચાર ઉદ્ભવતાંની સાથે જ તેને પરોપકારિણી દેવી કુમુદિનીનું સ્મરણ થયું. કુમુદિનીએ તેને પોતાને ઘેર મળવા માટે બોલાવ્યો હતો, તેમ જ તેણે તેની વિનંતી માન્ય પણ કરી હતી. કુમુદિની સૌન્દર્યમયી મૂર્તિ ચન્દ્રકાન્તની દૃષ્ટિ સન્મુખ મૂર્તિમંત થઇ. આજદિન સુધીમાં કોઇ પણ લાવણ્યમયી લલના ચન્દ્રકાન્તના હૃદય પર પોતાના સૌન્દર્ય-લાવણ્યની આવી અસરકારક છાપ પાડી શકી, નહોતી. એક અબળા માટે પોતાનું મન આટલું બધું આજે કેમ

ચલિત થતું હશે, એ વિચાર પોતાના મનમાં ઉદ્દ્ભવતાંની સાથે ચન્દ્રકાન્તને પોતાની હાર્દિક નિર્બળતા માટે શરમ લાગવા માંડી. પરંતુ આવી શરમ અનુભવવાનો પ્રસંગ પણ ભાગ્યશાળી પુરુષોના કિસ્મતમાંજ લખાયો હોય છે એવો વિચાર કરીને ચન્દ્રકાન્તે આજે કુમુદિનીને મળવા જવાનો દૃઢ સંકલ્પ કર્યો.

ચન્દ્રકાન્ત કુમુદિનીના ઘર તરફ જવા માટે નીકળી પડ્યો. પરંતુ તે પાંચ પચીસ ડગલાં ભાગ્યે જ ચાલ્યો હશે એટલામાં એક મોટર 'ભોં ભોં ભો' કરતી તેની નજીકમાં થઇને ચાલી ગઇ. તે મોટરમાં કોણ બેઠું હતું તે ચન્દ્રકાન્ત જોઇ શક્યો નહિ પરંતુ મોટરની બહારના ભાગમાં એક સુંદર તરુણીનો હાથ લટકતો હતો અને તેના પંઝાપર રક્તલાંછન સ્પષ્ટરીતે જોઇ શકાતું હતું. પુનઃ રક્તલાંછને દૃષ્ટિએ પડતાંની સાથે જ 'અરે !' એવો ઉદ્દ્ગાર ચન્દ્રકાન્તના મુખમાંથી નીકળી પડ્યો.

પ્રથમ તો ચન્દ્રકાન્તના મનમાં એમ થયું કે મોટરની પૂંઠ પકડવી અને તે રક્તલાંછનવાળી સ્ત્રી કોણ છે તે બાબતની તપાસ કરવી. પરંતુ મોટર વિદ્યુત વેગે દોડતી જતી હોવાથી તેમ કરવું અશક્ય હતું. આથી ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી નોંધપોથી ઝટ ઝટ બહાર કાઢી અને નં. '૩૪૭૨ રક્તલાંછન' એટલા અક્ષરો લખી લીધા. જે લાલચક્રરહસ્યની પૂર્ણાહુતિ થઇ ગઇ, એમ ચન્દ્રકાન્ત માનતો હતો તે જ લાલચક્ર પુનઃ આટલા અલ્પ સમયમાં દૃષ્ટિએ પડતાં ચન્દ્રકાન્તના આશ્ચર્યનો અવધિ જ થયો. ચન્દ્રકાન્તે અનાયાસે લાગેલી નવી શોધ સંબંધી ખબર પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને સત્વર આપવાનો વિચાર કર્યો અને તેણે કુમુદિનીને મળવા જવાનો વિચાર માંડી વાળ્યો. જ્યારે મૂળુ અને મોતીના શવને અગ્નિસંસ્કાર આપવાની રજા આપવામાં આવી ત્યારે રક્તલાંછનરહસ્યનો અંત આવી ગયાનું ચન્દ્રકાન્તે છાતી ઠોકીને સૌને જણાવ્યું હતું; પરંતુ પુનઃ એજ રક્તલાંછન દૃષ્ટિએ પડતાંની સાથે જ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને એ બાબતની બાતમી આપવા માટે ચન્દ્રકાન્તનું મન તલપાપડ થઇ રહ્યું. ચન્દ્રકાન્તને કુમુદિનીને મળવા જવાનો વિચાર માંડી વાળવો પડ્યો તેથી શોક તો થયો પરંતુ પોતાના કર્ત્તવ્ય અને પ્રેમ એ બન્નેની તુલના કરતાં કર્ત્તવ્યની અવગણના કરવાનું તેના કર્ત્તવ્યપરાયણ હૃદયને ન જ ગમ્યું.

વાંચનાર, એ રક્તલાંછન વાળી સ્ત્રી કોણ હશે તે જાણવા માટે ત્હારૂં મન તલપાપડ થઇ રહ્યું હશે. પરંતુ ધૈર્ય ધર ! એ રક્તલાંછન-

વાળી સ્ત્રી કોણ છે, અને તેના હાથે કેવાં કેવાં પરોપકાર્યનાં કાર્યો થાય છે, એ તું જેમ જેમ આ નવલકથામાં આગળ વધીશ તેમ જાણી શકીશ. હાલ તરત તો ચન્દ્રકાન્તને તેમ જ આપણી નવલકથાની નાયિકાને–કુમુદિનીને વીસરી જઇને ચાલો આપણે આગળ વંચીએ.

## પ્રકરણ ૩ જું.

### કર અને જો !

અરથી ન ગણે પાપ, અરથી જગેન નવ જુએ;
અરથી ન માને શાપ, પાણી પરિયાનું ખુએ;
અરથી કૂડાં કામ, કરે બે કે નવ બીએ;
અરથી બોળે નામ, લાખ લાંછન શિર લીએ;
અરથી તો જીવ આપે ખુએ, અરથી અવગુણ નવ ગણે;
અરથી આંખે દેખે નહીં, શામળભટ સાચું ભણે.

જે સ્થળે મૂષકની વિપુલતા હોય તેવા સ્થળે રહેનારી બિલાડી જેમ યથેચ્છ આહારને લીધે ખાઇ પીને અલમસ્ત બની જાય તે પ્રમાણે અર્થદાસને પણ મુંબઈ જેવા શહેરમાં નિત્ય સારો સારો શિકાર મળવાથી તે હૃષ્ટપુષ્ટ બની ગયો હતો. અર્થદાસ હૃષ્ટપુષ્ટ બની ગયો હતો એટલે તેનું શરીર કંઇ અલમસ્ત જેવું જાડું બની ગયું નહોતું. તેનું શરીર તો દિનપ્રતિદિન સૂકાતી ખારેકના જેવું કૃશ થતું જતું હતું. પરંતુ તેની સાહુકાર તરીકેની પેઢીમાં નાણાં ઉભરાઇ જતાં હતાં. મુંબઇ જેવા વિલાસી નગરમાં નિવાસ કરનાર મોજીવિલાસી તરુણોને જ્યારે જ્યારે નાણાંની જરૂર પડે છે, ત્યારે ત્યારે મારવાડીઓ પાસેથી મ્હોંએ માગ્યું વ્યાજ આપીને તેઓ નાણાં ઉછીનાં લે છે, અને મારવાડી વેપારીઓને વ્યાજની પેદાશ ઘણીજ મોટી છે. જો કોઇ ગરજાઉ માણસ મારવાડી પાસેથી ઉછીનાં નાણાં મેળવવા જાય છે તો તેઓ સોનબાઇને ( સોનાના દાગીના ) પોતાની સ્વાધીનતામાં લીધા પછી જ રૂપાબાઇ રૂપિયા આપે છે. વળી એ ઉછીતા તરીકે ધીરવામાં આવેલા નાણાં માટે કરજદાર પાસેથી વ્યાજનો દર બમણો કે ત્રણગણો લખાવી લઇને તેની પાસે અમુક મુદતમાં નાણાં પરત આપી જવાનું તે નક્કી કરે છે. જો ઠરાવેલી મુદતમાં નાણાં પાછાં ન મળે તો તે દાગીના ઉપરથી પોતાનો હક્ક સર્વે ઉઠાવી લેવાનાં લખતો પણ

કેટલાક પાષાણહૃદયી મારવાડીઓ કરે છે. માત્ર મોજીવિલાસી માણસોને જ દાગીનાપર રૂપિયા લેવાની જરૂર પડે છે એવો કંઇ નિયમ હોતો નથી. પ્રસંગ પડે ભલભલા શ્રીમંત જનોને પણ એવી સંકડામણ ઉભી થાય છે એ બાબતનો અનુભવ અનુભવીઓને હશે જ. પરંતુ સોના સાઠ તો બાજૂએ રહ્યા પરંતુ વીશ પુરા પણ નહિ આપતાં વગર મહેનતે પારકું ધન પચાવી પાડવાની વૃત્તિવાળા વ્યાપારીઓ કેટલા બધા નિષ્ઠુર હોય છે એ બાબતનો અનુભવ મુંબઇ, કરાંચી, અમદાવાદ અને એવા બીજા મોટા શહેરોમાં ઘણા મનુષ્યોને થાય છે જ. આપણા અર્થદાસ શેઠ પણ મારવાડી શાહુકાર હતા. તેમના વ્યાજના દરનું કંઇ ધોરણ જ નહોતું. કરજદારની ગરજ ઉપર તેમના વ્યાજના દરનો આધાર રહેતો. સેંકડો તરુણો નિત્યના હજારો રૂપિઆનું વ્યાજ અર્થદાસ શેઠને ત્યાં ભર્યા કરતા હતા. આથી અર્થદાસ શેઠની તિજોરીઓ નાણાંથી તર હોય એમાં આશ્ચર્ય પામવા જેવું કશું યે નથી. જો કોઇ ગરીબ મનુષ્યે અડચણના વખતે અર્થદાસને ત્યાંથી અમુક નાણાં ઉપાડયાં હોય તો તે બિચારો ભાગ્યે જ જીંદગીપર્યંત દેવામાંથી છૂટી શકતો; અને કંઇ ઘરેણું ગાંઠુ મૂક્યું હોય તો તે પાછું મળવાની આશા જ રહેતી નહોતી. આ પ્રમાણે અર્થદાસ શ્રીમંત જનોમાં જેમ એક શાહુકાર તરીકે સુવિખ્યાત હતો તેમ ગરીબ લોકોમાં તે એક મહા નીચ-ક્રૂર માનવરાક્ષસ તરીકે પ્રસિદ્ધ થયો હતો.

વિશેષ વ્યાજ મળવાની આશાએ અર્થદાસ કોઇ કોઇ વાર અંગ ઉધારે નાણાં આપવાને લલચાતો. પરંતુ મનુષ્યપરીક્ષા કરવામાં તે એક્કો હોવાથી અંગ ઉધારનો વ્યાપાર કરવાની હિંમત તેનાથી થઇ શકતી નહોતી.

અર્થદાસની પોતાની ખાસ બેઠકના ઓરડામાં એક ન્હાનું સરખુ કબાટ હતું. એ કબાટમાં ન્હાનાં ન્હાનાં ખાનાં હતાં જેમાં દસ્તાવેજો, લખતપત્રો, ચિઠ્ઠીઓ, પ્રોમિસરી નોટો વગેરે રાખવામાં આવતા. આ દસ્તાવેજોનો કબાટ એટલે અર્થદાસની અધીનતામાં ગરીબોના પ્રાણ હરવાનાં આયુદ્ધો હતાં એમ કહીએ તો પણ કંઇ ખોટું ગણાય નહિ.

પ્રિય પ્રાઠક ! બીજા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે જે સમયે આપણો બાહોષ રહસ્યભેદક ચન્દ્રકાન્ત બદમાશ મૂળજીને પકડવા માટે તેના ગુપ્ત રહેઠાણના દાદરપર ચઢતો હતો તે જ સમયે આપણા દ્રવ્યશોલી અર્થદાસ શેઠ પોતાની બેઠકના ઓરડામાંથી ઉઠીને તિજોરીના ઓરડામાં ગયા. આ

ઓરડી એટલે એક મોટી ત્રિજોરી જ હતી. આ ઓરડીની દિવાલો, જમીન અને દ્વાર એ સઘળાં લોખંડી જ હતાં અને તેથી તેમાં હવા સુદ્ધાં પ્રવેશ કરી શકે તેમ નહોતું; તો પછી સૂર્યપ્રકાશની તો વાત જ શી ? અર્થદાસ સિવાય આ ઓરડીમાં કોઇ પણ પ્રવેશી શકતું નહોતું અને તેથી એ ઓરડીની આંતરિક રચના કેવા પ્રકારની હશે, તેની કોઇથી કલ્પના થઇ શકે તેમ નહોતું. પોતાના હાથમાંના ચાવીઓના ઝૂમખામાંની એક ચાવીથી ઓરડી રૂપ ત્રિજોરીનું દ્વાર ઉઘાડયા પછી એક વાર ચોમેર દૃષ્ટિપાત કરીને અર્થદાસે તે ઓરડીમાં પ્રવેશ કર્યો. અંદર ગયા પછી પોતાની સાથે આણેલી રકમ ગણીને તેણે તે અંદરની પેટીમાં મૂકી.

અલ્પ સમયમાં જ પેટી બંધ કરીને અર્થદાસ ઓરડીનું દ્વાર ઉઘાડવા માટે બારણા પાસે ગયા. પરંતુ બારણું તો બહારથી બંધ થયું હતું ! અર્થદાસે કેટલીક વાર સુધી બારણું ખખડાવ્યું. પરંતુ જ્યારે તે ઉઘડયું નહિ ત્યારે તે કોઇએ બહારથી બંધ કર્યું હોવું જોઇએ એવી તેની ખાત્રી થઇ. હવે બહાર શી રીતે નીકળવું તેની અર્થદાસને સૂઝ પડી નહિ. પોતાના નોકરવર્ગમાંથી તો કોઇ આવી મશ્કરી ન જ કરે એવી અર્થદાસની ખાત્રી હતી. ત્યારે બારણું આપોઆપ બહારથી બંધ પણ શી રીતે થાય ? ઓરડીનું દ્વાર ઉઘાડું રહી ગયું હશે એમ વિચારીને કોઇએ બહારની સાંકળ વાસી હોવી જોઇએ એવું અર્થદાસે અનુમાન કર્યું. પણ હવે બહાર નીકળવું શી રીતે, એ મોટી પંચાત થઇ પડી. અર્થદાસે તાણી તાણીને દ્વાર ઉઘાડવા માટે બૂમો પાડવા માંડી. પરંતુ આ લોખંડી ઓરડીમાંથી હવા બિલકુલ બહાર જઇ શકે તેમ નહિ હોવાથી, અર્થદાસની બૂમોનો અવાજ તેના પોતાના કાન પર જ અથડાવા લાગ્યો. તેની બૂમ બહાર કોઇ સાંભળી શકે તે અશક્ય જ હતું. અર્થદાસે પુનઃ પોતાના બન્ને હાથ વડે બારણું ખખડાવવા માંડયું, પગ વડે બારણાને લાતો મારવા માંડી અને હાથ અને પગ જ્યારે થાકી ગયા ત્યારે બારણા સાથે પોતાનું અંગ અફાળવા માંડયું, પરંતુ તેની આ સઘળી મહેનત નિરર્થક નિવડી ! આ લોખંડી ઓરડીની નજીકની ઓરડીમાં અર્થદાસનો એક ગુમાસ્તો નામું લખતો હતો. પરંતુ તેણે પણ અર્થદાસની બૂમ કે બારણું ખખડવાનો ધ્વનિ સાંભળ્યો નહિ. હવે અર્થદાસની ખાત્રી થઇ કે આ ઓરડામાં પોતાને ગુંગળાઇને મરવું જ પડશે. ઓરડીમાં હવાનો બિલકુલ અવરજવર નહિ હોવાથી અર્થદાસના સર્વાંગપર પ્રસ્વેદ છૂટયો. અર્થદાસના ગભરાટનો હવે પાર રહ્યો નહિ.

અર્થદાસ નિરાશ થઇને બારણાને અઢેલીને નીચે જમીન પર બેઠો. થોડીવાર તે શાન્ત બેસી રહ્યો. પરંતુ પુનઃ તેને એક યુક્તિ સૂઝી આવી એટલે તે ઉભો થયો અને એક લોખંડી પેટી ઉચકીને તેણે બારણાંપર પછાડી અને 'ઉઘાડો ઉઘાડો' એમ કહીને પુનઃ બૂમો પાડવા લાગ્યો. સુભાગ્યે આ વખતે અર્થદાસનો ગુમાસ્તો બહાર થૂંકવા માટે આવ્યો હતો તેના કાનપર ત્રિજોરીની ઓરડી તરફથી કંઇ પછડાયાનો ધ્વનિ આવ્યો. ગુમાસ્તો સહજ ચમક્યો અને આમતેમ જોવા લાગ્યો. તેણે કાન માંડયાં તો ત્રિજોરીની ઓરડીમાં કંઈ ધરપકડ થઇ રહી હતી એવી તેની ખાત્રી થઈ. ઓરડીમાં કંઈ જનાવર પૂરાયું હોવું જોઇએ અને તે આ પ્રમાણે ધમપછાડા કરતું હોવું જોઇએ એવું અનુમાન કરીને, ગુમાસ્તાએ બે ચાર ઘાટીને હાથમાં લાકડીઓ લઇને બોલાવ્યા અને પછી તેણે ધ્રુજતે હાથે ઓરડીનું દ્વાર ઉઘાડયું. તરત જ અર્થદાસશેઠ ઓરડીમાંથી બહાર આવ્યો અને ધરણીપર ઢળી પડ્યો.

શેઠને જોતાંની સાથે સઘળાં માણસો આશ્ચર્યચકિત થઇ ગયા. તેઓએ શેઠને બેઠા કર્યા. ખુલ્લી હવામાં આવ્યા પછી શેઠને સહજ સ્ફુર્તિ આવી એટલે તે પોતાના નોકરો પ્રત્યે ભવાં ચઢાવીને બોલ્યોઃ "આ કામ કયા હરામખોરે કર્યું ? હું ત્રિજોરીની ઓરડીમાં હોવા છતાં દ્વાર કોણે બંધ કર્યું ? બોલો સાચું કહી દો ! નહિંતર આજે હું તમારા બધાનો દંડ કરીશ."

દરેક નોકરે કાને હાથ માંડયા. પ્રત્યેક નોકરની મુખમુદ્રા પ્રત્યે બારિક દૃષ્ટિ ફેંકીને અર્થદાસે તેમની પરીક્ષા કરી જોઇ; પરંતુ કોઈ પણ નોકરે તેમ કર્યું હોય એવો આભાસ પણ તેના જોવામાં આવ્યો નહિ. અંતે તે કંટાળીને ઉભો થયો અને ત્રિજોરીની ઓરડીને તાળું મારીને પોતાની બેઠકના ઓરડામાં જઇને બેઠો. આ કૃત્ય કોણે કર્યું હશે, એ સંબંધી વિચાર કરતાં કરતાં અર્થદાસની દૃષ્ટિ પોતાના દસ્તાવેજના કબાટ તરફ ગઇ તો કબાટના ખાનામાંથી દસ્તાવેજો ચોરાયા હોય એમ તેને લાગ્યું. પોતાના દસ્તાવેજો ચોરાયાની ખબર પડતાંની સાથે અર્થદાસ એક કારમી ચીસ પાડી ઉઠયો અને તે દીવાનો બની ગયો.

અર્થદાસની કારમી ચીસ સાંભળતાંની સાથે જ સઘળા નોકરો ત્યાં ગભરાતા ગભરાતા દોડી આવ્યા. અર્થદાસને નિઃશ્વાસ પર નિઃશ્વાસ મુકતો જોઇને, તેમ જ તેની દીવાના જેવી સ્થિતિ જોઇને

બિચારા સઘળા નોકરો ગભરાઇ ગયા. કોઇ પણ નોકર શેઠને કંઇ પૂછવાની હિંમત કરી શકતો નહોતો. અંતે મોટા મુનિમે હિંમત લાવીને પૂછ્યું: "શું છે ? આપ આમ ગભરાયલા શાથી દેખાઓ છો ?"

"શું છે ?" અર્થદાસ કપાળ કૂટતો બોલ્યો: "સત્યાનાશ વળ્યું ! દસ્તાવેજોની ચોરી થઇ ! સેંકડો માણસોને અંગ ઉધાર રૂપિઆ ધીરેલા છે તે સંબંધી દસ્તાવેજો ચોરાયા ! અરેરે, હવે એક પાઇ પણ વસુલ થઇ શકશે નહિ ! હાય, હાય ! મ્હારો સર્વનાશ થયો. હું શું કરૂં ? ક્યાં જાઉં ?"

ધોળે દિવસે શેઠના બેઠકખાનામાંથી દસ્તાવેજો ચોરાયા એ વાત જાણવામાં આવતાં સઘળા નોકરો ગભરાઇ ગયા. આ ચોરીનો આરોપ પોતાના શિર પર તો નહિ આવે, એમ પ્રત્યેક નોકરને લાગવા માંડ્યું. થોડીવાર સુધી મૌન રહ્યા પછી અર્થદાસ ગર્જના કરતો બોલ્યો: "હું ત્રિજોરીવાળી ઓરડીમાં ગયો હતો તે દરમ્યાન અહિં કોઇ આવ્યું હતું કે ?"

"હા સાહેબ," એક ઘાટી ભય પામતો બોલ્યો: "અહિં એક સ્ત્રી આવી હતી અને તે બેઠકમાં બેઠી હતી."

"અરે મૂર્ખા !" અર્થદાસ ગાજી ઉઠયો: "એ બાઇ વળી કોણ હતી ? એ ક્યાંથી આવી હતી ? અને ત્હેં તેને મારી ઓરડીમાં શા માટે બેસાડી હતી ?"

"સાહેબ," ઘાટી ધ્રૂજતો ધ્રૂજતો હાથ જોડીને બોલ્યો: "તેણે કહ્યું કે તે આપના બોલાવવાથી આવી હતી. અને આપ આવો ત્યાં સુધી આપે તેને બેઠકની ઓરડીમાં બેસવાનું કહ્યું હતું."

"નહિ; મ્હેં આજે કોઇ પણ સ્ત્રીને બોલાવી જ નથી ! આજે મ્હને કોઈ મળ્યું પણ નથી, અને મ્હેં તેને મ્હારી ઓરડીમાં બેસવાનું પણ કહ્યું નથી ! વારૂ તેનું નામ શું ?" અર્થદાસ કંટાળતો બોલ્યો.

"તેણે કહ્યું કે મ્હારે શેઠની સાથે સારો પરિચય છે. તેણે પોતાનું નામ આપ્યું નહોતું."

"તે વૃદ્ધા હતી કે તરુણી ? તે કાળી હતી કે ગોરી ?"

"એવું મ્હેં ધારી ધારીને જોયું નહોતું, સાહેબ !"

"ગદ્ધા !" અર્થદાસ ગુસ્સામાં આવી જઇને બોલ્યો: "ત્હેં ભાંગ બાંગ પીધી હતી કે શું ? ત્હારી આંખો ફૂટી ગઇ હતી કે ?"

"એમ નથી. શેઠજી, તે સ્ત્રીએ પોતાના પગથી તે માથા

સુધી કાળો બુરખો ધારણ કર્યો હતો. માત્ર મ્હેં તેનો સ્વર સાંભળ્યો હતો. તેના પગની પાની સુદ્ધાં મ્હારાથી જોઇ શકાઇ નથી. તેના સ્વર ઉપરથી તો તે યુવતી હોવી જોઇએ એવું અનુમાન થાય છે."

"પણ તે ગઈ ક્યાં?"

"તે હમણાં જ અહિંથી ગઇ, શેઠ સાહેબ!"

આ હકીકત સાંભળીને અર્થદાસની ખાત્રી થઇ ગઇ કે તે સ્ત્રીએ જ પોતાના સઘળા દસ્તાવેજોની ચોરી કરી હોવી જોઇએ. શેઠે વિના વિલંબે પાઘડી માથાપર મૂકી અને તે બહાર ચાલ્યો ગયો. થોડા સમય પૂર્વે અર્થદાસ બંગલેથી મોટરમાં બેસીને પેઢીપર આવ્યો હતો. પરંતુ થોડીવાર પછી પોતાને પુનઃ બહાર જવાનું હોવાથી તેણે ડ્રાઇવરને પેઢીની નજીકના ડેલામાં મોટર ઉભી રાખવાનું સૂચવ્યું હતું. અર્થદાસ મોટર ઉભી હતી તે ડેલા તરફ ઉતાવળે પગલે જવા લાગ્યો. તે ડેલા પાસે પહોંચ્યો તો તેણે ડ્રાઇવર કે મોટર એ બેમાંનું કશુંયે ત્યાં જોયું નહિ. તે આશ્ચર્ય પામતો આમ તેમ જોવા લાગ્યો. હવે શું કરવું તેની તેને સૂઝ પડી નહિ. પરંતુ એટલામાં અર્થદાસની દૃષ્ટિ ડેલાની નજીકમાં ઉભેલા સિપાઇ તરફ ગઇ. અર્થદાસ ઉતાવળે પગલે સિપાઇ પાસે ગયો અને બોલ્યોઃ "નાયક, મ્હારી મોટર હમણાં અહિંથી ગઇ કે શું?"

"હા; થોડા સમય પહેલાં કોઇ સ્ત્રી તમારી મોટરમાં બેસીને ગઇ ખરી!" સિપાઇએ ઉત્તર આપ્યો.

"એક સ્ત્રી હતી? મ્હારો ડ્રાઇવર હતો કે નહિ? ડ્રાઇવર સિવાય તમે મોટર અહિંથી પસાર કેમ થવા દીધી?"

"શેઠ સાહેબ, તમારા જ ડ્રાઇવરે તે સ્ત્રીને મોટરમાં બેસાડીને બારણું બંધ કર્યું હતું! મોટરમાં તમારો જ ડ્રાઇવર હોય તો હું તેને શી રીતે અટકાવી શકું?"

"અરે ભલા માણસ, તે કાળા બુરખાવાળી સ્ત્રી ચોર છે. તે મ્હારા દસ્તાવેજો પણ લઇ ગઇ અને મોટર પણ લઇ ગઇ. હાય, હાય! હવે મ્હારે શું કરવું?" અર્થદાસ દીન વાણીથી બોલ્યો.

"સાચું કહો છો? ત્યારે શેઠજી, તમે સત્વર પોલિસ-ચોકીમાં જઇને ચોરી થયાની ખાતમી આપો! સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તે સ્ત્રીને મોટર સહિત કેદ પકડાવશે."

તરત જ અર્થદાસે ત્યાંથી પસાર થતી એક ભાડાની ગાડીને ઉભી રખાવી અને કૂદકો મારીને ગાડીમાં ચઢી બેઠા પછી ગાડીવાળા

સામું જોઇને બોલ્યા: "પોલીસચોકીપર જવા દે." ગાડી પૂર જોસમાં દોડવા લાગી.

પાઠક ! ચાલો હવે આપણે આપણી નવલકથાના નાયક ચન્દ્રકાન્ત તરફ વળીએ. રક્તલાંછન પુનઃ દૃષ્ટિએ પડવાથી ચન્દ્રકાન્ત ઝપાટાબંધ ચાલતો પોલીસચોકી પાસે આવીને ઉભો રહ્યો. અત્યારે 'ઑફિસ'માં પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ એકલા જ કાંઇ કાગળો વાંચતા બેઠા હતા. ચન્દ્રકાન્તને 'ઑફિસ'માં આવી પહોંચેલો જોઇને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે તેને પ્રેમથી માન આપ્યું અને પોતાના પાસેની ખુરસીપર બેસવાનો નેત્રસંકેત કર્યો. ચન્દ્રકાન્ત એક બાહોશ રહસ્યભેદક હોવાથી તે પોલિસખાતાને ઉપયોગી મદદ કરતો હતો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને તેના માટે માન હતું, તેમ જ તે ઉભયની વચ્ચે કેટલાક સમયથી મિત્રતાનો સંબંધ પણ બંધાયો હતો.

ચન્દ્રકાન્તની ચિન્તાતુર મુખમુદ્રા જોઇને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે પૂછ્યું: "કેમ ચન્દ્રકાન્ત ! વળી કંઇ નવાજૂની ઉપસ્થિત થવા પામી છે કે શું ? અથવા 'રહસ્યભેદક' કહેવાને બદલે તમને 'ડિટેક્ટીવ' કહીને કોઇએ તમારૂં અપમાન કર્યું છે ?"

"ના, ના; એવું તો કંઇ નથી." ચન્દ્રકાન્ત વિચારમગ્ન મુખમુદ્રાવડે બોલ્યો: "રક્તલાંછન રહસ્યની હું પૂર્ણાહુતિ થયેલી માનતો હતો. પરંતુ તે તો દિન પ્રતિ દિન વધારે ભેદભર્યું થતું જાય છે."

"એટલે ?" સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ વિસ્મિત થતા બોલ્યા: "મૂળુ રક્તલાંછનવાળો અને તેનો છોકરો મોતી એ બન્ને તો મરણ પામ્યા. હજી કોઇ રક્તલાંછનવાળું મનુષ્ય હયાતિ ધરાવે છે કે ?"

"હા; એવું લાગે છે ખરૂં ! રક્તલાંછનવાળી એકાદ વ્યક્તિ હજી મુંબઇમાં છે જ. થોડાજ સમય પૂર્વે એક રક્તલાંછનવાળી સ્ત્રી મ્હારા જોવામાં આવી હતી."

"હેં ?" સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ આશ્ચર્ય પામતા બોલ્યા: "ચન્દ્રકાન્ત, મૂળુ રક્તલાંછનવાળાને એક છોકરી હતી એવું અદ્યાપિ મ્હારા સાંભળવામાં આવ્યું નથી. તેની સ્ત્રીને મરી ગયાં પણ ઘણો સમય થઇ ગયો. હવે તો તેના કુટુંબમાંનું કોઇ પણ મનુષ્ય હયાત નથી એવી મ્હારી ખાત્રી છે. ચન્દ્રકાન્ત રક્તલાંછનરહસ્ય સંબંધી અનેક વિચારો તમારા મગજમાં ઘોળાયા કરે છે અને આજે જ તમે મૂળુના ગુપ્ત રહેઠાણમાં ભયંકર પ્રસંગ અનુભવ્યો છે. આથી જ રક્તલાંછન માટે તમને હરઘડી ભ્રમ થયાં કરતો હશે એવું મ્હારૂં માનવું છે."

"ભલે એમ માનો ! પણ સાહેબ, આપ મ્હને જુઓ છો તે જો એક ભ્રમ માત્ર હોય તો જ મ્હારી વાતને ભ્રમ ગણી શકાય, સમજ્યા કે ?"

"વારૂ, તમે તે સ્ત્રીને કયાં જોઇ હતી, ચન્દ્રકાન્ત !"

"હમણાં દશ મિનિટ પૂર્વે જ મ્હેં તે સ્ત્રીને એક મોટરમાં બેસીને પસાર થતી જોઇ હતી. તે સ્ત્રીનો એક હાથ મોટરની બહાર લટકતો હતો અને તેના ડાબા હાથપર મ્હેં (લાલચક્ર) મ્હારી પોતાની આંખે જોયું છે !"

"ત્યારે તમે એ મોટરને પસાર કેમ થવા દીધી ? તે સ્ત્રી કોણ હતી તત્સંબંધી તમે કંઇ જ તપાસ કરી નથી કે ? તમે ગંભીર ભૂલ કરી. એકાદ સિપાઇ પણ તે મોટરની પૂંઠ પકડીને શોધ ચલાવ્યા સિવાય રહે નહિ. તમારા જેવા એક બહાદુર રહસ્યભેદક રક્તલાંછન જોવા છતાં મ્હારી પાસે ભયભીત થઇને દોડતા આવે એ કેવી વાત ગણાય ?"

"પણ પહેલાં હું કહું તે સાંભળી તો લ્યો ! તે મોટરની પૂંઠ પકડવાનો વિચાર મ્હેં કર્યો હતો પરંતુ તેનો વેગ કલાકે પાંત્રીશ માઇલનો હશે. વળી હું પગે ચાલીને જતો હતો. એકાદ ભાડાની ગાડી પણ તે વખતે ત્યાં નહોતી કે હું તેમાં બેસીને મોટરની પૂંઠ પકડું. આ કારણથી જ મ્હેં તે મોટરની પાછળ પડવાનો વિચાર માંડી વાળ્યો."

"પરંતુ હવે તે મોટર તેમ જ તે સ્ત્રીનો પત્તો કેવી રીતે લાગશે ?"

"તે મોટરનો પત્તો સત્વર લાગી શકે એવું સાધન મ્હેં મ્હારી પાસે રાખ્યું છે. મોટરનો નંબર મ્હારી પાસે છે. એ નંબરપરથી આપણું રજીસ્ટર તપાસો એટલે તે મોટર કોની છે, તેમ જ તે સ્ત્રી કોણ છે, તેનો પત્તો વિના વિલંબે લાગશે."

પોતાના મેજપરનો એક મોટો ચોપડો ચન્દ્રકાન્તના હાથમાં મૂકતાં સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ બોલ્યાઃ "લ્યો આ રજીસ્ટર ! મોટરનો નંબર શોધીને મ્હને જણાવો એટલે તેના માલિકને હું અહિં સત્વર બોલાવીશ અને—"

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનું છેલ્લું વાકય હજી તો પૂર્ણ થયું પણ નહોતું એટલામાં અર્થદાસ તેમની 'ઑફિસ'નું બારણું ઉઘાડીને અંદર દાખલ થયો. અર્થદાસના આવા અસભ્ય વર્તનથી સાહેબનો પિત્તો ખસી ગયો. પરંતુ અર્થદાસ જેવા શ્રીમંત માણસને વ્યાકુળ ચિત્તે

પોતાની 'ઑફિસ'માં આવેલા જોઇને સાહેબે પોતાના ગુસ્સાને દબાવી દીધો અને અર્થદાસનું સ્વાગત કરીને તેને શાન્ત ચિત્તે પૂછ્યું: "કેમ શેઠ, આજે આમ ગભરાયલા શાથી જણાઓ છો ?"

અર્થદાસે તો સાહેબને સલામ કરવાની પણ દરકાર ન રાખતાં કરૂણાજનક સ્વરે કહ્યું: "સાહેબ, મ્હારો સર્વનાશ થયો ! મ્હારી પેઢીમાં ચોરી થઇ !"

"એકાદ સામાન્ય ચોરીની ફરિયાદ હશે તેમાં મ્હારે શા માટે ફડાકૂટમાં પડવું ?" એમ વિચારીને ચન્દ્રકાન્ત પોતાના હાથમાંનું રજીસ્ટર લઇને ત્યાંથી ઉભો થયો અને એક બારીમાં જઇને બેઠો. ત્યાર પછી તે પોતાના ખિસ્સામાંની નોંધપોથીમાંથી નંબર જોઇ લઇને ચન્દ્રકાન્ત રજીસ્ટરનાં પાનાં ઉથલાવવા લાગ્યો.

"ધોળા દિવસે ચોરી અને વળી દુકાનમાં ? એમ શી રીતે બન્યું ? શું શું માલ ચોરાયો વારુ ?" સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે આશ્ચર્ય પામતાં અર્થદાસને પૂછ્યું.

"હું ત્રિજોરીની ઓરડીમાં ગયો હતો તે લાગ સાધીને ચોરે ત્રિજોરીની ઓરડીનું દ્વાર બહારથી બંધ કર્યું. ત્યાર પછી તેણે મ્હારી બેઠકની ઓરડીમાં જઇને મ્હારા દસ્તાવેજો, લખતપત્રો વગેરેની ચોરી કરીને ત્યાંથી ચાલતી પકડી !"

"દુકાનમાં એ વખતે કોઇ કારકૂન કે ઘાટી હતો કે નહિ ? તેમાંના કોઇએ ચોરને નજરે જોયો હતો કે ?"

"મ્હારો આણુસ એમ કહે છે કે મ્હારી ગેરહાજરીમાં એક સ્ત્રી મ્હારી બેઠકના ઓરડામાં આવીને બેઠી અને હું મ્હારી બેઠકમાં આવ્યો તે પૂર્વે ત્યાંથી ચાલી ગઇ હતી ! તે સ્ત્રી જ ચોર હોવી જોઇએ ? વળી હું જ્યારે આપની પાસે આવવા માટે મ્હારી મોટર લેવા માટે મ્હારા મોટરવાળા ડેલામાં ગયો ત્યારે મ્હને ખબર પડી કે તે સ્ત્રી મ્હારી મોટર તેમ જ મ્હારા ડ્રાઇવરને પણ લઇ ગઇ છે ?"

"શેઠજી, ભાંગ પીને આવ્યા છે, કે શું ? મોટર અને ડ્રાઇવર એ કંઇ ચોરી જવા જેવી વસ્તુ છે કે ?"

"હા; સાહેબ હું તદ્દન સાચું કહું છું. મ્હારી ગેરહાજરીમાં મ્હારા ડ્રાઇવરને ફસાવીને તે સ્ત્રી મ્હારી મોટર સહિત ન્હાસી છૂટી છે. સાહેબ, પ્રથમ મોટરની તપાસ કરો. એ મોટર માટે મ્હારે ચાર હજાર રૂપિઆ ખરચવા પડ્યા છે. હજી તે મોટર ત્રણ મહિના પુર્વે જ ખરીદી છે."

" વારુ. તમારી મોટરનો નંબર જણાવો જોઇએ!"

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનું ઉપરનું વાકય પૂર્ણ થયું અને જેવો અર્થદાસ તેની મોટરનો નંબર કહેવા જાય છે એટલામાં, " મળ્યો સાહેબ! જૂઓ આ નંબર ૩૪૭૨! બસ એ જ!" ચન્દ્રકાન્તે પોતાના હાથમાંની નોંધપોથીમાં લખેલા નંબર તરફ સાહેબનું ધ્યાન ખેંચ્યા પછી રજીસ્ટરના નંબર પર આંગળી મૂકીને ઉભો રહ્યો.

" હા સાહેબ; મ્હારી મોટરનો નંબર એ જ!" અર્થદાસ વચ્ચે જ બોલી ઉઠયો અને ત્યાર પછી તે ચન્દ્રકાન્તને સંબોધીને બોલ્યોઃ " મ્હારી મોટરનો નંબર આપ શી રીતે જાણી શકયા?"

ચન્દ્રકાન્ત અર્થદાસ પ્રત્યે સાશંક દષ્ટિ ફેંકતો બોલ્યોઃ " આ નંબર ૩૪૭૨ ની મોટર તમારી છે કે? તમને નંબર બરાબર યાદ છે કે?"

" હા, હા; મ્હારી મોટરનો નંબર એ જ! મ્હને નંબરની પણ સ્મૃતિ ન હોય? હં, પણ એ મોટરના સંબંધમાં તમને કંઇ પત્તો લાગ્યો છે કે?" અર્થદાસ આતુરતાપૂર્ણ નેત્રે બોલ્યો.

અર્થદાસના બોલવા પ્રત્યે કંઈ જ લક્ષ્ય નહિ આપતાં સાહેબ અને ચન્દ્રકાન્ત પરસ્પર વાતચિત કરવા લાગ્યા. ત્યાર પછી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે 'ટેલિફોન' દ્વારા સઘળી પોલીસચોકીઓમાં નંબર ૩૪૭૨ વાળી મોટર પસાર થતી જોવામાં આવે કે તરત જ તેમાં બેઠેલા માણસો સહિત મોટરને પોતાની 'ઑફિસ' તરફ મોકલી આપવાની ખબર આપી દીધી. ત્યાર પછી તે અર્થદાસ અને ચન્દ્રકાન્તને લઇને સરકારી મોટરમાં બેઠા અને ચન્દ્રકાન્તે જે દિશા તરફ જવાની સુચના કરી તે દિશા તરફ મોટર દોડાવી મૂકવામાં આવી.

અલ્પ સમયમાં જ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની મોટર રાણીના બાગ પાસે આવી પહોંચી. તરત જ ચન્દ્રકાન્તની દષ્ટિ રાણીના બાગના દ્વાર પાસે ઉભેલી એક મોટરપર પડી એટલે તે બોલી ઉઠયોઃ " જૂઓ સાહેબ, આ એ જ મોટર!"

તરત જ સાહેબની મોટર ડ્રાઇવરે ઉભી રાખી એટલે ત્રણે જણા નીચે ઉતર્યા અને તે મોટરનો નંબર તપાસ્યો. મોટરનો ડ્રાઇવર પોતાના નિત્યના રિવાજ પ્રમાણે પોતાને જ ઉદ્દેશીને બબડાટ કરતો નિશ્ચિંત વદને મોટરની નજીકની જમીનપર બેઠો હતો. તે અત્યારે પોતાના કામે આવ્યો હોય એમ માનીને જાણે નિશ્ચિંત મને બેઠો હોય એમ તેની બેફિકરાઇને લીધે સ્પષ્ટ રીતે દેખાઇ આવતું હતું.

"કેમ રે મૂર્ખા!" અર્થદાસ લાલચોળ નેત્રો કરીને ડ્રાઇવરને ઉદ્દેશીને ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: "તું કોની પરવાનગીથી મોટર અહિં લાવ્યો છે? હરામખોર, સાચું કહી દે! સત્વર કર!"

"શું?" ડ્રાઇવર શેઠને પોતાની પાસે આવી પહોંચેલો જોતાંની સાથે જ ચમકીને ઉભો થયો અને પોતાના કપડાપરની ધૂળ ખંખેરતો વિસ્મિત મુખમુદ્રાવડે બોલ્યો: "શું કહો છો શેઠજી?"

"અરે લુચ્ચા; પણ તું અહિં મોટર કોના હુકૂમથી લાવ્યો છે તે કહી દેને?"

"કેમ, આપના જ હુકૂમથી હું તે અહિં લાવ્યો છું?"

"ગદ્ધા! મ્હારા હુકૂમથી તું મોટર અહિં લાવ્યો છે કે? દારૂ પીને છાકટો બન્યો છે કે?"

"જૂઓ!" ડ્રાઇવરે પોતાના ખિસ્સામાંથી એક કાર્ડ કાઢ્યું અને તે શેઠના હાથમાં મૂકતાં બોલ્યો: "આ કોનો હુકૂમ?"

અર્થદાસે જોયું તો તે કાર્ડપર પોતાનું નામ છાપેલું હતું અને "આ કાર્ડ લાવનાર સ્ત્રીને જ્યાં જવું ત્યાં મોટરમાં બેસાડીને લઇ જજે!" એવું તેમાં લખેલું હતું.

"ઠગાઇ! ઠગાઇ!" એ પ્રમાણે ઉદ્દ્ગાર કાઢીને અર્થદાસ ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: "લુચ્ચા આ કાર્ડ મ્હારૂં છે પણ તેમાં લખેલું લખાણ મ્હારૂં નથી!"

ચન્દ્રકાન્તે અર્થદાસના હાથમાંનું કાર્ડ લીધું અને તે વાંચ્યા પછી તે સ્મિત કરતો બોલ્યો: "શેઠ સાહેબ, એ લખાણ ખોટું હશે એમ માનો; તો પણ તમારા ડ્રાઇવરનો વિશેષ દોષ લાગતો નથી. એને બિચારાને શા માટે ગાળો દ્યો છો?" ત્યાર પછી ચન્દ્રકાન્ત ડ્રાઇવરને સંબોધીને બોલ્યો: "વારૂ, તે સ્ત્રી ક્યાં ગઇ? અને તું અહિં કોની રાહ જોતો બેઠો છે?"

"મોટરમાં બેઠા પછી તે સ્ત્રીએ મ્હને મોટર ઝપાટાબંધ દોડાવી મૂકવાનું સૂચવ્યું હતું. આ સ્થળે આવી પહોંચ્યા પછી મોટર ઉભી રાખવામાં આવી. 'હું હમણાં આવું છું' એમ કહીને તે સ્ત્રી આ બાગમાં ગઇ છે! તે સ્ત્રી બહુ પ્રતાપી છે હોં?"

"તે સ્ત્રીનું સ્વરુપ કેવું છે? ત્હેં તેને નજરોનજર જોઇ છે કે? તે ક્યાં ગઇ વારૂ?" ચન્દ્રકાન્તે એકી સાથે ત્રણ ચાર પ્રશ્નો પૂછી લીધા.

"ઘણી ખુશીથી ! કાલે હું આપની રાહ જોતી બેસી રહીશ. જરૂર પધારજો ? વારૂ ! ત્યારે હું રજા લઇશ !" એટલું બોલીને કુમુદિનિએ ચન્દ્રકાન્ત પ્રત્યે એક પ્રેમભરી દષ્ટિ ફેંકીને ત્યાંથી ચાલતી પકડી.

અદ્યાપિ પર્યંત ચન્દ્રકાન્તના હૃદયપર કુમુદિનિ સિવાયની કોઇ પણ સુંદરીએ પોતાનો અધિકાર જમાવ્યો નહોતો. જ્યારે જ્યારે ચન્દ્રકાન્ત કુમુદિનિનું સુંદર વદન જોતો ત્યારે ત્યારે તે તન્મય બની જતો અને પોતાનું ગમે તેવું મહત્વનું કાર્ય હોય તો પણ તે વિસરી જતો. અત્યારે પોતે શા માટે બગીચામાં આવ્યો હતો અને પોતાની સાથે કોણ કોણ મનુષ્યો હતા, તેનું ચન્દ્રકાન્તને બિલકુલ સ્મરણ રહ્યું નહિ.

કુમુદિનિ દષ્ટિમર્યાદાની બહાર ચાલી ગઇ ત્યાં સુધી ચન્દ્રકાન્ત તેના પ્રત્યે તાકી રહ્યો હતો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે ચન્દ્રકાન્તની નજીકમાં આવીને તેને વિચારતન્દ્રામાંથી મુક્ત કરવા માટે કહ્યું: "કેમ, મિ. ચન્દ્રકાન્ત, ગુલાબી ન્હાના ઘૂંટડા ધરાઇને પી લીધા કે હજી કંઇ બાકી રાખ્યું છે ? ગુલાબી શાલ વાળી તરુણી સાથે પ્રેમગોષ્ટિ કરવામાં તમે જે વખત વીતાડયો તેથી પેલી કાળા બૂરખાવાળી સ્ત્રીને શોધી કાઢવામાં વિલંબ થઇ ગયો છે ! હું ધારૂં છું કે કદાચ હવે તો તે આ બાગમાંથી ચાલી ગઈ પણ હોય !"

"રહસ્યભેદક સાહેબ !" અર્થદાસ મ્હોં ઉતારી નાખીને બોલ્યો: "આપે જો આમ કરવું હતું તો અમને પ્રથમથી કહી દેવું હતું ! અમે બન્ને જણા થઇને તે બદમાશ સ્ત્રીને આ બગીચામાંથી શોધી કાઢી હોત !"

ચન્દ્રકાન્ત અર્થદાસને કંઇ પણ ઉત્તર ન આપતાં આગળ વધવા લાગ્યો. "આવતી કાલે કુમુદિનિને મળવા માટે અવશ્ય જઇશ. !" એ વિચાર તેના મગજમાં એક સરખો ઘોળાયા કરતો હતો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ અને અર્થદાસ પણ ચન્દ્રકાન્તની પાછળ જવા લાગ્યા. ત્રણે જણાએ સાથે મળીને આખા બગીચામાં કાળા બૂરખાવાળી સ્ત્રીની શોધ કરી પરંતુ તેમનું કંઇ જ વળ્યું નહિ. આખરે તેઓ નિરાશ થઇને ફર્યા.

વાચક, આ તરફ કુમુદિનિ ઉતાવળે પગલે પોતાના ઘેર આવી પહોંચી. કુમુદિનિએ પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે તેની માતા ગંગા અને ગોદાવરીમાશી બહારના દિવાનખાનામાં વાતચિત કરતાં

બેઠાં હતાં. કુમુદિનીએ તેમની સાથે કંઇ પણ વાતચિત નહિ કરતાં પોતાની ઓરડી તરફ જવા માંડ્યું. પોતાની ઓરડીમાં ગયા પછી કુમુદિનીએ કપડાં કાઢી નાખ્યાં અને પોલકાના ખિસ્સામાંથી કાગળનો એક થોકડો કાઢીને તેમાંથી દરેક પત્ર બારિકીથી વાંચવા માંડ્યો. વાંચ્યા પછી ગરીબ લોકોના દસ્તાવેજો અને શ્રીમંત લોકોની પ્રોમિસરી નોટોનો એમ કુમુદિનીએ બે જૂદા ઢગલા કર્યા. ત્યારબાદ કુમુદિનીએ ટાઇપરાઇટરપર કેટલાક કાગળો ઝટઝટ છાપી લીધા. કેટલાક પરબીડીઆં પર તેણે શિરનામાં પણ છાપ્યાં. કુમુદિનિએ પ્રત્યેક પરબીડીઆમાં અકેક દસ્તાવેજ અને પત્ર મૂકયા પછી તે બંધ કર્યાં; અને કેટલાક કાગળોના ટૂકડા કરીને તે શગડીમાં નાખીને દિવાસળીથી સળગાવી દીધા. કાગળો જ્યારે બળવા લાગ્યા ત્યારે કુમુદિની સ્વગત બોલી: "લે, માનવ રાક્ષસ ! કર અને જો ! બિચારા ગરીબ લોકોના ગળાં કાપવાનું સાધન હવે ત્હારા હાથમાં શું રહ્યું ? દુષ્ટને આવો દંડ આપવો એ પણ એક પ્રકારનું પુણ્યકાર્યજ છે."

શગડીમાંનાં સર્વ કાગળો બળીને ભસ્મીભૂત થઇ ગયા પછી કુમુદિનીએ પેલાં સઘળાં પરબીડીઆં પોતાના ખિસ્સામાં મૂકયાં અને પાછળના બારણે થઇને તે ઘરની બહાર નીકળી પડી. અલ્પ સમયમાં જ કુમુદિની સઘળા પત્રો ટપાલમાં નાખીને પાછી આવી અને પોતાની ઓરડીમાં જઇને બેઠી. ત્યારપછી તેણે બૂરખાની ઘડી પાડીને તે પોતાના ગાદલાંની નીચે મૂકી દીધો ત્યારે તેને નિરાંત વળી.

ગોદાવરી કુમુદિનીની સગી માશી નહોતી. કુમુદિનીના જન્મકાળની પૂર્વે તે ગંગાબાઇને ત્યાં નોકર તરિકે રહી હતી, અને ત્યારથી અદ્યાપિ પર્યંત તેણે એક જ ઠેકાણે પોતાનું જીવન વીતાડયું હતું. ગોદાવરીએ કુમુદિનીનું લાલનપાલન બાલ્યાવસ્થાથી જ કર્યું હોવાથી, તે ઉભયની વચ્ચે સારી પ્રીતિ હતી. બાલ્યાવસ્થામાં કુમુદિની જ્યારે કજીઆ કરતી અને તેની માતા ગંગા તેને શિક્ષા કરતી, ત્યારે ગોદાવરી વચ્ચે પડતી. વળી પોતાની માતા જો એકાદ માગણી નહિ પૂરી કરે તો ગોદાવરીમાશી તો તે અવશ્ય પૂરું કરશે જ એવી કુમુદિનીને પણ નિરંતર ખાત્રી રહેતી. કુમુદિની જ્યારે મોટી થઇ ત્યારે પણ પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત પ્રથમ ગોદાવરી માશીને જ કહેતી. ગંગા પણ ગોદાવરી પ્રત્યે પોતાની સગી ભગિનીના પ્રેમથી વર્તતી હતી. ટુંકામાં ગોદાવરી ગંગાના ઘરમાં લાંબો સમય વીત્યા પછી એક આપ્તજન જેવી થઇ રહી હતી.

આજે કુમુદિની ઘેર આવ્યા પછી કોઇની સાથે એક શબ્દોચ્ચાર સરખો પણ નહિ કરતાં પોતાના ઓરડામાં ચાલી ગઇ તેથી ગોદાવરીમાશીને આશ્ચર્ય લાગ્યું. વળી કુમુદિનીની ઉદ્વિગ્ન મુખમુદ્રા જોઇને તેનું ચિત્ત પણ અસ્વસ્થ થયું. ગોદાવરીમાશી ચુપચૂપ કુમુદિનિના ઓરડા પાસે ગઇ તો ઓરડાનું દ્વાર બંધ હતું. તેણે કમાડની તીરાડમાંથી અંદર જોયું તો કુમુદિનીને શગડીમાં કાગળ સળગાવતી જોઇ. ગમે તેવું પોતાનું ગુપ્ત રહસ્ય પણ કુમુદિનિ પોતાને કહ્યા વગર રહેનાર નથી એવી ગોદાવરીની દૃઢ પ્રતીતિ હોવાથી તે ત્યાં વિશેષ વખત ઉભી નહિ રહેતાં પોતાના સ્થળે આવીને બેઠી. અલ્પ સમય પછી કુમુદિની પણ પોતાની માતા અને ગોદાવરીમાશી બેઠાં હતાં ત્યાં આવીને બેઠી અને આડાં અવળાં ગપ્પાં મારવા લાગી.

રાત્રિનો સમય થયો એટલે ગોદાવરીમાશી પોતાના નિત્ય નિયમ પ્રમાણે કુમુદિનીની શય્યા તૈયાર કરવા ગઇ. શય્યા કરી રહ્યા પછી ગોદાવરીમાશીએ એક વખત ઓરડીમાં ચોમેર દૃષ્ટિપાત કર્યો તો પેલી શગડીની પાસે એક અર્દ્ધબળેલો કાગળનો ટૂકડો તેના જોવામાં આવ્યો. ગોદાવરીમાશીએ તે બળેલા કાગળનો ટૂકડો ઉપાડી લીધો અને વાંચવા લાગી. તેમાં આ પ્રમાણે લખેલું હતું: " અર્થદાસશેઠની પાસેથી ૨૫ ટકા પ્રમાણે વ્યાજના દરથી રૂ. ૧૦૦૦ એક હજાર પુરા લીધા છે. "

ગોદાવરીમાશીએ આ કાગળમાં આટલું લખાણ મહા મુશિબતે વાંચ્યું તો ખરૂં પરતુ તે તેનો મર્મ કળી શકી નહિ. અંતે બહુ વાર સુધી વિચાર કર્યા પછી કોઈ કરજદારે તે દસ્તાવેજ પોતાના લેણદારને લખી આપ્યો હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું. પરંતુ આ કાગળ કુમુદિની પાસે શી રીતે આવ્યો, અને તેણે આમ ગુપ્ત રીતે તે શા માટે બાળી નાખ્યો હશે, તે તેનાથી સમજાયું નહિ. અંતે તેણે તે કાગળ પોતાની પાસે રાખ્યો અને સ્હવારે કુમુદિનીને તે બદલ ખુલાસો વિચારવાનું પોતાના મનમાં નક્કી કરીને તે ત્યાંથી ચાલતી થઇ.

## પ્રકરણ ૪ થું.

### દાઝ્યા પર ડામ.

Adhere to truth from falsehood fey,
For evil follows all who lie.

ભાવાર્થ:—સત્યને વળગી રે'જો, ધાજો દૂર અસત્યથી;
જૂઠનું પાપ તે અંતે, જૂઠાને છોડતું નથી.

પાઠક! અર્થદાસ હતાશ હૃદયે પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસમાંથી પોતાની પેઢીપર આવ્યો. આજે તેનું હૃદય એટલું બધું સંતપ્ત થયું હતું કે તે પોતાના પ્રત્યેક નોકરપર ઘૂરકીઆં કરતો હતો. પેલા કાર્ડપરના હસ્તાક્ષર પોતાના નહોતા પરંતુ કોઇ ઉઠાવગીરે તે પ્રમાણે લખ્યું હતું. તે નહિ ઓળખી શકવા માટે તેણે ડ્રાઇવરની ધૂળ કાઢી નાખી. ત્યારપછી પોતાની ગેરહાજરીમાં બુરખાવાળી સ્ત્રીને પોતાની બેઠકના ઓરડામાં પ્રવેશ કરવા દીધા બદલ તેણે ઘાટીની જડતી લીધી અને તેને ખૂબ ધમકાવ્યો. ત્યારપછી આમ ધોળે દિવસે ચોરી થાય, અને મુંબઇની બાહોષ ગણાતી પોલિસ અદ્યાપિ પર્યંત ચોરને પકડી ન શકે એ ઘણું શરમભરેલું છે, એમ મનમાંજ કહીને તેણે પોલિસખાતાના અધિકારીઓને પણ મનમાં ગાલિપ્રદાન કર્યું અને પોતાના મનનો ભાર કંઇક ઓછો કર્યો. અર્થદાસ પોતાના મનમાં વિચારવા લાગ્યો: "દસ્તાવેજો, લખતપત્રો એ સઘળું ચોરાઇ ગયું? હવે ઉઘરાણી કરવા છતાં પણ નાણાં કોણ પાછાં આપશે?"

અર્થદાસે 'ગુજરાતી' પત્રમાં **ધોળે દિવસે ચોરી** એ શિર્ષક નીચે લખેલો ફકરો ત્રણ ચાર વખત બારિકીથી વાંચ્યો. એ ફકરામાં કોના અને કેટલા પૈસા ચોરાયા હતા તે વિષે કશું જ પ્રસિદ્ધ થયું નહિ હોવાથી અર્થદાસના મનમાં એક કલ્પના ઉદ્‌ભવી. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો: "જેની જેની પાસે રૂપિઆ લેણા નીકળે છે તેઓ મ્હારી પાસે દસ્તાવેજ નથી એવું પણ શી રીતે જાણી શકનાર છે? સહજ દમ છાંટીને પૈસા કઢાવી લેવું એટલે પત્યું!"

અર્થદાસ આ પ્રમાણે વિચારમગ્ન હતો એટલામાં ઘાટીએ આવીને તેને ખબર આપી: "શેઠ સાહેબ, જમાલ નથુ નામનો માણસ આપને મળવા માટે આવ્યો છે."

જમાલ નથુ એક ગરીબ મુસલમાન હતો. તે બિચારાનો છોકરો જ્યારે માંદો પડ્યો ત્યારે તેની પાસે દવા લાવવા સારૂ એક પાઇ સુદ્ધાં

નહિ હોવાથી, તેણે અર્થદાસ શેઠ પાસેથી વીશ રૂપિઆ ઉછીના લીધા હતા. એ ઉછીની રકમનું વ્યાજ દર અઠવાડીએ રૂપિએ આના પ્રમાણે કર્યું હતું. આ ભયંકર વ્યાજના દરને લીધે બિચારો જમાલ જિંદગી પર્યંત ઋણમુક્ત થઇ શકે તેમ નહોતું. અર્થદાસ જે માણસોને અંગ ઉધાર તરીકે નાણાં ધીરતો તેમના માટે વ્યાજનો દર આવો કે આથી પણ વિશેષ આકરો રાખવામાં આવતો. અર્થદાસને પૈસાની ખરી પેદાશ પણ આ વ્યાપારમાં જ હતી. ચોરાયલા દસ્તાવેજોનાં નાણાં કેવી રીતે વસુલ કરવાં તે સંબંધમાં અર્થદાસ પોતાના મનમાં વિચાર ચલાવતો હતો એટલામાં જમાલ નથુ આવ્યાની વર્દી મળવાથી પોતે નવી શોધી કાઢેલી યુક્તિનો પ્રથમ પ્રયોગ જમાલપર અજમાવી જોવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. જમાલને અંદર મોકલી દેવાની અર્થદાસે ઘાટીને સૂચના તરતજ કરી.

જમાલને કેવી રીતે દમ છાંટીને નાણાં કઢાવવાં એ સંબંધમાં અર્થદાસ વિચાર કરવા લાગ્યો એટલામાં જમાલ તેની સામે આવીને ઉભો રહ્યો. જમાલ જ્યારે જ્યારે અર્થદાસ પાસે આવતો ત્યારે એટલો બધો નમ્ર રહેતો કે શેઠની બેઠકની ઓરડાના દ્વાર પાસે આવતાંની સાથે જ તે નીચો વળીને તેને નમન કરતો. શેઠની આજ્ઞા ન થાય ત્યાં સુધી તે દ્વારમાં જ ઉભો રહેતો અને શેઠ જેટલા પ્રશ્નો પૂછે તેટલા પ્રશ્નોનો નમ્રતાથી ઉત્તર આપતો. પરંતુ આજે જમાલે અર્થદાસની બેઠકમાં પ્રવેશ કર્યા પછી તેને નમન સુદ્ધાં કર્યું નહિ; એટલું જ નહિ, પરંતુ તેણે શેઠની છેક જ સમીપમાં જઇને તેના હાથમાં એક પરબીડીઉં મૂક્યું અને સ્મિત કરતાં બોલ્યો: "લોભી શેઠ! હવે હું તમારા પંઝામાંથી મુક્ત થયો છું. કદાચ વાઘના મ્હોંમાં જઇ પડેલું મેંઢું ભાગ્યવશાત્ છટકી જવા પામે, પરંતુ તમારા સપાટામાં સપડાયલા પામર જનો પ્રત્યે કદાપિ દયા દર્શાવવાના તમે તો સોગન જ લીધા છે! હવેથી હું મ્હારા જીવન પર્યંત કદાપિ તમારી પાસે એક પાઇ પણ ઉછીની લેવા આવનાર નથી. સાહેબજી!" આટલું બોલીને જમાલ ત્યાંથી રૂવાબભેર ચાલતો થયો.

જમાલનું આજનું ઉદ્ધતાઇભર્યું સંભાષણ સાંભળીને અર્થદાસના આશ્ચર્યનો અવધિ જ થયો. તેને શું ઉત્તર આપવો તે અર્થદાસ સ્હમજી શક્યો નહિ. તે વિના વિલંબે ઉભો થયો અને જમાલનો હાથ પકડીને ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: "હરામખોર, ત્હારો દેવ મ્હારા કરજમાંથી મુક્ત થઇ શકે તેમ નથી! સ્હમજ્યો?" આ

અર્થદાસની ધમકી સાંભળવા માટે જમાલ ત્યાં એક ક્ષણ પર્યંત પણ ઉભો રહ્યો નહિ. અર્થદાસ બબડતા પોતાની જગ્યાએ આવીને બેઠા. એટલામાં જમાલે એક બીડેલું પરબીડીયું પોતાની ઓરડીમાં નાખી દીધેલું જોવામાં આવતાં અર્થદાસે તે પરબીડીયું લીધું અને ફોડ્યું તો તેમાં એક 'ટાઇપરાઇટર' થી છાપેલો કાગળ હતો. તેમાં આ પ્રમાણે લખેલું હતું:

"રા. રા. ભાઇ જમાલ,

પાષાણ હૃદયી–દ્રવ્ય લોભી અર્થદાસશેઠ પાસેથી બમણું અને ત્રણગણું વ્યાજ આપીને તમે જે રકમ દેવું કરીને ઉપાડી છે તે બદલનો દસ્તાવેજ આ સાથે મોકલ્યો છે. હવે તમે અર્થદાસના દેવામાંથી બિલકુલ મુક્ત થયા છો. એજ.

લિ. કરૂણામયી."

અર્થદાસનું હૃદય પત્ર વાંચતાં ધબકાવા લાગ્યું. અલ્પ સમય પછી તેણે પોતાના નેત્ર દ્વય બંધ કર્યા અને તે દીર્ઘ નિઃશ્વાસ મૂકવા લાગ્યો. જો સઘળા દસ્તાવેજો અને ખતપત્રોની વ્યવસ્થા આ પ્રમાણે જ કરવામાં આવી હશે તો એક પાઇનું પણ લેણું વસુલ થવાનું અસંભવિત છે એમ વિચાર કરતાં અર્થદાસની આશાની દિવાલો તૂટી પડી–તે જમીનદોસ્ત થઇ.

અલ્પ સમય પછી એક વૃદ્ધ કારીગર અર્થદાસને મળવા આવ્યો અને ઘાટીને તેણે પોતાના આગમનની ખબર શેઠને પહોંચાડવાનું સૂચવ્યું. પેલો ઘાટી શેઠની બેઠકના ઓરડા તરફ ચાલ્યો એટલે વૃદ્ધ કારીગર પણ શેઠની રજાની દરકાર કર્યા વગર ઘાટીની પાછળ ચાલવા લાગ્યો અને અર્થદાસની સામે આવીને ઉભો રહ્યો.

આ વૃદ્ધ કારીગર અર્થદાસ શેઠનો કરજદાર હતો. કરજદારનું આવું ઉચ્છૃંખલ વર્તન જોઇને અર્થદાસ તેના પ્રત્યે ક્રોધ પૂર્ણ દૃષ્ટિથી તાકી રહ્યો. પરંતુ તે વૃદ્ધ કારીગર તો સસ્મિત મુખમુદ્રા ધારણ કરીને બોલ્યો: "શેઠજી, તમારા દેવામાંથી હું આજે ઇશ્વરકૃપાથી મુક્ત થયો છું એ આનંદવર્તમાન તમને જણાવવા માટે જ હું અહિં આવ્યો છું."

"તું મ્હારા દેવામાંથી મુક્ત થયો છે એમ ત્હને કોણે કહ્યું?" અર્થદાસે સહજ ધમકી આપતાં કહ્યું.

"એવી મતલબનો પત્ર મ્હને આજે મળી ચૂક્યો છે."

"એ પત્ર ખોટો છે." અર્થદાસ ડોળા કાઢીને બોલ્યો: "ચા-

લ્યો જા! લબાડ! જો સીધી રીતે મ્હારાં નાણાં પાછાં નહિ આપે તો ત્હારા દસ્તાવેજના આધારે હું ત્હને કોર્ટનાં બારણાં દેખાડીશ સ્હમજ્યો કે? પછી ત્હારી પાસેથી ખર્ચ સુદ્ધાં મારી ઠોકીને લઇશ એ પણ ભૂલતો નહિ હોં કે?"

"એ...મ...કે?" વૃદ્ધ કારીગર ઠંડે પેટે બોલ્યો: "તમારી પાસે મ્હારો દસ્તાવેજ છે કે? બતાવો જોઇએ?"

"અત્યારે હું તે શા માટે ત્હને બતાવું? કોર્ટમાં એની મેળે દસ્તાવેજ હાજર થશે. ત્હારો દસ્તાવેજ ગઇ કાલે ચોરાઇ ગયો છે, એમ જો તું માનતો હોય તો તે ત્હારો ભ્રમ છે. છાનોમાનો મ્હારાં નાણાં વેળાસર પાછાં આપી દે! એમ કરવાથી ત્હને ફાયદો છે."

"વારૂ; કોર્ટમાં દસ્તાવેજ જોયા પછી જ રૂપિઆ આપીશ. હે પ્રભુ, જે પરોપકારી વ્યક્તિએ મ્હને આ દુઃખમાંથી મુક્ત કર્યો છે તેનું તું નિરંતર કલ્યાણ કરજે!" એટલું બોલીને વૃદ્ધ કારીગર ત્યાંથી ચાલ્યો જવા લાગ્યો.

વૃદ્ધ કારીગરને બિલકુલ બેપરવાઇથી ચાલ્યો જતો જોઇને અર્થદાસ તેના અંગપર ધસ્યો અને તેનો હાથ પકડીને મોટા સ્વરે બોલ્યો: "અરે લુચ્ચા, મ્હારા શિરપર આવી પડેલા સંકટનો લાગ સાધીને મ્હારી લેણી રકમ ડૂબાવે છે કે?"

"છટ્ છટ!" વૃદ્ધ કારીગર પાછો ફરીને ધીમેથી બોલ્યો: "તમારી લેણી રકમ ડૂબાવવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. આજ દિન સુધીમાં તમારી લેણી રકમ કરતાં ત્રણ ગણાં નાણાં તમારી તિજોરીમાં મ્હારા તરફથી આવ્યાં છે. હવે તો ન્યાય અને ધર્મ પ્રમાણે પણ હું તમારો કરજદાર ન જ ગણાઉં! ઠીક, સાહેબજી, રામ રામ!"

કારીગર રસ્તે પડ્યો. અર્થદાસ દિવાનો બની ગયો. હવે શું કરવું તેની તેને બિલકુલ સુઝ પડી નહિ. અર્થદાસ આ પરિસ્થિતિમાં લગભગ દશેક મિનિટ સુધી બેઠો હશે એવામાં તેનો ઘાટી આવીને બોલ્યો: "શેઠ સાહેબ, દશ બાર માણસોનું ટોળું બહાર આવીને ઉભું છે અને તે આપની સાથે કંઇ વાતચિત કરવા માગે છે. તેઓ એકબીજાના સામું જોઇને હસે છે અને આનંદ વિનોદ કરે છે."

"કાઢી મૂક એ સાળાઓને!" અર્થદાસ ગાજી ઉઠયો: "એ સઘળા લુચ્ચા મનુષ્યો મ્હારી ઠઠ્ઠા મશ્કરી કરવા માટે આવ્યા છે! જા, તું તેમને ધક્કા મારીને આપણી દુકાનની બહાર કાઢી મૂક!

અરે પણ હવે આ આપત્તિ ટળે તેનો કંઇ પણ ઉપાય અવશ્ય શોધવો પડશે જ! અરેરે, આ તો **દાઝયા પર ડામ** જેવું થયું !”

અર્થદાસની નિરાશાનો આજે અવધિ જ થયો. તેણે લગભગ એકાદ કલાક સુધી વિચાર કર્યો, પરંતુ તેને કંઇ પણ માર્ગ સૂઝયો નહિ. અંતે અર્થદાસે પોતાના શિરપર પાઘડી મૂકી અને પેઢીપરથી બહાર નીકળી પડયો. અલ્પ સમયમાં જ તે બોરીબંદર સ્ટેશન પાસે ‘ચન્દ્રકાન્ત રહસ્યભેદક’ની ‘ઑફિસ’માં આવી પહોચ્યો.

ચન્દ્રકાન્તને પોતાના આગમનની ખબર અર્થદાસે ઘાટી સાથે પહોંચડાવી અને ઉપર જવાની પરવાનગી મળ્યા પછી તે ચન્દ્રકાન્તની સન્મુખ આવીને ઉભો. અર્થદાસ જેવા શ્રીમંત વેપારીને પોતાને ત્યાં આવેલો જોઇને ચન્દ્રકાન્તે તેનું સન્માન કર્યું, અને પોતાની સામેની એક ખુરસીપર બેસવાનો નેત્રસંકેત કર્યો.

ચન્દ્રકાન્તની સામે પડેલી ખુરસીપર બેઠા પછી જમાલવાળો છાપેલો પત્ર અર્થદાસે ચન્દ્રકાન્તના હાથમાં મૂકો અને તે દીન સ્વરે બોલ્યોઃ “રહસ્યભેદક સાહેબ, બૂરખાવાળી સ્ત્રીએ મ્હારૂં સત્યાનાશ વાળ્યું ! જૂઓ આ પત્ર ! મ્હારા સઘળા કરજદારોને તેણે આવા પત્રો લખ્યા છે. સાહેબ, કૃપા કરીને આપ એ સ્ત્રીને સત્વર કેદ પકડો. મ્હારી ખાતર આપ એટલો શ્રમ લેશો તો આપનો ઉપકાર હું કદાપિ નહિ ભુલું એ આપ નક્કી માનજો !”

ચન્દ્રકાન્તે તે પત્રના સંબંધમાં અને બીજી કેટલીક હકીકત અર્થદાસને પૂછીને તે પોતાની નોંધપોથીમાં નોંધી લીધી. ત્યાર પછી અર્થદાસને આશ્વાસન આપીને ચન્દ્રકાન્તે તેને રજા આપી.

ચન્દ્રકાન્તની ‘ઑફિસ’ માંથી નીકળ્યા પછી અર્થદાસ વિચારવા લાગ્યોઃ “એ બૂરખાવાળી સ્ત્રી હશે કોણ? મ્હારૂં આમ અનિષ્ટ કરવાથી તેને શો ફાયદો હશે ? કદાચ કોઈ મ્હારા હિતશત્રુએ તો આ કાર્ય નહિ કર્યું હોય ને ? મુંબઈની બાહોશ પોલિસને પણ થાપ આપનારી આ સ્ત્રી કોઇ ખરેખર બદમાશ સ્ત્રી છે એમાં લેશ માત્ર પણ શંકા નથી ! હાય, પણ કોડી કોડી કરીને અને અનેક કાળાં ધોળાં કરીને પૈસો પ્રાપ્ત કર્યો અને તેને દિન પ્રતિ દિન વૃદ્ધિંગત કરવા માટે શરાફની પેઢી કાઢી. એક ભિખારીની સ્થિતિમાંથી હું મુંબાઇમાં એક શ્રીમંત માણસ ગણાવા લાગ્યો. પરંતુ ઇશ્વરને મ્હારો આ ધંધો ચલાવવા દેવો હોય એમ લાગતું નથી ! નહિંતર આમ તે હોય ? સઘળી મિલ્કતના આધારરૂપ દસ્તાવેજોની ચોરી ! દસ્તાવેજ વગર શું એક પાઇ

પોતે ગઇ કાલે જે કૃત્ય કર્યું હતું તે સઘળો ઇતિહાસ ગોદાવરી-માશીને કહી દેવાનો કુમુદિનિએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. પરંતુ તેમ કરવાની હિંમત તેનાથી થઇ શકતી નહોતી. કુમુદિની ડૂસકાં ભરતી ભરતી ગદ્‌ગદ કંઠે બોલવા લાગીઃ "માશીબા, તમારો મ્હારા પ્રત્યેનો પ્રેમ નિઃસીમ છે એ વાર્તા હું સારી રીતે જાણું છું. પરંતુ માશીબા, ગઈ કાલનો ઇતિહાસ તમને કહી સંભળાવતાં મ્હારી જીભ જ ઉપડતી નથી. ગઈ કાલે એ કૃત્ય મ્હારાથી શી રીતે બનવા પામ્યું તે હું પોતે પણ સ્હમજી શકતી નથી. માશીબા, જ્યારે તમે મ્હારા હાથે ગઇ કાલે થઇ ગયેલા કૃત્ય વિષે જાણશો ત્યારે તમને મ્હારા પર તિરસ્કાર ઉપજ્યા વગર રહેશે નહિ એવો મ્હને ભય લાગે છે !"

"કેવી કુશંકા !" કુમુદિનીને છાતી સરસી ચાંપતી ગોદાવરી સહ્‌ગદિત કંઠે બોલીઃ "હું મ્હારી પ્રાણપ્રિય દિકરીનો તિરસ્કાર કરૂં એમ કદાપિ બની શકે ખરૂં કે ? કદાચ ઇશ્વર પ્રત્યે હું ગુસ્સે થઉં ખરી, પરંતુ મ્હારી વ્હાલી કુમુદા પ્રત્યે તો કદાપિ ગુસ્સે થાઉં નહિ. બેટા ! ત્હારા હાથે ગમે તેવું દુષ્કર્મ થયું હશે તો પણ હું ત્હારા પ્રત્યે ગુસ્સે થનાર નથી જ ! એટલું જ નહિ, પરંતુ ત્હારા શિરપર કંઇ આપત્તિ આવી પડે તેવું હશે, તો પણ હું ત્હને તેમાંથી મુક્ત કરવા માટે મ્હારી સઘળી શક્તિનો ઉપયોગ અવશ્ય કરીશ. પરંતુ તું મ્હને ત્હારી હકીકત ન કહે ત્યાં સુધી હું શું કરી શકું ? કુમુદા ! ત્હારી સઘળી હકીકત તું મ્હને નિર્ભયપણે કહી દે ! હું ત્હારા પર બિલકુલ ક્રોધ નહિ કરૂં."

ગોદાવરીમાશીનું પ્રેમળ સંભાષણ સાંભળીને કુમુદિનીની સઘળી ભીતિ નષ્ટ થઇ ગઇ. ગોદાવરીમાશીનો હાથ પોતાના હાથમાં લઇને તેના પ્રત્યે કરુણાજનક ફેંકતી કુમુદિની બોલવા લાગીઃ "માશીબા, મ્હને લાગે છે કે હું દીવાની બની જઇશ ! ગયા એ ત્રણ દિવસ થયાં મ્હારા અંતરમાં એવી એવી લહરીઓ ઉત્પન્ન થયાં કરે છે કે તેથી મ્હારૂં મગજ ભમી ગયું છે. એ લહરીઓને આધીન થવાથી હું છેક જ પરતંત્ર બની ગઇ છું. જો હું અશિક્ષિતા હોત તો તો કોઇએ મ્હને કામણટુમણ કર્યું છે, કિંવા મ્હને ભૂત વળગ્યું છે એવું હું માની શકત. ગઇ કાલે મ્હારા હાથે જે કૃત્ય થવા પામ્યું હતું તેવું કૃત્ય મ્હારા હાથે બનવા પામશે એની મ્હને પ્રથમ તો કલ્પના સુદ્ધાં નહોતી. માશીબા, મ્હારા અંતરમાં કોઇ અમાનુષી શક્તિનો

સંચાર થવા પામ્યો છે એવું હવે મ્હને ખાત્રીપૂર્વક લાગે છે !”

“પણ થયું છે શું? તું ખુલાસાથી કહે તો ખરી!” ગોદાવરી કુમુદિની પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકતી તાકી રહી.

“માશીબા, ગઇ કાલે બદમાશ મૂળુ લાલચક્રવાળો તુરંગમાંથી છૂટો થયો ત્યારે હું તેને મળવા ગઇ હતી એ સઘળી હકીકત મ્હેં તમને કહી સંભળાવી છે જ. ત્યારથી જ—”

મૂળુ લાલચક્રવાળાનું નામ સાંભળતાંની સાથે જ ગોદાવરીમાશીએ રોમાંચ અનુભવ્યો. તેનું સર્વાંગ કંપી ઉઠયું? તેનું મ્હોં લેવાઇ ગયું.

ગોદાવરીમાશીની મુખમુદ્રા નિસ્તેજ બની ગએલી જોઇને કુમુદિની આશ્ચર્ય પામતી બોલી: “માશી? આમ કેમ? ગઈ કાલે પણ મ્હેં જ્યારે મૂળુ લાલચક્રવાળાનું નામ દીધું હતું ત્યારે તમારી મુખમુદ્રા આજની માફક નિસ્તેજ બની ગઇ હતી! આનું કારણ શું? મૂળુની સાથે તમારે કંઈ પણ ઓળખાણ પિછાન છે કે?”

“ના, ના. એવું તો કંઇ જ નથી.” કુમુદિની પોતાના હૃદયની નિર્બળતા કળી ન જાય એટલા માટે ગોદાવરી ઠાવકું મ્હોં રાખીને ગંભીર સ્વરે બોલી: “કુમુદા! બંદીવાન તેમ જ તુરંગનું નામ સાંભળતાંની સાથે જ હું ભયભીત થઇ જાઉં છું. બંદીવાનો મહા દુષ્ટ માણસો હોય છે, એટલું જ નહિ, પરંતુ એકાદ જાહિરાતમાંના જો અમુક રોગનાં લક્ષણો બારિકીથી વાંચું છું તો મ્હને પોતાને એ જ રોગ લાગુ પડયો હોય એવું મ્હને તરત લાગવા માંડે છે! કુમુદા! એટલી મ્હારામાં હાર્દિક નિર્બળતા છે. બીજું શું? વારૂ, ત્હારી હકીકત કહે જોઇએ!”

“માશી!” કુમુદિનીએ પોતાની હકીકત કહેવાનું શરૂ કર્યું: “પૂર્વે હું એક વાર તુરંગ પાસે ગઇ હતી ત્યારે એક દિવસે એક બંદીવાનને છોડવામાં આવ્યો. તે કેદી જ્યારે પોતાને ઘેર જવા લાગ્યો ત્યારે મ્હેં તેની પાસે જઇને તેને ઉપદેશ કર્યો અને તુરંગમાં ફરીને ન જવું પડે એટલા માટે ચોરી નહિ કરવા માટે તેને સમજાવ્યો. ત્યારપછી મ્હેં તેના પૂર્વ ચરિત્રની હકીકત પૂછવા માંડી ત્યારે તેણે જણાવ્યું કે: “મ્હેં અર્થદાસશેઠ પાસેથી અમુક રકમ ઉછીની તરીકે લીધી હતી. હું મોલમજુરી કરીને મ્હારૂં ગુજરાન પરાણે ચલાવતો હોવાથી હું અર્થદાસને વ્યાજ સુદ્ધાં આપી શકતો નહોતો તેથી મ્હારૂં ઘરબાર જાહિર લીલામથી હરાજી કરીને પોતાના પૈસા વસુલ કરવાની તેણે

મ્હને ધમકી આપી. મ્હારાં બાયડી છોકરાંનું સંરક્ષણ કરવા માટે તેમ જ મ્હારી આબરૂ જાળવવાની ખાતર મ્હેં અર્થદાસના રૂપિઆનું વ્યાજ ભરવા માંટે એક ગૃહસ્થના ઘરમાંથી પચાસ રૂપિઆની ચોરી કરી. પરંતુ મ્હારા કમનસીબે ચોરી અલ્પ સમયમાં જ પકડાઇ ગઈ અને મ્હને છ મહિનાની સખ્ત કેદખાનાની સજા થઇ." માશી, બિચારા એ ગરીબ માણસની હકીકત સાંભળીને મ્હારૂં હૃદય અનુકંપાથી ભરાઇ આવ્યું અને મ્હને દ્રવ્યલોભી અર્થદાસ પર તિરસ્કાર છૂટયો. મ્હેં તે મજૂરને કરજમુક્ત કરવા માટે અમુક રકમ આપવા માંડી ત્યારે તેણે કહ્યું: "બેન, મ્હારા જેવા સેંકડો ગરીબ મજુરો અર્થદાસશેઠની જાળમાં સપડાયા છે. તે લોભી શેઠીઓ અમારી પાસેથી એક રૂપિએ દર અઠવાડીએ આના પ્રમાણે વ્યાજ લે છે!" આ હકીકત સાંભળીને તો અર્થદાસપર મ્હને બહુ જ તિરસ્કાર આવ્યો. હજારો ગરીબ મજૂરોને એ દુષ્ટ માનવપિશાચની જાળમાંથી મુક્ત કરૂં તો કેવું સારૂં, એમ મ્હારા મનમાં થઇ રહ્યું! તે વખતે તો મ્હારી આ ધારણા પાર પડવી મ્હને સર્વથા અશક્ય અને અસંભવિત લાગી. પરંતુ ગઇ કાલે મૂળુ લાલચકવાળાને મળ્યા પછી મ્હારા અંતરમાં એક પ્રકારની ઉર્મિ ઉછળી આવી અને તે ઉર્મિએ મ્હારા ચિત્તને અસ્વસ્થ બનાવી દીધું.

"એટલે? છોકરી ત્હેં શું કર્યું તે કહેતો ખરી!" ગોદાવરી કંપિત સ્વરે બોલી અને કુમુદિની પ્રત્યે તાકી તાકીને જોવા લાગી. પેલો અર્દ્ધસળગેલો કાગળ પોતાના હાથમાં આવ્યા પછી, તેમ જ 'ગુજરાતી પત્રમાં' **ધોળે દિવસે ચોરી!** એ શિર્ષક નીચેનો ફકરો વાંચ્યા પછી ગોદાવરીના મનમાં જે કલ્પના ઉદ્‌ભવી હતી, તે કુમુદિનીની હકીકત સાંભળ્યા પછી દૃઢ થઇ.

કુમુદિની નિસ્તેજ મુખમુદ્રાવડે ગોદાવરીમાશી પ્રત્યે દૃષ્ટિ ફેંકતી શાન્ત સ્વરે બોલવા લાગી: "માશી! એ વિલક્ષણ ઉર્મિને વિવશ થઇને મ્હેં ચોરી કરી! જ્યારે હું મ્હારા અંગપર કાળો બૂરખો ઓઢીને અર્થદાસને ત્યાં ગઇ ત્યારે મ્હેં તેને તેની તિજોરીની ઓરડીમાં જતો જોયો. આ લાગ સાધીને મ્હેં તે ઓરડીનું દ્વાર ધીમે રહીને બહારથી બંધ કર્યું અને તેના ઘાટીને આડું અવળું સ્હમજાવીને અર્થદાસની બેઠકની ઓરડીમાં પ્રવેશ કર્યો. ત્યારપછી મ્હેં અર્થદાસના સઘળા દસ્તાવેજોની ચોરી કરી અને તેની જ મોટરમાં બેસીને હું ન્હાસી છૂટી. ઘેર આવ્યા પછી મ્હેં સઘળા દસ્તાવેજોમાંનાં જે જેના

હતા તે તેને ટપાલદ્વારા મોકલી દીધા અને બાકીના સઘળા કાગળો શગડીમાં બાળીને ભસ્મ કર્યા. જ્યારે મ્હેં આ કૃત્ય કર્યું ત્યારે તો મ્હેં એક દુષ્ટ માનવરાક્ષસને યથાયોગ્ય શાસન કર્યું એમ માનીને મ્હારા હૃદયને સંતોષ થયો. પરંતુ હવે મ્હને મ્હારા કૃતકર્મ બદલ પશ્ચાત્તાપ થાય છે.”

આ હકીકત સાંભળીને ગોદાવરી કંપી ઉઠી. તેણે રોમાંચ અનુભવ્યો. તે ઉદ્વિગ્ન સ્વરે બોલી ઉઠી: “હાય, હાય! મ્હારી દીકરી, ત્હેં જ આવું દુષ્ટ કૃત્ય કર્યું છે કે? ત્હારા જેવી સુશિક્ષિતા, કરુણાળુ અને સરળહૃદયા પુત્રીને હાથે—”

“હા; માશીબા!” કુમુદિની ગોદાવરીની કોટે વળગીને રડી પડી. તે ડૂસકાં ભરવા લાગી. થોડી વાર પછી તે ગદ્ગદ કંઠે બોલી: “માશી, હું ખરેખર અપરાધિની છું. તમારા પ્રેમ માટે હું સર્વથૈવ અપાત્ર છું.”

“નહિ, નહિ; મ્હારી વ્હાલી કુમુદ!” ગોદાવરી કુમુદિનિની પીઠપર પ્રેમથી હાથ ફેરવતી આશ્વાસનસૂચક સ્વરે બોલી: “એમાં ત્હારો દોષ બિલકુલ નથી. પરોપકારની ઉત્કટ ઇચ્છાને લીધે ત્હારે નીચ, દુરાચારી અને દરિદ્રી લોકોના સહવાસમાં વારંવાર આવવું પડે છે, એ સહવાસનું જ આ દુષ્પરિણામ છે.”

“ગમે તેમ હોય! ગઇ કાલના જેવી વિલક્ષણ ઉર્મિ મ્હારા અંતરમાં કદાપિ ઉપજી જ નહોતી! એ ઊર્મિને વિવશ થવાથી હું મ્હારૂં શિક્ષણ, મ્હારા સદ્‌ગુણો અને મ્હારી યોગ્યતા તેમ જ તમારો તેમ જ મ્હારી માતાનો પ્રેમ સુદ્ધાં વિસરી ગઇ હતી. એ ઊર્મિને વિવશ થવાથી જ મ્હારા હાથે આ દુષ્કૃત્ય થવા પામ્યું છે. માશી, હવે હું શું કરૂં? મ્હને કોઇ માર્ગ બતાવો! બચાવો!”

“કંઇ ફીકર નહિ. બિલકુલ નિરાશ ન થા! પશ્ચાત્તાપ એ જ પાપનું પ્રાયશ્ચિત છે અને ત્હને પશ્ચાત્તાપ થયો પણ છે. હવે માત્ર એટલું જ કર કે આ હકીકત મ્હારા હને ત્હારા સિવાય ત્રીજા કોઇ પણ મનુષ્યને જાણવા દઇશ નહિ.”

“પણ માશીબા, હજી પણ તમને એક વિશેષ આશ્ચર્યજનક વાત કહેવાની છે!”

“હેં? હજી આશ્ચર્યજનક વાર્તા કહેવાની છે કે?” ગોદાવરી વિસ્મય પામતી બોલી.

“હા; જ્યારે ગઇ કાલે મ્હારા હૃદયમાં તે ઉર્મિ ઉછળી રહી ત્યારે મ્હારા ડાબા હાથના પંઝાપર મ્હને સહજ બળતરા બળવા

લાગી. મ્હેં જ્યારે મ્હારા ડાબા હાથના પંઝાપર દૃષ્ટિ કરી ત્યારે ત્યાં મ્હેં લાલચક્ર જોયું. એ લાલચક્ર શાનું હશે, તે મ્હારાથી સ્હમજી શકાયું નહિ! હું છેક જ ગભરાઇ ગઇ! જ્યારે ભયમુક્ત થઇ ત્યારે તે ચક્ર અદૃશય થઇ ગયું! જ્યારે જ્યારે તે ઉર્મિ હૃદયમાં ઉછળતી ત્યારે ત્યારે તે ચક્ર મ્હારા હાથના પંઝાપર ઉપસી આવતું. આ પ્રમાણે અનેક વાર થયા કર્યું. મ્હને લાગે છે કે આ નૈસર્ગિક, જન્મસિદ્ધ કિંવા અનુવાંશિક દુશ્ચિહ્ન હોવું જોઇએ! હાય, માશીબા, જૂઓ, આ રહ્યું તે લાલચક્ર! માશી, હું કયાં જાઉં? શું કરૂં?" એટલું બોલીને કુસુદિનીએ પોતાના ડાબા હાથના પંઝાને ગોદાવરીની દૃષ્ટિ સન્મુખ ધરી રાખ્યો. કુસુદિનીના ડાબા હાથ પર લાલચક્ર જોતાંની સાથે જ ગોદાવરી વિસ્મય પામતી બોલી ઉઠી: "હાય! હાય? આતો રક્ત લાંછન! આટલા વર્ષ પછી પાછું એ જ ચક્ર! પ્રભુ, હવે તો ત્હારા સિવાય આ લાલચક્રની પીડામાંથી અમને કોઇ પણ મુક્ત કરી શકે તેમ નથી!"

"શું? માશીબા તમે શું બોલ્યાં?" કુસુદિની ચકિત સ્વરે બોલી; "માશી, આમ ગભરાઇ કેમ ગયાં છો? મૂળ લાલચક્રવાળાના હાથપર પણ આવું જ ચિહ્ન હતું કે? હં. પણ મ્હારા હાથપર આવું લાલચક્ર શાથી આવ્યું! તમને આ બાબતમાં અવસ્ય કંઈ પણ માહિતી હોવી જોઇએ!"

"ના; મ્હને કંઇ જ માહિતી નથી. એ સંબંધમાં મ્હને તું કશું યે પૂછીશ નહિ!" ગોદાવરી ડોકું ધૂણાવતી બોલી.

"એમ કેમ માશીબા?" ગોદાવરીના કંઠે વળગી પડીને કુસુદિની લાડ કરતી બોલી: "માશી, તમને કદાપિ જૂઠું બોલવાની ટેવ નથી! ત્યારે તમે મ્હારી સાથે કદાપિ અસત્ય ભાષણ ન જ કરી શકો! તમારાં નેત્રો જ સાક્ષી પૂરે છે કે તમે એ બાબતમાં અવશ્ય કંઇ પણ જાણો છો જ!"

ગોદાવરીનાં નયનદ્વય અશ્રુપૂર્ણ થઇ ગયાં. તેનું હૈયું ભરાઇ આવ્યું હોવાથી તેનાથી શબ્દોચ્ચાર સુદ્ધાં થઇ શક્યો નહિ. તેણે કુસુદિનીને છાતી સરસી ચાંપી અને પછી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને તે કુસુદિનીના બાહુપાશમાંથી મુક્ત થઇને વિનાવિલંબે બ્હાર ચાલી ગઈ.

ગોદાવરી માશીનું આવું વિચિત્ર વર્તન જોઇને કુસુદિની ગભરાઇ ગઇ! કેટલીક વાર સુધી તે કોચ પર મૌન બેશી રહી. ત્યારપછી

સામેની દિવાલપર ટાંગેલા આયનામાં પોતાની ચર્યા નિહાળવામાં તલ્લીન થઇ ગઇ. કેટલાક સમય પછી પોતાની પ્રકૃતિ નિત્ય નિયમ પ્રમાણે સ્વસ્થ થઇ ગઇ હતી એવી ખાત્રી થયા પછી કુમુદિની પણ ત્યાંથી ચાલી ગઇ !

પ્રિય પાઠક ! આપણી ચરિત્ર નાયિકા કુમુદિની જ અર્થદાસને ત્યાં ધોળે દિવસે ચોરી કરી જનાર સ્ત્રી હતી એ હવે તમે સ્હમજી શકયા હશો. કુમુદિનીના આવા વર્તન પરથી અનેક સંકલ્પવિકલ્પ કરીને તેના માટે મતમતાંતર નહિ બાંધતાં હાલ તરત તો આપણે નવલકથાના પ્રવાહમાં આગળ વધીએ એ જ ઇષ્ટમાર્ગ ગણાશે. અસ્તુ !

---

## પ્રકરણ ૬ હું.

---

### પૂર્વ પરિચય.

કુમુદિની ઉતાવળે પગલે પોતાની માતાના ઓરડામાં ચાલી ગઇ. ગંગા અત્યારે 'સાંજવર્તમાન'નો અંક વાંચતી બેઠી હતી. માતાની ડોક ફરતો પોતાનો હાથ વિંટાળીને વાંકા વળીને તેના સામું જોતાં કુમુદિની લાડ કરતી બોલી: "બા, એમાં શું મહત્વની બાબત છાપેલી છે કે તું તે વાંચવામાં તલ્લીન થઇ ગઇ છે? કોઇ સભાનો અહેવાલ, કે કોઇના મૃત્યુની નોંધ અથવા તો બજારભાવ એટલું આ વર્તમાનપત્રમાં હશે. કોઇની કરૂણાજનક કર્મકથા કિંવા કોઇ પરોપકારીના સુકૃત્યની હકીકત હોય તો તો વળી ઠીક. રાજકિય વિષયની ચર્ચા અને લડાઇના ખબરો વાંચી વાંચીને હું તો હવે છેક જ કંટાળી ગઇ છું. ત્હને કોણ જાણે વર્તમાનપત્ર વાંચવામાં શી મઝા પડે છે? વારૂ, પણ ગોદાવરી માશી કયાં ગઇ? તે ન્હાસી તો નથી ગઇ ને?"

પુત્રી પ્રત્યે અત્યારસુધી એકીટશે તાકી રહેલી ગંગા સ્મિત કરતી બોલી: "કુમુદ બેટા, ત્હારો આ આકળો સ્વભાવ કયારે શાન્ત થશે? એક પ્રશ્નનો ઉત્તર આપવા જેટલો અવકાશ પણ સામાને નહિ આપતાં તેને એક પછી એક એમ અનેક પ્રશ્નો એક સાથે પૂછવા મંડી જાય છે એ કેવી ટેવ! ગોદાવરી હમણાં જ અહિં થઇને ગઇ! બાગમાં ગઇ હશે! બીજે કયાં જાય? જો ત્હારા મ્હોં રૂપી તોપમાંથી તેના પર ગોળાના વર્ષાવ થયો હશે તો તે તેમ પણ કરશે!"

"એમ કે? લે, ત્યારે હું હમણાં જ તેને પકડી લાવું છું."

બાંધી હતી. ત્યાં મૂળુ નામના મુકાદમનું બે માળનું એક મકાન હતું. નીચેના ભાગમાં મૂળુ મુકાદમ રહેતો અને અમે ઉપરના ભાગમાં રહેતાં હતાં.

“મ્હારા માતપિતા એટલે દૂરના પ્રવાસે શા માટે ગયાં હતાં?”

“ગંગાના પતિના મનમાં એમ હતું કે ત્યાં મોટી મોટી કોલસાની ખાણો છે તો એકાદ ખાણનો દશ વર્ષનો ‘કોન્ટ્રાક્ટ’ કરાવીને તે પોતાને કબજે લેવી અને કોલસાનો ધંધો ચલાવવો, અને એટલા માટે જ તે ત્યાં ગયા હતા. મુંબઇનો એક શેઠીઓ એકાદ ખાણનો ‘કોન્ટ્રાક્ટ’ કરવા માટે આવ્યો છે અને તે મૂળુ મુકાદમના મકાનના ઉપરના ભાગમાં રહે છે એવી બાતમી અલ્પ સમયમાં સઘળે ફેલાઇ ગઇ. મુંબઇનિવાસી શેઠ પાસે પુષ્કળ પૈસો હોવો જોઇએ, એવો વિચાર કરીને એક રાત્રિએ કેટલાક બદમાશ લોકોએ અમારા મકાન પર દરોડો પાડયો. ગંગા લાંબા પ્રવાસથી કંટાળી ગઇ હતી અને વળી આવું આકસ્મિક સંકટ શિરપર આવી પડવાથી તે બહુ જ ગભરાઇ ગઇ. ગંગાનો પતિ અને મૂળુ મુકાદમ પોતપોતાની બંદૂકો લઇને દરોડો પાડનારા બદમાશોપર ધસ્યા. બદમાશો અને તેમની વચ્ચે થતી મારામારી અને શોરબકોર સાંભળીને ગંગા બહુ ગભરાવા લાગી. તેને પ્રસૂતિવેદના થવા લાગી. એ વખતે ગંગાની પાસે હું એકલી જ હતી. થોડા સમય પછી ગંગાએ એક મૃત બાલકને જન્મ આપ્યો અને તે બેશુદ્ધ થઇ ગઇ. મ્હેં તે મૃત બાલકને એક લૂગડાના કકડામાં વિંટાળી દીધું અને તેને એક ખૂણામાં મૂકી આવી. ત્યાર પછી ગંગાને શય્યાપર સૂવાડીને હું તેને શુદ્ધિમાં લાવવાની ખટપટ કરવા લાગી. અલ્પસમય પછી દાદરપર કોઇનાં પગલાંનો અવાજ મ્હારા કાનપર આવ્યો અને હું પાછી વળીને જોઉં છું તો એક બેશુદ્ધ સ્ત્રીને ઉચકીને બે મનુષ્યોને મ્હેં અમારા ઓરડાના દ્વાર પાસે આવી પહોંચેલા જોયા. તે માણસોએ પેલી બેશુદ્ધ સ્ત્રીને અમારા ઓરડામાં સૂવાડી દીધી. તરત જ એક બીજી સ્ત્રી તેમની પાછળ આવી લાગી. તેણે પોતાના હાથમાં એક તરતનું જન્મેલું બાળક કપડામાં વિટાળીને ઉંચકેલું હતું. અને એક બે વર્ષના છોકરાને પોતાની કેડપર બેસાડ્યો હતો. તે સ્ત્રીએ પેલું બાળક તે બેશુદ્ધ સ્ત્રીની સોડમાં સૂવાડયું અને છોકરાને તેની સામે બેસાડયા પછી તે મ્હને સંબોધીને બોલી: “બ્હેન, આ મૂળુની પત્ની છે. પ્રસૂતિવેદનાને લીધે તે અત્યારે બેશુદ્ધ થઇ ગઇ છે. તેની સંભાળ લે એવું કોઇ નહિ હોવાથી હું

તેની સાથે આવી છું. પરંતુ હું અહિ વિશેષ સમય સુધી રોકાઇ શકું તેમ નથી. મૂળુ આવે ત્યાં સુધી તમે આ બિચારી બેશુદ્ધ સ્ત્રીની સંભાળ રાખજો! હું હવે જાઉં છું.” આટલું બોલીને તે સ્ત્રી ત્યાંથી ચાલતી થઇ. ગંગા હજુ સ્વસ્થ થઇ નહોતી. પરંતુ તેનો શ્વાસોચ્છ્વાસ ચાલુ હતો. મૂળુની સ્ત્રી હજુ બેશુદ્ધાવસ્થામાં હતી. હું તેની પાસે ગઇ અને તેનું શરીર મ્હેં તપાસ્યું તો તે ઠંડુંગાર હતું. તરત જ મ્હારી ખાત્રી થઇ કે સ્ત્રીના પ્રાણ પરલોકગમન કરી ગયા હતા. હું ગભરાઇ ગઇ. એટલામાં તેની સોડમાં પડેલું બાળક રડવા લાગ્યું. મ્હેં તે બાળકને ઉંચકી લીધું અને દીપક પાસે જઇને જોયું તો તે એક સુંદર કન્યા હતી. તરત જ મ્હારા મનમાં કલ્પના ઉદ્ભવી કે આ છોકરીને ગંગાની સોડમાં સૂવાડી દેવાથી તે માતૃવિહીન બાલિકાનું સંરક્ષણ થશે અને ગંગાને પણ પોતાના મૃતબાળક માટે શોક કરવાની જરૂર રહેશે નહિ. મ્હેં વિના વિલંબે ગંગાના મૃત બાળકને મૂળુની પત્નીની સોડમાં સૂવાડી દીધું અને મૂળુની છોકરીને ગંગાની સોડમાં સૂવાડી દીધી. અલ્પ સમય પછી ગંગા શુદ્ધિમાં આવી અને તે તે ન્હાની બાળકીને પ્રેમથી ધવડાવવા લાગી. થોડીવાર પછી દરોડાખોરની ગડબડ પણ શાન્ત થઇ ગઇ. ઉભય પક્ષના કેટલાક મનુષ્યો ઘાયલ થયા તેમાં અમારા કમનસીબે ગંગાનો પતિ પણ ઘાયલ થયો. મૂળુ અને તેના સાથીદારો તેને ઘેર લઇ આવ્યા અને તેને એક કોચ પર સૂવાડ્યો. તેના શરીરમાંથી રક્તસ્રાવ વિશેષ જોરથી વહ્યાં કરતો હોવાથી તેના શરીરમાં અશક્તિ વધારે આવી હતી. મૂળુએ અમને સઘળી હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી પરંતુ એટલામાં પોતાની મૃત પત્ની ત્યાં સૂતેલી જોવામાં આવતાંની સાથે જ તે તેની પાસે દોડી ગયો. તેનો બે વર્ષની વયનો છોકરો પણ તેની માતાની શય્યાની નજીકમાં જ નિદ્રસ્થ થયો હતો. મ્હેં જ્યારે મૂળુને તેની પત્નીની સઘળી હકીકત કહી સંભળાવી ત્યારે તે દરોડો પાડનારા બદમાશો પ્રત્યે ઘણો જ ગુસ્સે થયો. તેની ક્રોધજ્વાલા ફાટી નીકળી કે તરત જ તેના જમણા હાથપર લાલચિહ્ન દૃષ્ટિગોચર થવા લાગ્યું. તરત જ તે પોતાની મૃત પત્નીને એક મધુર ચુંબન કરીને પોતાના બાળકને સ્કંધપર ઉંચકીને ત્યાંથી ચાલતો થયો. ત્યારપછી એ મૂળુ પુનઃ ...ી દૃષ્ટિએ પડ્યો જ નહિ. જંગલમાં રહેનારાં મૂળુના કેટલાક ... તેની પત્નીની અંત્યેષ્ટિ ક્રિયા કરી. ધીમે ધીમે ગંગાની પ્રકૃતિ...થી ધ... ...રીએ સુધારો થવા લાગ્યો. પરંતુ અમારા કમનસીબે ગંગાના

બાંધી હતી. ત્યાં મૂળુ નામના મુકાદમનું બે માળનું એક મકાન હતું. નીચેના ભાગમાં મૂળુ મુકાદમ રહેતો અને અમે ઉપરના ભાગમાં રહેતાં હતાં.

"મ્હારા માતપિતા એટલે દૂરના પ્રવાસે શા માટે ગયાં હતાં?"

"ગંગાના પતિના મનમાં એમ હતું કે ત્યાં મોટી મોટી કોલસાની ખાણો છે તો એકાદ ખાણનો દશ વર્ષનો 'કોન્ટ્રાક્ટ' કરાવીને તે પોતાને કબજે લેવી અને કોલસાનો ધંધો ચલાવવો, અને એટલા માટે જ તે ત્યાં ગયા હતા. મુંબઇનો એક શેઠીઓ એકાદ ખાણનો 'કોન્ટ્રાક્ટ' કરવા માટે આવ્યો છે અને તે મૂળુ મુકાદમના મકાનના ઉપરના ભાગમાં રહે છે એવી બાતમી અલ્પ સમયમાં સઘળે ફેલાઇ ગઇ. મુંબઇનિવાસી શેઠ પાસે પુષ્કળ પૈસો હોવો જોઇએ, એવો વિચાર કરીને એક રાત્રિએ કેટલાક બદમાશ લોકોએ અમારા મકાન પર દરોડો પાડયો. ગંગા લાંબા પ્રવાસથી કંટાળી ગઇ હતી અને વળી આવું આકસ્મિક સંકટ શિરપર આવી પડવાથી તે બહુ જ ગભરાઇ ગઇ. ગંગાનો પતિ અને મૂળુ મુકાદમ પોતપોતાની બંદૂકો લઇને દરોડો પાડનારા બદમાશોપર ધસ્યા. બદમાશો અને તેમની વચ્ચે થતી મારામારી અને શોરબકોર સાંભળીને ગંગા બહુ ગભરાવા લાગી. તેને પ્રસૂતિવેદના થવા લાગી. એ વખતે ગંગાની પાસે હું એકલી જ હતી. થોડા સમય પછી ગંગાએ એક મૃત બાલકને જન્મ આપ્યો અને તે બેશુદ્ધ થઇ ગઇ. મ્હેં તે મૃત બાલકને એક લૂગડાના કકડામાં વિંટાળી દીધું અને તેને એક ખૂણામાં મૂકી આવી. ત્યાર પછી ગંગાને શય્યાપર સૂવાડીને હું તેને શુદ્ધિમાં લાવવાની ખટપટ કરવા લાગી. અલ્પસમય પછી દાદરપર કોઇનાં પગલાંનો અવાજ મ્હારા કાનપર આવ્યો અને હું પાછી વળીને જોઉં છું તો એક બેશુદ્ધ સ્ત્રીને ઉંચકીને બે મનુષ્યોને મ્હેં અમારા ઓરડાના દ્વાર પાસે આવી પહોંચેલા જોયા. તે માણસોએ પેલી બેશુદ્ધ સ્ત્રીને અમારા ઓરડામાં સૂવાડી દીધી. તરત જ એક બીજી સ્ત્રી તેમની પાછળ આવી લાગી. તેણે પોતાના હાથમાં એક તરતનું જન્મેલું બાળક કપડામાં વિંટાળીને ઉંચકેલું હતું. અને એક બે વર્ષના છોકરાને પોતાની કેડપર બેસાડ્યો હતો. તે સ્ત્રીએ પેલું બાળક તે બેશુદ્ધ સ્ત્રીની સોડમાં સૂવાડ્યું અને છોકરાને તેની સામે બેસાડ્યા પછી તે મ્હને સંબોધીને બોલીઃ "બ્હેન, આ મૂળુની પત્ની છે. પ્રસૂતિવેદનાને લીધે તે અત્યારે બેશુદ્ધ થઇ ગઇ છે. તેની સંભાળ લે એવું કોઇ નહિ હોવાથી હું

તેની સાથે આવી છું. પરંતુ હું અહિ વિશેષ સમય સુધી રોકાઇ શકું તેમ નથી. મૂળુ આવે ત્યાં સુધી તમે આ બિચારી બેશુદ્ધ સ્ત્રીની સંભાળ રાખજો! હું હવે જાઉં છું.” આટલું બોલીને તે સ્ત્રી ત્યાંથી ચાલતી થઇ. ગંગા હજુ સ્વસ્થ થઇ નહોતી. પરંતુ તેનો શ્વાસોચ્છ્વાસ ચાલુ હતો. મૂળુની સ્ત્રી હજુ બેશુદ્ધાવસ્થામાં હતી. હું તેની પાસે ગઇ અને તેનું શરીર મ્હેં તપાસ્યું તો તે ઠંડુગાર હતું. તરત જ મ્હારી ખાત્રી થઇ કે સ્ત્રીના પ્રાણ પરલોકગમન કરી ગયા હતા. હું ગભરાઇ ગઇ. એટલામાં તેની સોડમાં પડેલું બાળક રડવા લાગ્યું. મ્હેં તે બાળકને ઉંચકી લીધું અને દીપક પાસે જઇને જોયું તો તે એક સુંદર કન્યા હતી. તરત જ મ્હારા મનમાં કલ્પના ઉદ્ભવી કે આ છોકરીને ગંગાની સોડમાં સૂવાડી દેવાથી તે માતૃવિહીન બાલિકાનું સંરક્ષણ થશે અને ગંગાને પણ પોતાના મૃતબાળક માટે શોક કરવાની જરૂર રહેશે નહિ. મ્હેં વિના વિલંબે ગંગાના મૃત બાળકને મૂળુની પત્નીની સોડમાં સૂવાડી દીધું અને મૂળુની છોકરીને ગંગાની સોડમાં સૂવાડી દીધી. અલ્પ સમય પછી ગંગા શુદ્ધિમાં આવી અને તે તે ન્હાની બાળકીને પ્રેમથી ધવડાવવા લાગી. થોડીવાર પછી દરોડાખોરની ગડબડ પણ શાન્ત થઇ ગઇ. ઉભય પક્ષના કેટલાક મનુષ્યો ઘાયલ થયા તેમાં અમારા કમનસીબે ગંગાનો પતિ પણ ઘાયલ થયો. મૂળુ અને તેના સાથીદારો તેને ઘેર લઇ આવ્યા અને તેને એક કોચ પર સૂવાડ્યો. તેના શરીરમાંથી રક્તસ્રાવ વિશેષ જોરથી વહ્યાં કરતો હોવાથી તેના શરીરમાં અશક્તિ વધારે આવી હતી. મૂળુએ અમને સઘળી હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી પરંતુ એટલામાં પોતાની મૃત પત્ની ત્યાં સૂતેલી જોવામાં આવતાંની સાથે જ તે તેની પાસે દોડી ગયો. તેનો બે વર્ષની વયનો છોકરો પણ તેની માતાની શય્યાની નજીકમાં જ નિદ્રસ્થ થયો હતો. મ્હેં જ્યારે મૂળુને તેની પત્નીની સઘળી હકીકત કહી સંભળાવી ત્યારે તે દરોડો પાડનારા બદમાશો પ્રત્યે ઘણો જ ગુસ્સે થયો. તેની ક્રોધજ્વાલા ફાટી નીકળી કે તરત જ તેના જમણા હાથપર લાલચિહ્ન દૃષ્ટિગોચર થવા લાગ્યું. તરત જ તે પોતાની મૃત પત્નીને એક મધુર ચુંબન કરીને પોતાના બાળકને સ્કન્ધપર ઉંચકીને ત્યાંથી ચાલતો થયો. ત્યારપછી એ મૂળુ પુનઃ ...ી દૃષ્ટિએ પડ્યો જ નહિ. જંગલમાં રહેનારાં મૂળુના કેટલાક ...તેની પત્નીની અંત્યેષ્ટિ ક્રિયા કરી. ધીમે ધીમે ગંગાની પ્રકૃતિ...થી ધ... સુધારો થવા લાગ્યો. પરંતુ અમારા કમનસીબે ગંગાના

ગંગા વર્તમાનપત્ર વાંચવામાં લીન થઇ ગઇ હતી. પરન્તુ એટલામાં પોતાની બેઠકના ઓરડામાં કોઇનો પગરવ સંભળાવાથી તેણે વર્તમાનપત્ર બંધ કરીને બારણા તરફ નજર કરી. કુમુદિની અને ગોદાવરી ત્યાં આવી પહોંચ્યાં. કુમુદિનીની શોકગ્રસ્ત અને નિરાશાપૂર્ણ સુખમુદ્રા જોઇને ગંગા કંઇ તર્કવિતર્ક તો નહિ કરવા મંડી જાય એ બદલ ગોદાવરીના મનમાં ચિન્તા થતી હતી. પરંતુ કુમુદિની બહુ જ સાવધ અને સમયસૂચક તરુણી હતી. ચન્દ્રકાન્ત પોતાને મળવા આવ્યો હોવાથી અત્યારે તેનું હૃદય આનંદિત થયું હતું. પોતાની માતાની દૃષ્ટિ પોતાના તરફ વળેલી જોતાંની સાથે જ તેણે પોતાના હૃદયની અવશિષ્ટ વ્યથા દૂર કરી દીધી. તે દોડને પગે માતાના કંઠે વળગી પડી.

માતાની સુખમુદ્રા પ્રત્યે કરુણાભરી દૃષ્ટિ ફેંકતી કુમુદિની કોમળ સ્વરે બોલી: "બા, આપણને મળવા માટે એક ગૃહસ્થ બહાર આવેલ છે. તું તેને ઓળખે છે કે? ગઇ કાલે તુરંગ પાસે આપણો જેની સાથે મેળાપ થયો હતો તે ચન્દ્રકાન્ત રહસ્યભેદક આજે આપણા ઘેર આવે છે. હું ઉપર જઇને કપડાં બદલી આવું ત્યાં સુધીમાં તે અહિં આવી પહોંચશે! તે અહિં આવી પહોંચે એટલે તેનું યોગ્ય રીતે સન્માન કરજે!"

કુમુદિનીનું સંભાષણ સાંભળીને ગંગા તેના પ્રત્યે ચકિત દૃષ્ટિથી તાકી રહી. ચન્દ્રકાન્તના આગમનનું તેને આટલું બધું મહત્વ શાથી લાગતું હતું, તેમ જ તે જો પોતાને ઘેર આવતો હતો તો નીચેના દિવાનખાનામાં બેસવાનું છોડીને તે મેડા ઉપર શા માટે જતી રહેતી હશે, એ બદલ ગંગા કુમુદિનીને પૂછવાનું કરતી હતી એટલામાં તો તે ત્યાંથી દોડતી નાઠી અને મેડાપર ચાલી ગઈ.

અલ્પ સમયમાં જ ડેલીની સાંકળ ખખડવાનો ધ્વનિ સંભળાયો કે તરત જ એક નોકરે દ્વાર ખોલ્યું. ચન્દ્રકાન્ત ઉત્સુક અંતઃકરણે અંદર આવ્યો.

મેડાપર ગયા પછી કુમુદિની એક વિશાળ આયના પાસે ઉભી રહીને પોતાનું સ્વરૂપ નિહાળવા લાગી. તેણે પોતાના કેશ સમાર્યા અને મ્હોં મલકાવ્યું. ત્યાર પછી તેણે ગુલાબી રંગની સાડી પરિધાન કરી અને લીલા રંગનું મખમલનું જરિયાની પોલકું પહેર્યું. ત્યારપછી પુનઃ એક વખત આયનામાં પોતાનું રુપસૌન્દર્ય નિહાળીને ચન્દ્રકાન્તને મળવા માટે કુમુદિની આહ્લાદિત અંતઃકરણે પોતાની ઓરડીમાંથી બહાર નીકળી.

ગોદાવરી કુમુદિનીના ઓરડાના દ્વાર પાસે આવીને ઉભી હતી. કુમુદિની ઓરડીમાંથી નીકળીને જવા લાગી કે તરત જ ગોદાવરી તેનો હાથ પકડીને ભયભીત સ્વરે બોલી: "દીકરી! ચન્દ્રકાન્તને મળવા જવાનો વિચાર માંડી વાળ! તે મનુષ્ય બહુ વિચિત્ર છે! કેટલાં એ વર્ષો થયાં તે 'ડિટેકટીવ' તરીકે મુંબઇમાં કામ કરે છે. તું અદ્યાપિ અનનુભવી અને અજ્ઞાન બાળક છે! ત્હને પોતાના ખોળામાં સૂવાડીને જ તે ત્હારી ગરદન કાપશે!"

ગોદાવરીની સૂચના પ્રત્યે લક્ષ્ય પણ નહિ આપતાં કુમુદિની સ્મિત કરતી બોલી: "ઠીક થયું, લ્યો! માશી હું તમને જ શોધતી હતી! મ્હારો અંબોડો બાંધો જોઇએ!"

કુમુદિની ગોદાવરી પાસે પીઠ ફેરવીને ઉભી રહી અને પોતાનો અંબોડો છોડવા લાગી. તરત જ તેના જમણા હાથના પંઝાપર ગોદાવરીએ લાલચક્ર જોયું. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. કુમુદિનીએ પણ તરત જ પોતાનો જમણો હાથ પોતાની દૃષ્ટિ સન્મુખ ધર્યો. અલ્પ સમયમાં જ લાલચક્ર છેક જ અદૃશ્ય થઇ ગયું એટલે કુમુદિની આનંદ પામતી બોલી: "માશી, હવે તો તમારી ચિન્તા ઓછી થઇને? આ ગુલાબી સાડી અને લીલું પોલકું મ્હારા અંગને શોભાવે છે કે? માશી, અંબોડો સત્વર બાંધી દ્યો અને આ પુષ્પગુચ્છ તેમાં ભરાવી દ્યો!"

ગોદાવરીએ કુમુદિનીના અંબોડામાં પુષ્પગુચ્છ ભરાવ્યા પછી તેના બન્ને હાથ ઝાલીને પોતાની તરફ ફેરવી દીધી. ત્યારપછી તે સ્મિત કરતી બોલી: "કુમુદ, આજે તો તું ઇન્દ્રલોકની અપ્સરા-જેવી સૌન્દર્યમયી જણાય છે. લાવ, ત્હને કપાળમાં મેશની ટીલડી કરૂં નહિ તો કોઇ દુષ્ટની ત્હારાપર નજર પડશે તો વળી તું માંદી પડીશ!"

ગોદાવરી તરત જ એક મેશની નાની ડાબલી લઇ આવી અને તેમાં પોતાની આંગળી બોળીને તે કુમુદિનીને મેશનો ચાંલ્લો કરવા જતી હતી એટલે કુમુદિની તેનો હાથ પકડી રાખીને બોલી: "માશી, આ શી ગાંડાઇ? મેશનો ચાંલ્લો કરવાથી સુન્દરતા વધે છે કે? નહિ કરવા દઉં મેશનો ચાંલ્લો!"

"ચૂપ કર! તું શું સમજે? મ્હારા જેવી વૃદ્ધા ડોસીની થોડી શિખામણ ત્હારે માનવી જ પડશે!"

ગોદાવરી કુમુદિનીના ગાલપર કાળો ચાંલ્લો કરવા ગઇ એટલે

કુમુદિની તેનાથી થોડે દૂર જઇને ઉભી રહી અને સ્મિત કરવા લાગી. ગોદાવરી તેને પકડવા માટે ગઇ તો તે બીજી બાજુએ દોડી ગઇ. આ પ્રમાણે માશી ભાણેજ થોડી વાર સુધી ઝાલઝલામણીનો ખેલ ખેલવા લાગ્યાં એટલામાં કુમુદિની ત્યાં ટાંગેલા એક મોટા આયના સાથે ભટકાઇ કે તરત જ આયાનાની દોરી સડી ગઇ હોવાથી તે તૂટી ગઇ અને આયનો જમીનદોસ્ત થયો. આયનાના સહસ્ત્રશઃ ટૂકડા થએલા જોઇને માશી ભાણેજ એક બીજા પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં હસી પડયાં.

"કુમુદ!" આ શુકન સારાં નથી થતાં હો કે? તું આજે ચન્દ્રકાન્તને મળવાનો વિચાર માંડી વાળ!"

"માશી, શુકન અપશુકનનું ભૂત તમારા મગજમાં કયાંથી ભરાઇ બેઠું છે? દોરી સડી ગઇ હશે તેથી આયનાને સહજ જોસથી સ્પર્શ થતાંની સાથેજ તે નીચે પટકાયો! ઝાડના પાંદડાં ખખડે તો શુકન, છીંક આવે તો શુકન, પગને ઠેસ વાગે તો શુકન; આ તે કેવું વળી શુકનપુરાણ? ભોળાં માણસો આમ શુકન અપશુકનમાંજ નિરંતર ભમ્યાં કરે છે તેથી મ્હને કેટલીક વાર તેમના પ્રત્યે અનુકંપા આવે છે!"

"ત્યારે આપણા વડીલો શુકન અપશુકન માનતા હતા તે બધા મૂર્ખ હતા કે?"

"વારૂ, કોઇ સમયે નિવૃત્તિ મેળવીને આ વિષયપર આપણે વિસ્તારપૂર્વક ચર્ચા કરશું. અત્યારે મ્હને નિવૃત્તિ નથી! ઘાટીને બોલાવીને આ કાચના ટૂકડા ફેંકાવી દો અને તમે ઉપરની બારીમાં બેઠાં બેઠાં મ્હારો અને ચન્દ્રકાન્તની વચ્ચેનો વાર્ત્તાલાપ સાંભળો! શુકન અપશુકન બદલ તમારી જે વ્હેમમૂલક માન્યતા છે તે હું આજે જ દૂર કરૂં છું"

ગોદાવરી "ના, ના" કરતી જ રહી તોપણ કુમુદિનિ હરિણી માફક ત્યાંથી દોડતે પગે નાઠી અને 'ધડ ધડ' કરતી દાદર ઉતરી પણ ગઇ. પોતાની ઇચ્છા વિરૂદ્ધનું કાર્ય કુમુદિનીએ કર્યું એ જાણીને ગોદાવરીને ઘણો ક્ષોભ થયો. પરંતુ નિરૂપાયે તેને ઝરૂખામાં આવીને બેસવું જ પડયું.

## પ્રકરણ ૭ મું.

### નિરાશા!

**स्त्रीयश्चरित्रं पुरुषस्य भाग्यम् ।**
**न जानाति देवो कुतः मनुष्यः ॥**

ભાવાર્થઃ–સ્ત્રીનું ચરિત્ર અને પુરુષનું ભાગ્ય દેવ પણ જાણી શકતા નથી તો પછી એક મનુષ્ય તો તે જાણી જ શી રીતે શકે?.

ખડકીમાં દાખલ થયા પછી ચન્દ્રકાન્ત ધાટીની પાછળ પાછળ જવા લાગ્યો. ગંગાના દિવાનખાના પાસે પહોંચ્યા પછી ઘાટીએ ચન્દ્રકાન્તને ગંગા પ્રત્યે આંગળી કરતાં કહ્યું: "આ અમારાં શેઠાણી છે. આપ આ દિવાનખાનામાં પધારો!"

ગંગાએ ચન્દ્રકાન્તને દિવાનખાનાના દ્વાર પાસે આવી પહોંચેલો જોઇને તે તેને લેવા માટે સામી ગઇ અને તેનો સત્કાર કર્યા પછી તેણે એક વિશ્રામાસાન પર બેસવાનો તેને નેત્રસંકેત કર્યો. ચન્દ્રકાન્તે પોતાની બેઠક લીધા પછી પરસ્પર પ્રકૃતિ વિષયક પ્રશ્નોત્તરો શિષ્ટાચાર પ્રમાણે થયા અને ત્યારપછી પ્રચલિત વિષય પર વાર્ત્તાલાપ શરૂ થયો. વાર્તાલાપ ચાલુ હતો તે દરમ્યાન કુમુદિની દૃષ્ટિએ નહિ પડવાથી ચન્દ્રકાન્તની મુખમુદ્રાપરની ઉત્સુકતા સહજ વૃદ્ધિંગત થઇ. ચતુર ગંગા ચન્દ્રકાન્તની મુખમુદ્રાપરનો ભાવ કળી ગઇ અને બોલી: "ચન્દ્રકાન્ત, આપે કુમુદિનીની વિનંતીને માન આપીને અમારે ત્યાં આવવાની તસ્દી લીધી તે બદલ હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. કુમુદ મેડાપર છે અને તે હમણાં જ અહિં આવી પહોંચશે. આપના આગમનથી તેને અનહદ આનંદ થશે. ગઇ કાલથી તે આપની રાહ આતુરતાપૂર્વક જોયાં કરે છે."

આ સાંભળીને ચન્દ્રકાન્ત સહજ શરમાયો. પરંતુ અંતઃકરણની ઉત્સુકતાએ તેની દૃષ્ટિ દાદર તરફથી 'ધડધડ' થતા ધ્વનિ તરફ વાળી કે તરત જ તેણે કુમુદને નીચે આવી પહોંચેલી જોઇ. કુમુદનું અપ્રતિમ રૂપસૌન્દર્ય, તેનો ભપકાદાર પોષાક અને તેની આનંદિત મુખમુદ્રાએ ચન્દ્રકાન્તને આંજી નાંખ્યો. તે તરત જ વિશ્રામાસનપરથી ઉભો થઇ ગયો. એટલામાં કુમુદ પણ તેની પાસે આવી પહોંચી અને સ્મિતપૂર્વક બોલી: "મ્હારી રંકની વિનંતીને માન આપીને આપે મ્હારી કંગાલ ઝૂંપડી પાવન કરવાની તસ્દી લીધી છે એ કંઇ આપની જેવી તેવી કૃપા ન ગણાય!"

કુમુદિની પોતાની માતાની નજીકમાં બેઠી એટલે ચન્દ્રકાન્ત પણ પોતાની બેઠકપર બેસતાં શાન્ત સ્વરે બોલ્યોઃ "આપના જેવા સુશીલ તરુણીના આમન્ત્રણનો અનાદર કરવાની દુર્બુદ્ધિ કોને થાય! એમાં તસ્દી શાની? આપનો આદરભાવ અનન્ય છે."

"પરંતુ આપ મોટા માણુસ છો અને આપને હમેશાં અનેક જંજાળ હોય છે."

"તેનું તો કંઇ નહિ! કામ તો હમેશાં ચાલ્યાં જ કરે છે! આપના જેવા સુજ્ઞ જનોના સહવાસથી મન આનંદિત થાય છે અને તેથી કામ કરવાનો ઉત્સાહ પણ વિશેષ સતેજ થાય છે."

કુમુદ અને ચન્દ્રકાન્તની વચ્ચે ઉપર પ્રમાણે વાર્તાલાપ ચાલુ હતો એવામાં એક નોકરે દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને ગંગાના હાથમાં ચિઠ્ઠી મૂકીને તે ત્યાંથી ચાલતો થયો. ચિઠ્ઠી વાંચી રહ્યા પછી ગંગા પોતાની બેઠકપરથી ઉભી થઇ અને બોલીઃ "રહસ્યભેદક સાહેબ, મ્હારા બગીચામાં કેટલાંક ફુલ ઝાડ વાવવાનાં છે અને તેના રોપાઓ અત્યારે આવ્યા હોવાથી હું બાગમાં જાઉં છું.

"કંઇ હરકત નહિ, હું આપનો મિત્ર છું. મ્હારા બદલ કોઇ પણ પ્રકારનો સંકોચ રાખવાની આવશ્યકતા નથી."

ગંગા દિવાનખાનામાંથી બાગમાં ચાલી ગઇ એટલે કુમુદિની ચન્દ્રકાન્ત પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકતી બોલીઃ "રહસ્યભેદકસાહેબ, આપના ચાતુર્યની કેટલીક વાતો સાંભળવાનું મન મ્હને બહુ દિવસથી થયાં કરે છે. આપના ધંધામાં આપને અનેક પ્રકારના વિલક્ષણ ચોર જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હશે. એવા બદમાશ ચોર પકડવા જતાં આપના શિરપર અનેક જીવલેણ પ્રસંગો પણ આવ્યા હશે અને આપ તેવા પ્રસંગોમાંથી આપના બુદ્ધિચાતુર્યને લીધે બચી જવા પામ્યા હશો."

"મ્હેં સંકટના પ્રસંગો તો અનેકાનેક અનુભવ્યા છે." ચન્દ્રકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ "કેટલીક વાર તો હું પ્રત્યક્ષ કાળના મુખમાંથી બચવા પામ્યો છું. પરંતુ એવા વિકટ પ્રસંગોનો ચિતાર તમારી દૃષ્ટિ સન્મુખ રજુ કરીને તમારા ચિત્તને ભયભીત કરવાનું મ્હને સર્વથા અયોગ્ય લાગે છે."

"છટ્ છટ! એમ કંઇ મ્હારો સ્વભાવ ભીરુ નથી. મ્હેં ઘણી ઘણી 'ડીટેક્ટીવ' નવલકથાઓ વાંચી છે અને તેમાં છૂપી પોલિસનાં પાત્રો જે બુદ્ધિચાતુર્ય બતાવે છે તે વાંચવામાં મ્હને બહુ મઝા પડે છે. કેટલીકવાર તો મ્હને એવી ઇચ્છા થયાં કરે છે કે હું પોતે પણ છૂપી પોલીસનું કામ કરૂં તો કેવું સારૂં!"

"એમ કે?" ચન્દ્રકાન્ત ચકિત સ્વરે બોલ્યોઃ" વારૂ, ત્યારે હું થોડી જ મુદતપર બનેલા એક બનાવની હકીકત હું તમને કહી સંભળાવું." એટલું કહીને મૂળુ લાલચકવાળાના ગુપ્ત રહેઠાણમાં બનેલા બનાવની સઘળી હકીકત ચન્દ્રકાન્તે કુમુદિનીને કહી સંભળાવી, આ હકીકત સાંભળતાં કુમુદિનીએ એક પણ વખત પોતાની મુખમુદ્રાપરનો ભાવ બદલાવા દીધો નહિ. વચ્ચે વચ્ચે તે આ આશ્ચર્યોદ્ગાર કાઢતી અને ચન્દ્રકાન્તની સમયસૂચકતા અને સાવધાનતા માટે તેની પ્રશંસા કરતી.

"ત્યારે તો હવે આ રક્તલાંછન રહસ્યનો અંત આવી ગયો એમ મનાય ખરૂં." વાત પૂરી થઈ એટલે કુમુદિની બોલી.

"હા; હું પણ પ્રથમ એમ જ માનતો હતો. પરંતુ મ્હારી માન્યતા જૂઠી ઠરી છે. કારણ કે મૂળુના ઘરેથી નીકળ્યા બાદ અલ્પ સમયમાં જ મ્હેં એક સ્ત્રીના પંઝાપર રક્તલાંછન જોયું છે; એટલું જ નહિ, પરંતુ તેનો અનુભવ પણ થયો છે.

"એમ કે?" કુમુદિની આશ્ચર્ય પામતી હોય તેવો ડોળ કરીને બોલીઃ "એ સ્ત્રી કોણ છે વારૂ? અને એટલા થોડા સમયમાં આપને તેનો અનુભવ પણ થઇ ગયો કે?"

"આજના વર્તમાનપત્રમાં અર્થદાસશેઠની પેઢીપર દસ્તાવેજો વગેરેની ચોરી થઇ છે એ હકીકત તો તમે વાંચી હશે જ. એ ચોરી કરનાર તે રક્તલાંછનવાળી સ્ત્રી છે. ચોરી કર્યા પછી તે અર્થદાસની મોટરમાં બેસીને જ પસાર થઈ ગઇ! આ બાબતમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે ધોળે દિવસે એક સ્ત્રીએ ચોરી કરી અને તે બદલ અદ્યાપિ પર્યંત કશો જ પત્તો લાગી શકતો નથી."

"ખરેખર!" કુમુદ ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહેતી બોલીઃ "વાહ, પણ અર્થદાસશેઠની મોટર મળી કે? જો મોટર મળી હશે તો તો ડ્રાઇવર પાસેથી થોડી ઘણી હકીકત પણ મળશે."

"ગઇ કાલે સાયંકાળે આપણો મેળાપ રાણીના બાગમાં થયો તે બાગના દરવાજા પાસે જ્યારે હું આવી પહોંચ્યો ત્યારે ત્યાં અર્થદાસની મોટર મ્હારા જોવામાં આવી. ડ્રાઇવરે મ્હને કહ્યું હતું કે તે સ્ત્રી બાગમાં જ ગઈ હતી!"

"એમ! ત્યારે તો તમે તે સ્ત્રીને પકડવા માટે જ ગઇ કાલે બાગમાં આવ્યા હશો! એ સ્ત્રીનો કંઇ પત્તો લાગ્યો કે?"

"બિલકુલ નહિ; હું આખા બાગમાં ફરી વળ્યો પરંતુ તમારા

સિવાય ત્યાં એક પણ સ્ત્રી મ્હારા જોવામાં આવી જ નહિ!"

"ત્યારે એ સ્ત્રી હું તો નહિ હોઉં ને?" કુમુદિની ખડખડાટ હસી પડી.

"અહો, તમે વળી મ્હને ઉડાવવાની જ વાત કરી!" ચન્દ્રકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ "વારૂ, તમે ગઇ કાલે બગીચામાં ફરતાં હતાં ત્યારે તમે કોઇ કાળા બૂરખાવાળી સ્ત્રીને ત્યાં જોઇ હતી કે? યાદ કરો જોઇએ!"

"કાળા બૂરખાવાળી સ્ત્રી કે?" કુમુદ ગંભીર મુખમુદ્રા ધારણ કરતી બોલીઃ "લ્યો, હું યાદ કરી જોઉં?"

"કુમુદ પોતાના ગાલપર આંગળી મૂકીને યાદ કરવા લાગી. ચન્દ્રકાન્તના મનમાં પોતાના માટે બિલકુલ શંકા નહોતી એવી કુમુદની ખાત્રી થઇ. પરંતુ ત્યાં કાળા બૂરખાવાળી કોઈ પણ સ્ત્રી નહોતી એવું કહેવાથી ક્વચિત્ તેના મનમાં પોતાના બદલ શંકા ઉપસ્થિત થશે એમ વિચારીને તેણે પોતાના મનમાં એક નવીન યુક્તિ શોધી કાઢી. તે થોડો વાર વિચાર કર્યા પછી ગંભીર સ્વરે બોલીઃ "હા; એક કાળા બૂરખાવાળી સ્ત્રી મ્હારા જોવામાં આવી હતી ખરી! તેનું સર્વાંગ કાળા બુરખાથી આચ્છાદિત થયેલું હતું. મ્હને જોતાંની સાથે જ તે બીજી દિશા તરફ પલાયન કરી ગઇ. પરંતુ એ સમયે મ્હને કોઇ પણ પ્રકારની માહિતી નહિ હોવાથી, તે સ્ત્રી કોણ છે અને તે કઇ દિશા તરફ ગઇ એ તરફ મ્હેં બિલકુલ લક્ષ્ય રાખ્યું નહિ."

હતો તેવામાં આપના મેજ નીચેથી આ કાગળનો ટૂકડો મને મળી આવ્યો છે. જો તે ઉપયોગી હોય તો તેને બરાબર ઠેકાણે મૂકો."

"ઠીક છે. જા !" કુમુદિની કાગળનો ટૂકડો પોતાના હાથમાં લેતાં બોલી. ગોદાવરીમાશીને આ સળગેલી નોટ મળી હતી તે આજ, એમ વિચારીને કુમુદિની ચન્દ્રકાન્ત પ્રત્યે ચોરટી દૃષ્ટિથી જોવા લાગી.

નોકર બહાર ગયા પછી ચન્દ્રકાન્ત કુમુદિનીની નજીકમાં આવીને બોલ્યો: "જોઇએ ! શાનો કાગળ છે વારૂ ?" એટલું બોલીને ચન્દ્રકાન્તે કુમુદિનીના હાથમાંથી તે કાગળનો ટુકડો લઇ લીધો અને તે વાંચ્યો પણ ખરો ! અર્થદાસશેઠની ચોરાયલી 'પ્રોમિસરી' નોટોમાંની તે એક સળગેલી નોટ છે એવી ચાલાક ચન્દ્રકાન્તની તરત જ ખાત્રી થઇ ગઇ. તે કુમુદિની પ્રત્યે સશંક દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "કુમુદ, આ કાગળ તમારી ઓરડીમાં ક્યાંથી આવ્યો તે તમે મ્હને કહી શકશો કે ?"

કુમુદિની સહજ ગભરાઇ પરંતુ તરત જ તે હિંમતપૂર્ણ સ્વરે બોલી: "અહો ! આયે કંઇ વિલક્ષણ યોગાયોગ લાગે છે ને શું ? ખરેખર, હું આ વાત આપને કહેવાની જ હતી. પરંતુ વાર્તાલાપ કરવામાં મગ્ન બની જતાં હું તે વિસરી ગઇ. ગઇ કાલે સ્હાંજે હું બાગમાં હતી ત્યારે જે બૂરખાવાળી સ્ત્રી મ્હારા જોવામાં આવી હતી તે જ સ્ત્રી જયારે હું ઘર તરફ વળી ત્યારે માર્ગમાં પુનઃ મ્હારા જોવામાં આવી. જ્યારે તે મ્હારી પાસેથી ઝપાટાબંધ ચાલી જવા લાગી ત્યારે તેના સોડીઆમાંથી આ કાગળનો ટૂકડો જમીન પર સરી જવા પામ્યો હતો. મ્હેં તે ટૂકડો ઉંચકી લીધો અને ઘેર આવ્યા પછી બે ત્રણ વખત વાંચ્યો; પરંતુ મ્હને તે સંબંધમાં આગળ પાછળની કંઇ જ માહિતી નહિ હોવાથી, હું તેમાંનાં લખાણનો મર્મ સ્હમજી શકી નહિ. આથી મ્હેં તે કાગળના ટૂકડાને મ્હારા મેજ નીચે ફેંકી દીધો ! આ કાગળનો ટૂકડો આપના ઉપયોગમાં આવી શકે તેમ છે કે ?"

કુમુદિની પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકતો ચન્દ્રકાન્ત બોલ્યો: "હા; કદાચ [illegible] કાગળનો ટૂકડો ઉપયોગી પણ નિવડે ! પણ તે બૂરખાવાળી સ્ત્રી [illegible]મને ક્યારે અને ક્યાં જોવામાં આવી હતી ?"

"ગઇ કાલે સંધ્યાનો સમય થવા આવ્યો ત્યારે બાગપર્ણા[illegible] પર તે મ્હને મળી હતી. પરંતુ રહસ્યભેદક સાહેબ, મ્હને લાગે કે આપ આવી એક ક્ષુલ્લક બાબત ને બહુ મહત્વ આપો છો. [illegible]રા જેવા સઘળા ડીટેક્ટીવ—નહિ રહસ્યભેદકે કોઇ પણ વિષય

હાથમાં લીધો કે તેમાં ઉંડાં ઉતરવાનું તેને વ્યસન જ હોય છે !"

"એમ નહિ; હમણાં જ તમે કહ્યું હતું કે તમે ગુપ્ત પોલિસ અમલદાર તરીકે કામ કરૂં તો કેવું સારૂં, આ ઉપરથી જ હું તમને પૂછું છું કે પ્રસંગ આવે તમે મ્હને આ તપાસમાં સહાયભૂત થઇ શકો કે કેમ ?"

ચન્દ્રકાન્તે પોતાને શરમિંદી બનાવવાનો યત્ન કર્યો એ વિચાર મનમાં ઉદ્દ્ભવતાંની સાથે જ કુમુદિનીનું મન સાશંક થયું. પરંતુ તેવું કંઈ બહારથી નહિ બતાવતાં તે સ્મિતપૂર્વક બોલીઃ "હા; જરૂર મ્હારાથી બનતું હું સઘળું કરીશ. મ્હારે શું કરવાનું છે તે કહો જોઇએ."

"તે બૂરખાવાળી સ્ત્રી આજે પણ કદાચ એ માર્ગે થઇને જશે ! કાલે જે સ્થળે તમારો અને તેનો મેળાપ થયો હતો તે સ્થળે આપણે આજે જઇને તેની રાહ જોઇએ અને જો તે ત્યાં જોવામાં આવે તો તેની પૂંઠ પકડીએ. ઠીક ત્યારે હવે હું રજા લઉં છું. સ્હાંજના પાંચ વાગ્યાના અરસામાં હું અહિં આવી પહોંચીશ. મ્હારી સાથે આવવા માટે તમે તૈયાર રહેશો કે ?"

કુમુદે ચન્દ્રકાન્તની વિનંતી માન્ય કરી. ચન્દ્રકાન્ત પેલો અર્દ્ધ-સળગેલો કાગળનો ટૂકડો પોતાના ખિસ્સામાં નાખીને ચાલતો થયો એટલે કુમુદિની તેને દ્વાર સુધી મૂકી આવી અને પોતાની ઓરડીમાં ગયા પછી એક કોચપર વિચાર કરતી પડી.

અલ્પ સમય પછી ગોદાવરી કુમુદિનીના ઓરડામાં આવી અને તેની પીઠપર હાથ ફેરવતી પ્રેમળ સ્વરે બોલીઃ "દીકરી, હવે શું થશે ? હું ત્હને પ્રથમથી જ કહેતી હતી કે એ રહસ્યભેદક બડો બદમાશ છે અને તેથી તું તેની મુલાકાત લેવાનું માંડી વાળ ! પરંતુ ત્હારી જક્કને લીધે ત્હેં આ સંકટ ત્હારા શિરપર વ્હોરી લીધું છે. મ્હેં તમારી સઘળી વાતચિત સાંભળી છે. તેના મનમાં ત્હારા માટે દૃઢ સંશય ઉપજ્યો છે. હજી પણ મ્હારૂં કહ્યું માનીને તેની સાથે જવાનો નિશ્ચય છોડી દે ! હું ગમે તે બ્હાનું કાઢીને પણ તેને પાછો કાઢીશ."

"નહિ, નહિ; માશીબા, હવે એમ થઇ શકે નહિ. મૂર્ખ ધાટીએ ત્યાં કાગળનો ટૂકડો લાવીને સત્યાનાશ વાળ્યું ! એ કાગળના ટૂકડા પરથી જ તેના મનમાં શંકા ઉદ્દ્ભવી છે, એમ મ્હને પોતાને પણ લાગે છે જ. નહિ તો પ્રથમ તો મ્હેં તેને સારી રીતે બનાવ્યો હતો હોં કે ? હશે, હવે તો થયું તે થયું ! પરંતુ હું તેની સાથે બ્હાર જવાનું તેને વચન આપી ચૂકી છું અને તેમ કરવાની મ્હને

ફરજ પડી હતી. હવે તો ગમે તે પરિણામ આવે પરંતુ મ્હારે મ્હારૂં વચન પાળવું જ જોઇએ! જો હું વચનભંગ થાઉં તો મ્હારા બદલની તેની શંકા દૃઢ થશે અને મ્હારો સર્વનાશ થશે."

"પણ તે ત્હને તુરંગમાં પુરી દેશે તો?"

"માશી, જો તેના મનમાં એમ જ હોય તો તો તે મ્હને અહિં જ ન પકડી શકે? હશે, હવે ભય પામવાથી શું વળનાર છે? પરંતુ તેના મનનો સંશય દૂર કરવા માટે હજી પણ હું પ્રયત્ન કરી જોઇશ. જો કે હું તેને થાપ ખવડાવી શકીશ કે કેમ, તે બદલ મ્હને સંપૂર્ણ ખાત્રી તો નથી, પરંતુ મ્હને થોડી ઘણી આશા તો અવશ્ય રહે છે જ."

"એટલે? તું તેની સાથે જઇશ કે નહિ? નહિ, નહિ, બેટા! એવો અવિચાર ન કરતી. ત્હારે જે કંઇ કરવાનું હોય તે મ્હને જ કહી દે! મ્હારી વ્હાલી કુમુદાની ખાતર હું મ્હારા પ્રાણની પણ પરવાહ કરતી નથી."

"હા, માશીબા! હું એવું જ કંઇ તમને કહેવા ઇચ્છું છું. તમારા સિવાય બીજી કોઇ પણ વ્યક્તિથી તે કાર્ય બની શકે તેમ નથી."

"હા; જરૂર કરીશ." કુમુદિનીને છાતી સરસી ચાંપીને તેને એક મધુર ચુંબન કરતાં ગોદાવરી બોલી: "મ્હારી વ્હાલી દીકરીની ખાતર હું અગ્નિની જ્વાલામાં પડવા માટે પણ તૈયાર છું. બોલ, હું ત્હારા માટે શું શું કરૂં?"

જો કે અત્યારે કુમુદની ઓરડીમાં ગોદાવરી અને પોતાના સિવાય ત્રીજું કોઇ પણ માણસ નહોતું તથાપિ કુમુદે પોતાનો નિશ્ચય ગોદાવરીના કાનમાં ધીમેથી કહ્યો. ગોદાવરી સાભિમાન અને સસ્મિત દૃષ્ટિથી કુમુદિની પ્રત્યે તાકી રહી અને પછી બોલી: "વાહ! વાહ! 'પરભાર્યું અને પોણાબાર!' આ વૃદ્ધા ડોશીનું કાસળ કાઢીને 'ટાઢે પાણીએ ખસ કાઢવાની' યુક્તિ સારી શોધી કાઢી હોં કે? વારુ, હરકત નહિ. ત્હારા પ્રાણ કરતાં મ્હારા પ્રાણની કિંમત હું બિલકુલ વધારે આંકતી નથી, હોં દીકરી?"

"થયું ત્યારે! હવે તમારા કામપર લાગી જાઓ! લ્યો આ મ્હારા ટ્રંકની ચાવી! હું હવે નીચેના દિવાનખાનામાં જઇને બેસું છું." એટલું કહીને કુમુદિની ત્યાંથી ચાલતી થઇ. તેની મુખમુદ્રાપરની ઉદાસીનતાની છાયા સમૂળગી અદૃશ્ય થઇ ગઇ અને તે પૂર્વવત્ પ્રફુલ્લ

દેખાવા લાગી એક શાલ પોતાના હાથપર ઝૂલતી રાખીને કુમુદિની દિવાનખાના તરફ ચાલતી થઇ.

ગંગા હવે બગીચામાંનું સઘળું કાર્ય આટોપીને દિવાનખાનામાં આવીને બેઠી હતી. કુમુદિની પણ માતા પાસે જઇને વાતો કરવા લાગી. વાતમાં ને વાતમાં કુમુદે ગંગાને જણાવી દીધું કે, 'સ્હાંજના પાંચ વાગતાં આજે ચન્દ્રકાન્ત પુનઃ આપણે ત્યાં આવશે અને મ્હારે તેની સાથે જવું પડશે.' ગંગાને કુમુદની ચોરી વગેરે ભેદ સંબંધી વિશેષ માહિતી નહિ હોવાથી, તેણે કંઇ વિશેષ ચિકાશ કરી જ નહિ.

પાંચ વાગવાનો સમય થયો. ગૃહના પ્રવેશ દ્વાર પાસેની ઘંટડી 'ટણુણુણુ' કરતી વાગવા લાગી. કુમુદનો નોકર દ્વાર પાસે ગયો અને તેણે તે ઉઘાડયું એટલે ચન્દ્રકાન્ત અંદર આવ્યો. કુમુદ અને ગંગાએ તેનું સ્વાગત કર્યું.

"કેમ, કુમુદબ્હેન!" ચન્દ્રકાન્ત ઘરમાં દાખલ થયા પછી કુમુદિનીને જોતાંની સાથે જ બોલી ઉઠયો: "બહુ મોડું થયું! તમે તૈયાર જ છો ને?"

"હા; હું તો ક્યારનીયે તૈયાર થઇને બેઠી છું." કુમુદ ચન્દ્રકાન્તની નજીકમાં જઇને બોલી: "કેમ જશું કે?"

"ચાલો."

કુમુદ પોતાની માતા પ્રત્યે દૃષ્ટિ ફેંકતી બોલી: "બા, હું રહસ્યભેદક સાહેબની સાથે જઇને હમણાં જ પાછી આવુંછું હો કે?"

"ભલે જા!" એટલું કહીને ગંગા કુમુદની નજીકમાં જઇને ધીમેથી બોલી: "દીકરી, આ ડીટેક્ટીવે ત્હને શું કર્યું છે તે કંઇ જ મ્હારાથી સ્હમજી શકાતું નથી."

પોતાના વચન પ્રમાણે કુમુદિની સાથે આવવા માટે તૈયાર થઇ રહી હતી એ જોઇને ચન્દ્રકાન્ત આનંદિત થયો. અલ્પ સમયમાં ચન્દ્રકાન્ત અને કુમુદ ઘરની બહાર નીકળી પડયાં.

થોડે દૂર ગયા પછી કુમુદિની અને ચન્દ્રકાન્ત એક ભાડાની ગાડી કરીને તેમાં બેઠાં. ગાડી દોડવા લાગી એટલે ચન્દ્રકાન્તે કુમુદને પૂછયું: "વારુ, કાળા બુરખાવાળી સ્ત્રીનો તમને મેળાપ થયો હતો તે સ્થળ તો બરાબર યાદ છે ને? વળી પેલો બળેલો કાગળ તમને ક્યાંથી પ્રાપ્ત થયો તે સ્થળ પણ બતાવશો કે?"

"એ ચોક્કસ સ્થળ જોવાથી વિશેષ લાભ શો છે, વારુ? એ સ્ત્રી કંઈ અત્યાર સુધી આપણી રાહ જોઇને ત્યાં બેસી નહિ રહી હોય! વળી એ બળેલો કાગળ પણ તમારા ખિસ્સામાં જ છે તો!"

" તમને કદાચ મ્હારી આવી ઝીણવટવાળી ટેવ ચિકાશસી લાગતી હશે. પરંતુ ગુપ્ત તપાસ કરતી વખતે આવી ક્ષુલ્લક બાબતોને પણ મહત્વ આપવું પડે છે !"

" રહસ્યભેદક સાહેબ, જો તમે મ્હને છૂપી તપાસના ઉંડા વેનમાં ધકેલી દેશો તો હું ગભરાઇ જઇશ અને મ્હને કંઈ પણ સૂઝ પડશે નહિ."

" હેં ?" ચન્દ્રકાન્ત વિસ્મિત સ્વરે બોલ્યો: " ખરૂં કહો છો કે ? વારૂ ત્યારે હું હવે એ સંબંધમાં વિશેષ કંઇ પણ નહિ જ બોલું. તમે શાન્ત ચિત્તે સ્મરણ કરીને કહો એટલે થયું ! જેમ જેમ તમને ગુપ્ત તપાસનો અનુભવ પ્રાપ્ત થતો જશે તેમ તેમ તમને આવી બાબતોનું મહત્વ એની મેળે સ્હમજાતું જશે !"

જો કે ચન્દ્રકાન્ત કુમુદિનીની સાથે જે વાર્ત્તાલાપ કરતો હતો તે ઉલ્હસિત મુખમુદ્રા ધારણ કરીને જ કરતો હતો, તથાપિ ચન્દ્રકાન્તની તીવ્ર દૃષ્ટિથી તેના હૃદયમાં પોતાના માટે હજી પણ અમુક અંશે આશંકા છે જ એ ભેદ કુશળ કુમુદિની વિના વિલંબે કળી શકી. થોડે દૂર ગયા પછી એક વિશાળ ચોગાનમાં ગાડી આવી પહોંચી એટલે કુમુદિની આશ્ચર્ય પામતી હોય તેવી મુખમુદ્રા ધારણ કરીને બોલી ઉઠી: " આ સ્થળ એ જ ! અહિ જ મ્હેં તે બૂરખાવાળી સ્ત્રીને પલાયન કરી જતાં જોઇ હતી; અને પેલો અર્દ્ધ સળગેલો કાગળ પણ મ્હને અહિં જ પ્રાપ્ત થયો હતો !"

" એમ કે ?" ચન્દ્રકાન્તે આશ્ચર્ય પામતાં કુમુદિની પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકી અને ગાડીવાળાને ગાડી ઉભી રાખવાની સૂચના કરી. તરત જ તેણે પોતાના ખિસ્સામાંથી નોંધપોથી કાઢી અને તેમાં કંઇક ટાંચણ કરી લીધું. એટલામાં સ્હામેના એક વૃક્ષ પાસે થઇને એક બૂરખાવાળી સ્ત્રી ઉતાવળે પગલે પલાયન કરતી કુમુદિનીની દૃષ્ટિએ પડી. તેણે ચન્દ્રકાન્તનો હાથ પકડીને ચકિત સ્વરે કહ્યું; " જૂઓ ! જૂઓ ! આ રહી એ બૂરખાવાળી સ્ત્રી !"

ચન્દ્રકાન્તે કુમુદિની આંગળી કરી રહી હતી તે દિશા તરફ આતુરિક દૃષ્ટિ ફેંકી તો પોતાની ગાડી ઉભી હતી તેથી થોડે દૂર એક કાળા બૂરખાવાળી સ્ત્રીને ઝપાટાબંધ ચાલી જતી જોઇ. તરત જ તે કુમુદ પ્રત્યે પ્રેમળ દૃષ્ટિ ફેંકતો બોલ્યો: " એ જ કે ? ઠીક થયું ! કુમુદ, શું કહું ? આજે મ્હારા હૃદયપરથી સો મણનો બોજો ઉતરી ગયો ! હવે એ સ્ત્રીને પકડવાની જરૂર છે. ચાલો !"

ચન્દ્રકાન્ત વિના વિલંબે ગાડીમાંથી ઉતરી પડ્યો અને તે કાળા બૂરખાવાળી સ્ત્રી જે દિશા તરફ ચાલી જતી હતી તે દિશા તરફ દોડવા લાગ્યો. કુમુદે ગાડીવાળાનું ભાડું ચૂકાવીને તેને રવાના કર્યો અને પોતે ચન્દ્રકાન્ત પ્રત્યે સ્મિતપૂર્વક દૃષ્ટિપાત કરતી ત્યાં જ ઉભી રહી. પરંતુ પેલી કાળા બૂરખાવાળી સ્ત્રી ઉતાવળાં પગલાં ભરતી નહિ હોવાથી કુમુદિની તેના પ્રત્યે ક્રુદ્ધ થઇ. તેની મુખમુદ્રાપર થોડી વાર સુધી ચિન્તાની છાયા પ્રસરી રહી. તરત જ કુમુદિનીના મનમાં કંઇ કલ્પના ઉદ્દભવી અને તે ઝટઝટ ઉતાવળે પગલે ચન્દ્રકાન્તની પાછળ પાછળ જવા લાગી.

"રહસ્યભેદક સાહેબ, ઉભા રહો ! હું પણ તમારી સાથે જ આવું છું." કુમુદે ઘાંટો પાડીને કહ્યું.

"સત્વર આવો !" ચન્દ્રકાન્તે એક વાર પાછા ફરીને જોયું અને બોલ્યો:" હું અત્યારે ઉભો નહિ રહી શકું ? હાથમાંથી જો શિકાર છટકી જશે તો પુનઃ તે કદાપિ પંઝામાં સપડાશે નહિ."

પોતાની પાછળ કોઇ ધસી આવે છે એવી ખાત્રી થતાંની સાથે જ બૂરખાવાળી સ્ત્રી પોતાના પગમાં બમણું જોર લાવીને ચાલવા લાગી. ચન્દ્રકાન્ત પણ તેની પૂંઠે ધસ્યો જતો હતો. કોઇની પૂંઠ પકડવાના કામમાં ચન્દ્રકાન્ત અતિ પ્રવીણ હોવાથી અલ્પ સમયમાં જ તેણે તે બૂરખાવાળી સ્ત્રી અને પોતાની વચ્ચેનું અંતર કાપી નાખ્યું. કુમુદ પણ ઉતાવળે પગલે ચન્દ્રકાન્તની પાછળ જતી હતી પરંતુ તે તેને ભેગી થઇ શકતી નહોતી. કુમુદિનીના મનમાં ખાત્રી થઇ ગઇ કે ચન્દ્રકાન્ત હવે તે બૂરખાવાળી સ્ત્રીને અવશ્ય પકડી પાડશે જ ! પરંતુ અલ્પ સમયમાં જ કુમુદના પગે ઠેશ વાગવાથી 'વોય બાપરે' કરતી તે જમીનપર પટકાઇ પડી.

ચન્દ્રકાન્તે કુમુદની બૂમ સાંભળીને પાછા ફરીને જોયું. કુમુદને મૂર્ચ્છાગત અવસ્થામાં ત્યાં જ પડતી મૂકીને તેનાથી આગળ જવાયું નહિ. ચન્દ્રકાન્તની ઇચ્છા નહિ હોવા છતાં પણ તેના પગે તેને અલ્પ સમયમાં જ કુમુદિની પાસે ખડો કર્યો. ચન્દ્રકાન્તે કુમુદને બેઠી કરી અને પોતાના ખિસ્સામાંથી રૂમાલ કાઢીને તેના શરીરપરની ધૂળ તે ખંખેરવા લાગ્યો. તેણે કુમુદને પુછ્યું: "પડી શાથી જવાયું ? કેવુંક વાગ્યું છે ?"

"કંઇ નહિ ! ઇજા બહુ નથી થઇ ! ઠેશ વાગવાથી પડી જવાયું !" કુમુદ બોલી.

હવે ચન્દ્રકાન્તને નિરાંત વળી. ત્યારપછી કુમુદને ધીમે પગલે પોતાની પાછળ પાછળ આવવાનું સૂચવીને તે પુનઃ પેલી બૂરખાવાળી સ્ત્રી જતી હતી તે માર્ગ તરફ દોડવા લાગ્યો. પેલી બૂરખાવાળી સ્ત્રી હવે ઘણે જ દૂરની એક ગલ્લીમાં વળી ચૂકી હતી. પરંતુ તેના કાળા બૂરખાનો છેડો પવનથી ઉડતો ચન્દ્રકાન્તના જોવામાં આવ્યો તેથી તે પણ ઉતાવળે પગલે તે ગલ્લી તરફ જવા લાગ્યો. અલ્પ સમયમાં તે ત્યાં આવી પહોંચ્યો. એ ગલ્લીમાંનાં સઘળા ઘરના ફરતા 'કમ્પાઉન્ડ' બાંધવામાં આવ્યાં હતા. આથી રસ્તાપર મનુષ્યની મેદની બહુ ઓછા પ્રમાણમાં હતી.

"હાશ હવે નીરાંત થઇ!" એમ વિચારતી બૂરખાવાળી સ્ત્રી તે ગલ્લીમાં ચાલી જતી હતી એવામાં તેને પોતાની પાછળ કોઇના ધસી આવવાનો પગરવ સંભળાયો! તે સ્ત્રી પુનઃ ઉતાવળે પગલે ચાલવા લાગી. પરંતુ તે હવે છેક જ શ્રમિતા થઇ ગઇ હોવાથી, ત્હેનો પગ ઝડપથી ઉપડતો નહોતો. "હવે હું જરૂર પકડાઇ જવાની!" એ વિચારે તેને ગભરાવી દીધી અને નિરાશ બનાવી દીધી. એટલામાં તેના મગજમાં એક નવીન કલ્પના ઉદ્ભવી અને રસ્તા પરના એક મકાનના દ્વારને તેણે ધક્કો માર્યો. દ્વાર તરત જ ઉઘડી ગયું! બૂરખાવાળી સ્ત્રીએ બીજો કંઇ પણ વિચાર નહિ કરતાં તે ઘરમાં પ્રવેશ કર્યો અને બારણું અંદરથી બંધ કર્યું. પરંતુ એટલામાં ચન્દ્રકાન્ત ત્યાં આવી પહોંચ્યો.

મોહમયી કુમુદિનીની મોહજાળમાં ફસાઇ પડીને પોતે પંઝામાં સપડાયલો મહત્વનો શિકાર હાથથી છટકી જવા દીધો હતો તે બદલ પોતાના મનોદૌર્બલ્યનો દોષ કાઢતો ચન્દ્રકાન્ત ચાલ્યો જતો હતો. એવામાં જોસથી દ્વાર બંધ થવાનો ધ્વનિ તેના કર્ણ પર આવ્યો. તરત જ તે દ્વારની તીરાડ વચ્ચે બહાર નીકળી આવેલા એક કાળા કપડા પર તેની દૃષ્ટિ પડી. ચન્દ્રકાન્ત દોડતે પગે તે દ્વાર પાસે ગયો અને પેલો કાળો કપડાનો ટૂકડો બન્ને હાથમાં મજબૂત પકડીને ઉભો રહ્યો. હવે શિકાર સપડાયો એવી ચન્દ્રકાન્તની દૃઢ ખાત્રી થઇ. તેની મુખમુદ્રાપર આનંદની છાયા પ્રસરી રહી. આ ગલ્લીમાં અત્યારે એક પણ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નહોતું. જો કે જે દ્વારમાં તે કપડાનો ટૂકડો ભરાઇ રહ્યો હતો તે દ્વાર અંદરથી બંધ કર્યું હોવાથી, તે કપડું અંદર કે બહાર જઇ શકે તેમ હતું જ નહિ પરંતુ આનંદમગ્ન ચન્દ્રકાન્તના લક્ષ્યમાં આવી સામાન્ય બાબત પણ ન જ આવી! તે

જોરથી પેલો કાળો કપડાનો ટૂકડો પોતાના બન્ને હાથથી ખેંચવા લાગ્યો. પરંતુ તે સહજ પણ બહાર આવતો નહોતો. પેલી બૂરખાવાળી સ્ત્રી બૂરખો અંદરથી ખેંચતી હોવી જોઇએ, એવી ચન્દ્રકાન્તની દઢ ખાત્રી થઇ.

અલ્પ સમયમાં કુમુદિની પણ ત્યાં આવી પહોંચી. ચન્દ્રકાન્તને કાળો બૂરખો પકડીને ઉભેલો જોતાંની સાથે જ તે ચમકી. પરંતુ પોતાની મુખમુદ્રાપરની ભીતિની છાયા વિના વિલંબે છૂપાવી દઇને તે ચન્દ્રકાન્ત ઉભો હતો ત્યાં જવા લાગી.

"કુમુદિની! તમારી અમૂલ્ય સહાયથી જ હું આજે મહત્વનો શિકાર પકડી શક્યો છું!" કુમુદિનીને પોતાની નજીક આવી પહોંચેલી જોઇને ચન્દ્રકાન્ત આનંદિત મુખમુદ્રા ધારણ કરતો બોલ્યોઃ "જૂઓ, એ બદમાશ સ્ત્રીનો કાળો બૂરખો મ્હેં પકડી રાખ્યો છે! હવે તે ક્યાં છટકી જવાની છે? ઠીક થયું, હવે રક્તલાંછન રહસ્યનું કોકડું ઉકેલતાં બિલકુલ વિલંબ લાગવાનો નથી!"

"શાબાશ!" કુમુદિનીએ સ્મિતપૂર્વક બોલવા માંડ્યુંઃ "આપની આજની વિજયપ્રાપ્તિ બદલ અભિનંદન આપવાની પ્રથમ તક મ્હને મળી તે બદલ મ્હને અત્યંત આનંદ થાય છે."

"કુમુદ!" ચન્દ્રકાન્ત અધીરાઇથી બોલ્યોઃ "એક કામ કરો! આ ઘરની પેલી મેર એક બીજું બારણું છે એમ મ્હને યાદ છે. તમે ત્યાં જઇને ઘરના માલિકને આ બારણું ઉઘાડવાનું જણાવો! અથવા તો તમે આ બૂરખો મજબૂત પકડીને અહિં ઉભા રહો તો હું ત્યાં જઇને સઘળી વ્યવસ્થા પલ વારમાં કરી આવું છું!"

"લાવો, હું બૂરખો પકડીને અહિં ઉભી રહું છું. મ્હને તો તમારી પાછળ દોડી દોડીને બહુ જ થાક લાગ્યો છે!"

"વારૂ ત્યારે તેમ કરો! પરંતુ મજબૂત રીતે પકડજો હોં કે? જો, જો, એ બૂરખો તમારા હાથમાંથી છટકી જશે તો અત્યાર સુધીની સઘળી મહેનત ધૂળમાં મળશે!" એટલું કહીને ચન્દ્રકાન્તે બૂરખો કુમુદિનીના હાથમાં સોંપ્યો અને પોતે ત્યાંથી સત્વર ચાલ્યો ગયો.

ચન્દ્રકાન્ત દૃષ્ટિમર્યાદાની બહાર પહોંચ્યો કે તરત જ કુમુદિનીએ બૂરખો છોડી દીધો અને બારણા પર બે ત્રણ થાપા માર્યા. પરંતુ તે ઘરની અંદર કોઇ પણ પ્રકારની હીલચાલ થતી હોય એમ સંભળાયું નહિ તેમ જ કાળો બૂરખો પણ અંદરથી કોઇએ ખેંચી લીધો નહિ. કુમુદિનીની ચિન્તામાં આથી વધારો થયો.

હવે આ તરફ એમ બન્યું કે પેલી બુરખાવાળી સ્ત્રીએ આ ગૃહમાં પ્રવેશ કર્યો અને દ્વાર બંધ કરી દીધું ત્યારે તેને માલૂમ પડયું કે, પોતાના બૂરખાનો છેડો દ્વારની તીરાડમાં ભરાઇ ગયો હતો. તેણે પ્રથમ તો બુરખો ખેંચ્યો પરંતુ તે કેમે કરતાં અંદર ન આવી શકયો ત્યારે તેણે નિરાશ થઇને તે બુરખો પોતાના અંગપરથી કાઢી નાંખ્યો અને તે ગૃહની અંદર ચાલતી થઈ. તે થોડેક દૂર ગઇ એટલે એક ઓરડો તેની દષ્ટિએ પડયો. તેણે કોઇ પણ જાતનો વિચાર કર્યા સિવાય એ અંધકારમય ઓરડામાં પ્રવેશ કર્યો અને પછી ત્યાંથી છટકી જવાય એવું બીજું કોઇ દ્વાર હતું કે કેમ, તેની તે તપાસ કરવા લાગી. અંતે તેને એક દ્વાર મળી આવ્યું. તેણે જોસથી તે દ્વારને ધક્કો મારીને તે ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે ઘણા દિવસથી બંધ રહેતું હોવાથી સત્વર ઉઘડી શકયું નહિ. મહા મહેનતે તેણે તે દ્વાર ઉઘાડયું એટલે ધૂળ, કચરો વગેરેનો તેની મુખમુદ્રા પર વર્ષાવ થઇ રહ્યો. પરંતુ તેણે તેની દરકાર કરી નહિ. એટલામાં સુભાગ્યે બહારના ભાગમાં એક ન્હાની સરખી ગલી તેના જોવામાં આવી. તેણે વિના વિલંબે એ દ્વાર બહારથી બંધ કર્યું અને ત્યાંથી જીવ લઇને નાઠી.

તે સ્ત્રી જ્યારે મોટા સરીઆમ રસ્તા પર આવી ત્યારે તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને હવે જ પોતે સંકટમુક્ત થઇ હતી એવી તેને પ્રતીતિ થઇ. આ તરફ ચન્દ્રકાન્ત કુમુદિનીને તે કાળા કપડાનો ટૂકડો મજબૂત રીતે પકડી રાખવાનું કહીને તે ગૃહના બીજા દ્વાર તરફ ગયો અને તે ગૃહના માલિક પાસે જઇને બોલ્યોઃ "તમારા ગૃહનું બીજું બારણું સત્વર ઉઘાડો ! એક બદમાશ સ્ત્રીએ તમારા ઘરમાં પ્રવેશ કર્યો છે અને હું તેને કેદ કરવા ઇચ્છુંછું."

ચોરનું નામ સાંભળતાંની સાથે જ તે ઘરનો માલિક તેમ જ તેનાં સઘળાં માણસો તે દ્વાર ભણી દોડી ગયાં અને ચન્દ્રકાન્ત બીજી બાજૂના બારણે જઇને ઉભો રહ્યો. તે દ્વાર તરત જ ઉઘાડવામાં આવ્યું એટલે ચન્દ્રકાન્ત અંદર દાખલ થયો. આ તરફ અંદરની બાજૂથી દાખલ થએલા માણસો બીજું બારણું ઉઘાડવા ગયા તો તે દ્વારની તીરાડની અંદર એક કાળો બૂરખો ભરાઇ રહેલો તેમના જોવામાં આવ્યો. ચન્દ્રકાન્તે જ્યારે અંદર પ્રવેશ કર્યો ત્યારે સઘળા મનુષ્યો ખડખડાટ હસવા લાગ્યા. "જરૂર તે બદમાશ સ્ત્રી પલાયન કરી ગઇ હોવી જોઇએ" એમ બોલીને ચન્દ્રકાન્તે ચોમેર દષ્ટિ ફેંકવા માંડી. તે વિના વિલંબે સામેના અંધકારમય ઓરડામાં દાખલ થયો અને તેમાંનું

બારણું ખાલી બંધ કરેલું જોઇને તેની શંકા દઢ થઇ. તેણે તે બારણું ઉઘાડવા માંડયું તો તે બહારથી બંધ કરેલું જણાયું. તે બદમાશ સ્ત્રી પલાયન કરી ગઇ હોવી જોઇએ એવી હવે ચન્દ્રકાન્તની દઢ ખાત્રી થઇ. કુમુદિની પણ ચન્દ્રકાન્તની પાછળ જ ચાલતી હતી. કાળા બૂરખાવાળી સ્ત્રી પલાયન કરી ગઇ હોવાથી હવે તેના હૃદયની સઘળી ચિન્તા દૂર થઇ ગઇ હતી. અંતે ચન્દ્રકાન્ત નિરાશાપૂર્ણ હૃદયે પાછો ફર્યો. કુમુદિનીએ ચન્દ્રકાન્તને આવા નિરાશાના સમયે આશ્વાસન આપવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા પ્રદર્શિત થવા દીધી જ નહિ.

"કંઇ હરકત નહિ!" ચન્દ્રકાન્ત માર્ગમાં ચાલતાં ચાલતાં પોતાની પાસેનો બૂરખો બારિકીથી તપાસતાં બોલ્યોઃ "કુમુદ ! આ કાળો બૂરખો આપણા હાથમાં આવ્યો તે પણ એક રીતે ઠીક જ થયું છે. તમે હવે ઘેર જાઓ ! હું આ બૂરખો લઇને પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસમાં જાઉં છું અને મુંબઇના તમામ દરજીઓને બોલાવીને આ બૂરખો કોણે શીવ્યો છે તેની તપાસ કરાવું છું. જે દરજીએ આ બૂરખો શીવ્યો હશે, તે આ બૂરખો કોણે શીવડાવ્યો હતો તે સંબંધમાં સઘળો ખુલાસો કરશે અને તેના આધારે એ બદમાશ સ્ત્રીને શોધી શકાશે એવી મ્હને સંપૂર્ણ આશા છે."

ચન્દ્રકાન્ત કુમુદિની રજા લઇને તે કાળા બૂરખાની ઘડી વાળીને તેને બગલમાં માર્યા પછી પોલિસ ઑફિસ તરફ ચાલ્યો ગયો. અત્યારે તેના હૃદયમાં અનેક પ્રકારની તર્કપરંપરા પૂર્ણ વેગથી ચાલ્યાં કરતી હતી.

આ તરફ કુમુદ પણ પોતાના મનમાં ને મનમાં ગોદાવરીમાશીની સમયસૂચકતા બદલ તેને અનેકશઃ ધન્યવાદ આપતી પોતાના ઘર તરફ ચાલી જતી હતી. લગભગ પચાસેક પગલાં દૂર ગયા પછી કુમુદે પાછું વાળીને જોયું તો ચન્દ્રકાન્ત હજી દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયો નહોતો. કુમુદે ચન્દ્રકાન્તને સંબોધીને સ્વગત કહ્યુંઃ "ચન્દ્રકાન્ત! તમે ગમે તેવા બાહોશ રહસ્યભેદક ગણાતા હશો, પરંતુ રમણી હૃદય ઉકેલવામાં તમે ખરેખર સજ્જડ થાપ ખાધી છે અને ઇશ્વરેચ્છા તો હું તમને હજી કેટલાક સમય સુધી આ પ્રમાણે અવશ્ય રમાડીશ."

કુમુદ આટલું સ્વગત બોલ્યા પછી આગળ ચાલવા લાગી. હવે ભવિષ્યના નિશ્ચિંતપણા માટે શા શા ઉપાયો યોજવા તત્સંબંધી વિચાર કરતાં કરતાં તેની મુખમુદ્રાપર ચિન્તાની છાયા તરવરી રહી.

# પ્રકરણ ૮ મું.

## બૂરખાપૂરાણ.

ઘેર આવ્યા પછી કુમુદિની પોતાની ઓરડીમાં જઇને એક કોચ-પર પડી. ચન્દ્રકાન્તના હાથમાં ગયેલો કાળો બૂરખો કેવી રીતે હસ્ત-ગત કરવો તત્સંબંધી વિચાર કરતાં કરતાં તેની મુખમુદ્રા ચિન્તાક્રાન્ત બની ગઇ. ચન્દ્રકાન્ત સઘળા દરજીઓને બોલાવીને તે બૂરખો કોનો શીવેલો છે, તે બાબતની અવસ્ય તપાસ કરશે જ અને પોતાનો દરજી જો એ બૂરખો શીવ્યાનું કબૂલ કરીને પોતાનું નામ દેશે તો હાથે કરીને પગપર કુહાડો માર્યા જેવું થશે, એમ કુમુદ વિચારવા લાગી. પુષ્કળ વખત સુધી વિચારો કર્યા પછી કુમુદના મગજમાં એક નવીન કલ્પના ઉદ્‌ભવી. ગમે તે ઉપાય યોજીને પણ તે કાળો બૂરખો હસ્તગત કર્યા સિવાય ગત્યંતર જ નથી એવો કુમુદે પોતાના મનમાં દઢ સંકલ્પ કર્યો અને તે સ્વગત બોલી: “ આ સંકટમાં કોઇની સહાય વિના જ મ્હારે એકલા હાથે કાર્ય કરવાનું છે. ફિકર નહિ. છૂપી પોલિસને પણ હું એક વાર મ્હારા પરાક્રમનો પરિચય અવસ્ય કરાવીશ. ”

કુમુદિની કોચપરથી બેઠી થઇ અને ઓરડીમાં આમ તેમ ફરવા લાગી. પોતાના મનમાં ઉદ્‌ભૂત થયેલી કલ્પના અમલમાં મુકવાનો વિચાર કરતાં તેનું કાળજું કંપી ઉઠ્યું. પરંતુ એ કલ્પના અમલમાં મૂક્યા સિવાય બીજો માર્ગ જ નહિ હોવાથી, તેણે તેમ કરવાનો પો-તાના મનમાં દ્રઢ નિશ્ચય કર્યો. સામેની દિવાલપર ટાંગેલા મોટા આયનાપરની ધૂળ કુમુદ પોતાના રૂમાલવડે સાફ કરવા લાગી એટ-લામાં પોતાના પંઝાપરનું ‘ લાલચક્ર ’ તેની દૃષ્ટિએ પડ્યું. રક્તલાંછન દૃષ્ટિએ પડતાંની સાથે જ કુમુદ ચમકી અને વિચારમગ્નાવસ્થાને આ-ધીન થઇને નીચે જમીનપર બેસી ગઇ. અલ્પ સમય પછી જ્યારે તેનું મન વિચારપરંપરાથી મુક્ત થયું ત્યારે તે રક્તલાંછન અદૃસ્ય થઇ ગયું.

કુમુદ ઉભી થવા જતી હતી એટલામાં ગોદાવરીમાશી તેના ઓરડામાં આવી પહોંચી હતી. કુમુદ તેને ભેટી પડી અને બોલી ઉઠી:

“ શાબાશ ! માશી ! ખૂબ કરી હો ? વૃદ્ધાવસ્થામાં પણ તમારે જેવું આટલું કાર્ય કરી શકતું હશે, એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જ્યારે ચન્દ્રકાન્તે તમારા બરખાનો છેડો પકડ્યો ત્યારે મ્હારા

તો હાજી જ ગગડી ગયાં હતાં ! ચન્દ્રકાન્તે તે ઘરના બીજા બારણે થાપા માર્યા અને બે ત્રણ બૂમો પણ ધીમેથી મારી. પરંતુ તમે તો મ્હારા કરતાં પણ કુશળ ઉસ્તાદ ! માશી, તમે તેને ઠીક હાથતાલિ દઇને પલાયન કરી ગયાં હોં ?"

ગોદાવરી કુમુદને છાતી સરસી ચાંપતી બોલી: " મ્હારી લાડકી કુમુદ પ્રત્યેની પ્રેમભાવનાએ જ મ્હને એ નવીન યુક્તિ સૂઝાડી. દીકરી ! ત્હારા કલ્યાણ માટે હું મ્હારા પ્રાણની પણ પરવાહ નહિ કરતાં પ્રત્યક્ષ કાળના મુખમાં છાતી ઠોકીને જઇશ !"

" ખરેખર, માશી ! આજે મ્હારી પ્રતિષ્ઠાનું રક્ષણ તમે જ કર્યું છે. તમારી આજની ઉસ્તાદગીરિથી ચન્દ્રકાન્તના હૃદયમાં મ્હારા વિષે જે કંઇ શંકા હશે તે સદાને માટે દૂર થઇ ! આ કંઇ તમારો જેવો તેવો ઉપકાર ન ગણાય !"

" ગાંડી રે ગાંડી ! એમાં ઉપકાર શાનો ? મ્હેં ત્હને ઉછેરીને મોટી કરી છે તો ત્હારા માટે મ્હારા પ્રાણનો ભોગ આપવો પડે તો યે શું ? એમાં ઉપકાર જેવું મ્હેં કશું યે કર્યું જ નથી ! એ પ્રસંગને હવે વિસરી જા !"

" વિસરી જાઉં ? કદાપિ નહિ ! માશી, તમારો ઉપકાર ભૂલી જાય એવી તમારી કુમુદ કૃતઘ્ન નથી હોં ?"

" ઠીક ત્યારે તેનું નિરંતર સ્મરણ કર ! જો તું મ્હારો ઉપકાર વાળવાની ખાતર મ્હને કંઇ બક્ષીસ આપવા ઇચ્છતી હોય તો મ્હારી એટલી જ માગણી છે કે પુનઃ આવાં સંકટ હાથે કરીને ત્હારા શિર-પર વ્હોરી લેતી નહિ ! અને ધારો કે કદાચ આનુવંશિક રક્તલાંછનને લીધે ત્હારા હૃદયમાં કોઇ પણ પ્રકારની વિચિત્ર ઊર્મિ ઉછળવા લાગે તો તું વિના વિલંબે મ્હને તે બાબતની ખબર આપજે એટલે ત્હારૂં મન સ્વસ્થ થતાં સુધી હું ત્હારી પાસે જ બેસી રહીશ. મ્હારૂં કહ્યું માનીશ કે ? મ્હારા સોગન ખા જોઇએ !"

" માશી ?" કુમુદ સ્મિત કરતી બોલી: " પુનઃ ધર્મઘેલાઇ કરવા માંડી કે ? શુકન અપશુકન અને સોગન સિવાય ડગલે ને પગલે બીજી કંઇ વાત જ નથી કે ? જાઓ ! મ્હને ઘડીક વિશ્રાન્તિ લેવા દો !"

કુમુદ પોતાના પલંગપર જઇને સૂતી. કુમુદને એક મધુર ચુંબન કરીને ગોદાવરી ત્યાંથી ચાલતી થઇ.

ગોદાવરીમાશીના ગયા પછી કુમુદ દાદર પાસે આવીને ઉભી રહી. સાયંકાળનો સમય થવા આવ્યો હોવાથી ગંગા બગીચામાં ગઇ

હતી. દિવાનખાનામાં કોઇ નથી એવી ખાત્રી થઇ એટલે કુમુદ પોતાના અંગપર શાલ ઓઢીને નીચે આવી અને મૂંગે મોઢે ઘરની બહાર નીકળી પડી. થોડે દૂર ગયા પછી તેણે એક ભાડાની ગાડી કરી અને 'સ્વદેશી સ્ટોર્સ' પાસે ગાડી આવી એટલે તે ગાડીમાંથી ઉતરી પડી તથા તેણે ગાડીવાળાને ભાડું આપીને રવાના કરી દીધો.

'સ્વદેશી સ્ટોર્સ'ના મેનેજરે કુમુદનું સ્વાગત કર્યું અને પૂછ્યું: "કેમ બ્હેન, આપને શું જોઇએ?"

કુમુદ મેનેજરની પાસેની એક ખુરસીપર બેઠા પછી બોલી: "મ્હારો ભાઇ કેટલીક મુદત થયાં બીમાર છે અને તે સરકારી દવાખાનામાં રહે છે. આજે તેને ઘેર લઇ આવવાની પરવાનગી મળી છે. તેને જે રોગ લાગુ પડ્યો છે તે ચેપી હોવાથી ડૉક્ટરે તેનાં સઘળાં કપડાં બાળી નાંખવાનો હુકમ કર્યો છે. સરકારી કપડાં પહેરીને તેને ઘેર આવવું પસંદ નહિ હોવાથી તેને બરાબર 'ફીટ' થઈ રહે એવાં કપડાં લઇને તેણે મ્હને આજે દવાખામાં બોલાવી છે. આપ મ્હારા ભાઇને બંધબેસતાં થાય તેવાં કપડાં કાઢી આપો એટલે હું નાણાં ચૂકાવી આપીશ."

"વારૂ, આપ અહિં બેસો! આપને હું સઘળાં કપડાં હમણાં લાવી આપું છું. આપના બંધુની ઉંચાઇ કેટલી છે અને તેના શરીરીનો બાંધો કેવો છે?"

"સાડા પાંચ ફીટ કરતાં તેના શરીરની ઉંચાઇ વધારે નથી. શરીરનો બાંધો તો એકવડીઓ છે. વળી બીમારીને લીધે તો તેનું શરીર બહુ જ કૃશ થઇ ગયું છે."

"વારૂ, બૂટ સહિત આપને કેટલી કિંમત સુધીનો 'શૂટ' જોઇએ? તમારા બંધુ પાઘડી પહેરે છે કે ટોપી?"

"તેને તદ્દન સાદો પોષાક પહેરવાનું પસંદ છે. તે હમેશાં પાઘડી જ પહેરે છે."

"વારૂ." એટલું કહીને મેનેજર અંદરના ભાગમાં ચાલ્યો ગયો. કુમુદ દુકાનમાં ગોઠવેલા સઘળા સામાન પ્રત્યે દષ્ટિ ફેંકતી એકલી બેઠી હતી. અલ્પ સમયમાં જ મેનેજર ખમીસ, જાકીટ, કોટ વગેરે સઘળું લઇને આવ્યો અને કુમુદે તે પસંદ કર્યાં એટલે બાંધીને તે બાંધવાનો હુકમ આપીને મેનેજર બીલ બનાવવા બેઠો. કુમુદે વિના વિલંબે 'બીલ'નાં નાણાં મેનેજરને આપી દીધાં અને પછી પોટલી લઇને પુનઃ એક ભાડાની ગાડીમાં બેસીને તે ઘેર આવી.

જ્યારે ગોદાવરી કુમુદને જમવા માટે બોલાવવા આવી ત્યારે કુમુદે કહ્યું: "માશી, આજે મ્હને જમવાની ઇચ્છા નથી. મ્હને ક્યારે ઉંઘ આવે એમ જ અત્યારે થઇ રહ્યું છે. મ્હને ત્રાસ ન આપો અને બાને પણ કહી દો કે મ્હને શાન્તિથી ઉંઘવા દે. ઘડી ઘડી મ્હને જમવા બોલાવવા ન આવે એવો બંદોબસ્ત કરી ઘો."

"ઠીક, તું ખુશીથી સ્વસ્થ નિદ્રા લે! આવતી કાલે સ્હવારે હું ત્હને વ્હેલું જમવાનું કરી આપીશ." એટલું કહીને ગોદાવરી ત્યાંથી ચાલતી થઇ.

દિવાબત્તી થયા પછી ઘરનાં સૌ માણસો જમવાની ખટપટ કરવા લાગ્યાં. કુમુદે વિના વિલંબે 'સ્વદેશી સ્ટોર્સ' માંથી આણેલો પુરુષનો પોષાક પોતાના અંગપર ચઢાવ્યો. તેણે એક કાગળ 'ટાઇપ રાઇટર' પર છાપી લીધો અને તે ખિસ્સામાં મૂક્યો. ત્યાર પછી તે નીચેના દિવાનખાનામાં આવી અને લપાતી છૂપાતી એક બારીમાંથી કૂદી પડી અને બહાર ચાલતી થઇ.

વાંચનાર, આપણી નવલકથાનો નાયક ચન્દ્રકાન્ત પોલિસ 'ઓફિસ' માં આવ્યો પરંતુ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ બહાર ગયા હોવાથી તેને ઘણા સમય સુધી રાહ જોવી પડી. જ્યારે સૂર્યાસ્ત થઇ ગયો ત્યારે સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ બહારથી આવ્યા. ચન્દ્રકાન્તે તેમને એકાન્તમાં લઇ જઇને પોતાની પાસેનો અર્દ્ધ સળગેલો કાગળનો ટૂકડો તથા કાળો બૂરખો બતાવ્યો અને સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે કાળો બૂરખો આમ તેમ ઉલટાવીને તપાસી જોયા પછી કહ્યું: "ચન્દ્રકાન્ત, આ બૂરખો કોઇ સામાન્ય દરજીનો શીવેલો નથી હોં કે ? ઠીક છે. હું તમામ પોલિસ ચોકીપર 'ટેલિફોન' થી ખબર આપી દઉં છું અને એક પછી એક સઘળા દરજીઓને આ બૂરખો ઓળખવા માટે બોલાવું છું. તમે હમણાં જાઓ અને જમીને સત્વર આવો. ત્યાં સુધીમાં જો કોઇ દરજી બૂરખો જોવા માટે આવશે તો હું તેને અહિં જ બેસાડીશ. તમારા આવ્યા પછી આપણે તેને સઘળી હકીકત ખુલાસાથી પૂછીશું."

પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે સઘળી પોલિસ ચોકીપર 'ટેલિફોન' થી ખબર આપી દીધી એટલે ચન્દ્રકાન્ત સાહેબની રજા લઇને ઘેર ગયો. ત્યાર પછી સાહેબે સંત્રીને બોલાવીને તે બૂરખો તેના સ્વાધીન કર્યો અને તે મહત્વનો મુદ્દામાલ હોવાથી પોતાની પરવાનગી સિવાય કોઇ પણ મનુષ્યને નહિ બતાવવાનો તેને હુકમ કર્યો.

સાહેબ આજે બહુ ત્રાસી ગયો હતો અને તેને જમવાનો પણ અવકાશ નહિ મળ્યો હોવાથી તેણે પોતાના મેજપરના સઘળા કાગળો મૂકી દેવા માંડયા. એટલામાં એક પહેરેગીર અંદર આવ્યો અને સાહેબને સલામ કરીને બોલ્યોઃ "સાહેબ, એક તરુણ આપને મળવા માટે આવ્યો છે. તે મૂંગો છે, પરંતુ બ્હેરો નથી. તે ઇસારાથી એવું કહે છે કે, 'મ્હને ચન્દ્રકાન્તે મોકલ્યો છે અને મ્હારે સાહેબને ખાનગીમાં મળવાની ખાસ જરૂર છે."

"અરે પ્રભુ!" સાહેબ ત્રસ્ત મુખમુદ્રા ધારણ કરીને બોલ્યો "ચન્દ્રકાન્ત આજે મ્હને ખાવા જવા દેશે નહિ એમ જ લાગે છે! વારુ, જા, તેને અહિં સત્વર મોકલી દે!"

પહેરેગીર ગયો કે તરત જ એક તરુણ 'ઑફિસ'માં દાખલ થયો અને સાહેબને સલામ કરીને તેના સામી દૃષ્ટિ ફેંકતો ઉભો રહ્યો. સાહેબ તેના પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકતાં બોલ્યોઃ "કેમ રે, ચન્દ્રકાન્તે ત્હને અત્યારે શા માટે અહિં મોકલ્યો છે? ત્હારે શું કામ છે?"

તે તરુણે સ્મિત કર્યું અને તેણે સાહેબના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. સાહેબે ચિઠ્ઠી ઉઘાડીને વાંચવા માંડી તો તેમાં માત્ર આટલું જ લખેલું હતુંઃ

"'સ્વદેશી સ્ટોર્સ'નો હુશિયાર દરજી ભગુભાઇ મ્હને અનાયાસે માર્ગમાં મળ્યો તેથી તેને આપની પાસે મોકલું છું. તેના કારખાનામાં જો તે બૂરખો શીવવામાં આવ્યો હશે તો તે તત્કાળ ઓળખી શકશે. ભગુભાઇ મૂંગો છે પરંતુ બ્હેરો નથી. તે બૂરખો તેને અવશ્ય આપશો. તે માણસ મ્હારો વિશ્વાસપાત્ર છે.

નિરંતર આપનો જ

ચન્દ્રકાન્ત."

સાહેબે ચિઠ્ઠી વાંચીને મેજપર મૂકી અને સંત્રીને કાળો બૂરખો અંદર લાવવાનો હુકમ કર્યો. બૂરખો અંદર લાવવામાં આવ્યો એટલે સાહેબે તે ભગુભાઇના હાથમાં સોંપ્યો. તેણે બૂરખાને આમ તેમ ઉથલાવીને તપાસવા માંડયો. અલ્પ સમય પછી ભગુભાઇએ સાહેબને ઇસારા વડે સૂચવ્યું કે, "આ બૂરખો મ્હારા કારખાનામાં શીવવામાં આવ્યો છે. પરંતુ તે મ્હારા પોતાના હાથે શીવાયો નથી જ."

"ત્યારે આ બૂરખો તમારા કારખાનામાંના કયા દરજીએ કોના માટે તૈયાર કર્યો તે તમે કહી શકશો કે?" સાહેબે ભગુભાઇને પૂછ્યું.

ભગુભાઇઃ—"(ઇસારો કરીને) હા; પરંતુ અમારા મેનેજર સાહેબને આ બૂરખો બતાવવો જોઇએ. જમાખર્ચ જોયા પછી તે બૂરખો કોના હાથે અને કોના માટે શીવાયો હતો તે બાબતમાં ખાત્રીપૂર્વક જણાવી શકશે."

"નહિ, નહિ; આવો મહત્વનો મુદ્દામાલ બહાર લઇ જવા દેવાય જ નહિ." સાહેબ ડોકું ધુણાવીને બોલ્યો.

આ સાંભળીને તે તરુણ સાહેબને સલામ કરીને ચાલ્યો જવા લાગ્યો. પરંતુ એટલામાં સાહેબના મનમાં કંઇક કલ્પના ઉદ્‌ભવી અને તે બોલ્યોઃ "ઉભો રહે! ત્હારા જેવા અજાણ્યા માણસને હું આવો મુદ્દામાલ આપી શક્તો નથી. પરંતુ હું ત્હારી સાથે એક સરકારી-અમલદાર મોકલું છું, જે આ બૂરખો ત્હારા મેનેજરને બતાવ્યા પછી તે લઇને અહિં પાછો આવશે."

"કંઇ હરકત નથી. એમ કરવામાં વિશેષ સમય લાગશે નહિ."

સાહેબે મેજપરની ઘંટડી વગાડી એટલે સંત્રી 'ઑફિસ'માં આવ્યો. તરત જ સાહેબે તેને કહ્યુંઃ "નાયક, તમે આ દરજીની સાથે બૂરખો લઇને તેના કારખાનામાં જાઓ! આ દરજીના કારખાનાના મેનેજરને બૂરખો બતાવ્યા પછી તે જે કંઇ હકીકત કહે તે બરાબર લખી લેજો અને બૂરખાનું પ્રાણ કરતાં પણ વિશેષ રક્ષણ કરજો! મુદ્દામાલ ગૂમ થશે તો હું તમને જ જોખમદાર ગણીશ."

નાયકે સાહેબને નમ્રતાપૂર્વક સલામ કરીને તેમની આજ્ઞા પોતે શિરોમાન્ય ગણે છે એવું સુચવ્યું. ત્યાર પછી ભગુભાઇએ પેલો બૂરખો ઘડી પાડીને પોતાના સ્કંધ પર લટકાવી દીધો. નાયક અને ભગુભાઇ સાહેબને સલામ કરીને ત્યાંથી ચાલતા થયા.

ચન્દ્રકાન્તે આજે પોતાને જમવા જવાનું બહુ મોડું કરાવ્યું તેથી તે આવે ત્યારે તેની ઝાટકણી કાઢવાનો પોતાના મનમાં નિશ્ચય કરીને સાહેબ પણ ખાણું લેવા માટે ચાલ્યો ગયો.

પ્રિય પાઠક, ભગુભાઇ દરજીનો વેષ ધારણ કરીને આવેલી આપણી વાર્તાની ચતુર નાયિકા કુમુદિની કાળો બૂરખો પોતાના સ્કંધપર મૂકીને 'ચડપ ચડપ' પગલાં ભરતી આગળ વધતી હતી અને નાયક પણ તેની પાછળ પાછળ ઝડપથી ચાલ્યો જતો હતો. કુમુદ અને તેની વચ્ચે માત્ર બે જ વેંતનું અંતર હતું. નાયક સાહેબ એક સિપાઇગીરિમાંથી સાહેબની કૃપાને લીધે જ થોડા વખત પૂર્વે નાયક બન્યા હતા. આથી તેમના મનમાં એમ હતું કે પોતાને સોંપેલું કાર્ય સાવધગીરિથી

કરવાથી જો યશ પ્રાપ્ત થશે તો પોતે અલ્પ સમયમાં જ હવાલદાર સાહેબની પદવી પ્રાપ્ત કરી શકશે. તેના મનમાં તો એમ જ હતું કે આ ભૂરખાના રક્ષણ પર જ બ્રિટિશ સામ્રાજ્યની શાન્તિનો આધાર છે. સંક્ષિપ્તમાં એટલું જ કે નાયકનું ચિત્ત અત્યારે ભૂરખામય બની ગયું હતું.

કુમુદ ઝડપથી ચાલવા લાગતી તો નાયક પણ ઝડપથી ચાલવા લાગતો. કુમુદ ધીમેથી ચાલવા લાગતી તો નાયક પણ ધીમે ધીમે ચાલવા લાગતો. કુમુદે નાયકને થાપ ખવડાવવા માટે ઘણા વખત સુધી પ્રયત્નો કર્યા; પરંતુ તેમાં યશ મળે તેવું તેને લાગ્યું નહિ. ખુદ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની આંખોમાં ધૂળ નાખીને મુદ્દામાલ મેળવ્યો, પરંતુ એક ત્રણ દોકડાના નાયકના પંઝામાંથી છટકી જવાની યુક્તિ કુમુદને સૂઝતી નહોતી. વળી નાયક શરીરે સશક્ત હોવાથી તેની સાથે લઢી શકાય તેમ પણ નહોતું. તેમ જ જો તે બૂમાબૂમ કરે તો રસ્તાપર ઘણા મનુષ્યો હોવાથી તે સહજમાં પકડાઇ જાય તેમ હતું. કુમુદ નિરાશ થઇ. ઘણા વખત સુધી ચાલવા છતાં મૂંગા દરજીનું કારખાનું નહિ આવવાથી નાયક ત્રાસ પામતો બોલ્યો: "કેમ રે મૂંગા, ત્હારૂં કારખાનું અહિં મુંબઇમાં જ છે કે બહારગામમાં છે? તું રસ્તો તો ભૂલ્યો નથી ને? હજી કેટલેક દૂર જવાનું છે? તું મ્હને થાપ તો નથી દેતો ને?"

કુમુદે નાયકને કંઇ પણ ઉત્તર ન દેતાં તેણે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો તો તેની ખાત્રી થઇ કે પોતે ફ્રેંચ પૂલ પાસે આવી પહોંચી હતી. તેના મનમાં એક કલ્પના ઉદ્‌ભવી અને તે ઝપાટાબંધ ચાલવા લાગી. નાયક પણ તેની પાછળ તેટલી જ ઝડપથી ચાલવા લાગ્યો.

કુમુદ પૂલનાં પગથિયાં ઉતરવા લાગી અને આઠ દશ પગથિયાં ઉતર્યા પછી તે એકદમ ચમકીને ઉભી રહી. નાયક પણ કુમુદની પાછળ ઝડપથી પગથીઆં ઉતરતો હતો. પરંતુ કુમુદ ચમકીને ઉભી રહી હતી તે બાબતની તેને માહિતી ન હોવાથી અલ્પ સમયમાં જ તે કુમુદ જે પગથીઆ ઉપર ઉભી હતી ત્યાં આવીને ઉભો. ચાલાક કુમુદે વિના વિલંબે નાયકના પગમાં આંટી ભરાવી અને તેને પછાડી દીધો એટલે તે ગબડતો ગડતો છેક જ જમીન પર જઇને પટકાયો. કુમુદ 'ચપ ચપ' પગથીઆં ચઢીને પૂલપરના રસ્તાપર આવી અને ત્યાંથી એક ગલ્લીમાં દાખલ થઇને અદૃશ્ય થઇ ગઇ.

બિચારો નાયક શરીરે જાડો તદીંગા જેવો હતો. તે જમીનપર

પટકાયો તે સાથે તેના શરીરપર કેટલાક ઉઝરડા થયા તેમજ તેમાં લોહી તરી આવ્યું. તેનો પગ મચકોડાઇ ગયો હોવાથી તે સત્વર ઉભો થઇ શક્યો નહિ. તો પણ તેણે વિના વિલંબે બેઠાં બેઠાં પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢીને પગથીઆં તરફ તાકી. પરંતુ પગથીઆં પર કોઇ જ નહોતું. નાયક માંડમાંડ ઉભો થયો અને લંગડાતો લંગડાતો આગળ ચાલવા લાગ્યો. અલ્પ સમયમાં જ પૂલ પરના માર્ગ પર આવીને તે ચોમેર દૃષ્ટિપાત કરતો ઉભો રહ્યો. જે કોઇ તે રસ્તે થઇને જોવામાં આવતું તેને નાયક પૂછતોઃ "ખભાપર કાળો બુરખો લટકાવીને કોઇ તરુણ અહીંથી જતો તમારા જોવામાં આવ્યો છે કે?" પરંતુ તેને કોઇ સંતોષકારક ઉત્તર આપતું નહોતું. નાયક નિરાશ થયો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ હવે પોતાને સખ્ત સજા કર્યા વગર રહેશે નહિ એવી તેની ખાત્રી થઇ. અંતે થાકીને તે પોતાની બહાદુરીનો 'રિપોર્ટ' સાહેબને આપવા માટે પોલિસચોકી તરફ જવા લાગ્યો.

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ ખાણું લઇને 'ઑફિસ'માં આવ્યા તો ચન્દ્રકાન્ત કેટલીક વાર થયાં તેમને મળવા માટે બહાર આવીને બેઠો હતો એવી ખબર તેમને મળી. તેમણે ચન્દ્રકાન્તને વિના વિલંબે પોતાની પાસે બોલાવ્યો. ચન્દ્રકાન્ત 'ઑફિસ'માં દાખલ થયો એટલે સાહેબ ગુસ્સે થયો હોય તેવો ડોળ કરીને બોલ્યોઃ "ચન્દ્રકાન્ત, તમને બીજાના પ્રાણની પરવાહ નથી હોં કે? કેટલું મોડું થયું છે? અત્યારે મ્હને શું ખાવાનું મળે?"

"કેમ સાહેબ" ચન્દ્રકાન્ત ચકિત સ્વરે બોલ્યોઃ "જમવાનું મોડું શાથી થયું? કંઇ નવીન પ્રકાર બનવા પામ્યો હતો કે?"

"વાહ! વાહ! કેમ જાણે કે કંઇ જાણતા જ ન હોય! ભલા માણસ, તે મૂંગા દરજીને સ્હવારે મોકલ્યો હોત તો ન ચાલત કે? ચન્દ્રકાન્ત, તમે જે કામ હાથમાં લ્યો છો તે પૂર્ણ કરો છો ત્યારે જ તમે જંપીને બેસો છો!"

"એટલે?" ચન્દ્રકાન્ત વિસ્મય પામતો બોલ્યો! "મૂંગો દરજી વળી કોણ? તેને કોણે અહિ મોકલ્યો હતો?"

સાહેબે 'ટાઇપરાઇટર' પર છાપેલી ચિઠ્ઠી ચન્દ્રકાન્તના હાથમાં મૂકી અને બોલ્યા; "'સ્વદેશી સ્ટોર્સ' વાળા ભગુભાઇ નામે મૂંગા દરજીને આ ચિઠ્ઠી કોણે આપી? હું જમવા જતો હતો તેવે તે દરજી તમારી ચિઠ્ઠી લઇને આવ્યો અને મ્હારે નાહક ખોટી થવું પડ્યું. તમારે લીધે જ મ્હારે આજે ભૂખ્યા રહેવું પડ્યું!"

ચન્દ્રકાન્ત સાહેબની સામે એકી ટશે તાકી રહેનો બોલ્યોઃ "સાહેબ, આપ આ શું બોલો છો? મ્હારાથી કંઇ જ સ્હમજાતું નથી. મ્હેં કોઇ પણ મનુષ્યને ચિઠ્ઠી આપી નથી તેમ જ તેને આપની પાસે મોકલ્યો પણ નથી!"

"અરે પ્રભુ! ત્યારે હું જ ઠગાયો કે? આ ચિઠ્ઠી તમારી સ્હમજીને મ્હેં તે મૂગા દરજીને કાળો બૂરખો આપ્યો છે. ગોટાળો નંબર વન થયો!"

"હેં?" ચન્દ્રકાન્ત ગભરાયલા સ્વરે બોલ્યોઃ "સાહેબ, ઘાણ વળ્યો! એ બૂરખો મેળવવા માટે મ્હારે કેટલા પ્રયત્નો કરવા પડયા! અને રક્તલાંછન રહસ્ય સંબંધી માત્ર આટલો જ પત્તો આપણને મળી શકયો છે. વારૂ, પણ એ માણસ બૂરખો લઇને કયાં ગયો એટલું જણાવો કે હું તેની પૂઠે જાઉં!"

"ચન્દ્રકાન્ત, ગભરાઓ નહિ! મ્હેં તે મૂંગા દરજીની સાથે નાયકને મોકલ્યો છે. તે મનુષ્ય ગમે તે હોય પણ નાયક બૂરખો પ્રાણ જતાં પણ જવા દેશે નહિ. તે મૂંગા દરજીની બૂરખો તપાસવાની તે દરજી જ હોવો જોઇએ એવી મ્હને પ્રતીતિ થઇ છે. કદાચ તમારા પદ્ધતિ પરથી કોઇ મિત્રે પણ આ ચિઠ્ઠી લખી આપીને તેને અહિં કેમ ન મોકલ્યો હોય?"

"નહિ, નહિ; સાહેબ, આ બૂરખાના સંબંધમાં હું અદ્યાપિ કોઇ પણ મનુષ્યની સાથે એક શબ્દ સુદ્ધાં બોલ્યો નથી! વળી મ્હારો કોઇ પણ સ્નેહી આવી લુચ્ચાઇ મ્હારાથી ગુપ્ત રીતે રમે પણ નહિ. નક્કી કંઇ દગો થવા પામ્યો છે. બૂરખો હવે આપણા હાથમાં પુનઃ આવશે કે કેમ, તે બદલ મ્હને દૃઢ શંકા છે."

ચન્દ્રકાન્તના ઉદ્‌ગાર સાંભળીને સાહેબની મુખમુદ્રાપર ગંભીરતા પ્રસરી ગઇ. તે ચન્દ્રકાન્તને કંઇ કહેવા જતો હતો એટલામાં પોલિસ નાયક 'ઓફિસ'નું દ્વાર ઉઘાડીને અંદર દાખલ થયો અને સાહેબના ચરણોમાં જઇને નમી પડ્યો. નાયકની આવી સ્થિતિ જોઇને સાહેબ અને ચન્દ્રકાન્તના આશ્ચર્યનો અવધિ જ થયો.

"કોણ નાયક?" સાહેબ ખોખરા અવાજે બોલ્યોઃ "આ શું? ઉઠ, બૂરખો કયાં છે?"

"સાહેબ ક્ષમા કરો! નાયક રડતો રડતો બોલ્યોઃ "તે લુચ્ચા દરજીએ મ્હને ફ્રેંચપૂલના પગથીઆપરથી નીચે પટકી દીધો અને તે બરખો લઇને ન્હાસી ગયો! મ્હારો પગ ભાંગી ગયો છે. શરીરપર

ઉઝરડા થયા છે. મ્હેં ઘણી તપાસ કરી પણ મ્હને કંઇ જ પત્તો લાગી શક્યો નહિ !"

"અરે ગદ્ધા !" સાહેબ ગર્જના કરતો બોલ્યોઃ "ત્હને આટલું આટલું કહેવા છતાં પણ ત્હેં ભૂલ કરી કે ? ત્હારા જેવા જાડા તડીંગાને એ સડપાતળ દરજીએ પટકી દીધો ! શરમ છે !"

"નહિ, સાહેબ ! મ્હારો બિલકુલ દોષ નથી. હું તેની પાછળ પાછળ ચાલ્યો જતો તેવામાં તે ચમકીને ઉભો રહ્યો અને મ્હારા પગમાં આંટી નાંખીને મ્હને પૂલ નીચે ગબડાવી દીધો."

"લુચ્ચા ! મ્હારી સઘળી મહેનત ધૂળમાં મળી. ત્હને યોગ્ય સજા કરવામાં આવશે."

"હશે." ચન્દ્રકાન્ત ખિન્ન સ્વરે વચ્ચે બોલી ઉઠયોઃ "ગમે તેમ તો પણ તે બૂરખો તો ગયો જ. વારૂ નાયક, તે દરજીના શરીર પર બીજી કંઈ નિશાની તમારા જોવામાં આવી હતી કે ?"

"હાજી. તે દરજીએ જ્યારે પોતાનો હાથ ચાલતાં ચાલતાં એક વાર ઉંચો કર્યો ત્યારે તેના જમણા હાથના પંઝાપર એક લાલચક્ર મ્હારા જોવામાં આવ્યું હતું !"

"લાલચક્ર ?" સાહેબ અને ચન્દ્રકાન્ત આશ્ચર્ય પામતા બોલી ઉઠયા.

તરત જ નાયકને બહાર જવાની રજા આપવામાં આવી. નાયકના ગયા પછી ચન્દ્રકાન્ત ગંભીર સ્વરે બોલ્યોઃ "સાહેબ, આ કાર્ય રક્તલાંછનવાળી સ્ત્રીનું જ હોવું જોઇએ એવી મ્હારી પ્રથમથી જ ખાત્રી હતી. મ્હેં જોયેલી રક્તલાંછનવાળી સ્ત્રી અને આ નાયકે જોએલો રક્તલાંછનવાળો દરજી એ બન્ને એક જ વ્યકિત હોવી જોઇએ એવું હવે ચોક્કસ અનુમાન થઇ શકે છે. અથવા તો એ બે સગાં ભાઇબ્હેન હોવાં જોઇએ એમાં તો લેશ માત્ર પણ શંકા નથી. ચાલો, આપણે આ બાબતની તપાસ વિના વિલંબે શરૂ કરીએ."

"ચન્દ્રકાન્ત ! રક્તલાંછન જેવું ભેદી રહસ્ય મ્હેં કદાપિ જોયું નથી. ગમે તેમ કરીને આ રહસ્ય ઉકેલવું જ પડશે." સાહેબ નિરાશ ચિત્તે બોલ્યો.

ત્યારપછી ચન્દ્રકાન્તે સાહેબની સાથે કેટલીક ગુપ્ત વાતચિત કરી અને પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. સાહેબ પણ થોડી વાર પછી કપડાં બદલીને બહાર નીકળી પડયો.

---

# પ્રકરણ ૯ મું.

## ચોર ! ચોર !

રાત્રિનો સમય હતો. ગંગાનો નોકર ભીખુ નિત્ય નિયમ પ્રમાણે વાળુ કર્યા પછી બગીચામાં ગયો અને તુળશી વૃંદાવન પાસે જઇને પોતાના ખોખરા અવાજે ભજન લલકારવા લાગ્યો. ભીખુ જો કે અત્યારે ભજનીયાં ગાવામાં લીન થઇ ગયો હતો, તથાપિ તેના ચાલાક સ્વભાવ પ્રમાણે તેની ચંચળ આંખો બગીચામાં ચોમેર દૃષ્ટિપાત ફેંક્યા કરતી હતી જ. અલ્પ સમયમાં જ તેણે જોયું કે એક વ્યક્તિ લપાતી છૂપાતી ઘરમાં દાખલ થવાના દ્વાર તરફ બગીચામાં થઇને જતી હતી. પ્રથમ તો ભીખુના મનમાં ભૂતની કલ્પના આવવાથી તે ભજનીયાં મોટેથી ગાવા લાગ્યો અને તેણે પોતાની આંખો મીંચી દીધી. પરંતુ થોડી વારમાં તેના મનમાં કંઇ બીજો વિચાર ઉદ્‌ભવ્યો અને તેણે આંખો ઉઘાડી તો નજીકના એક વૃક્ષની ડાળી કે જે કુમુદના દિવાનખાનાવાળી ગેલેરી સુધી પહોંચી હતી તે ઉપર થઇને એક વ્યક્તિને ગેલેરીમાં જતી તેણે જોઇ. તે વ્યક્તિએ વિના વિલંબે કુમુદની ઓરડીનું દ્વાર પણ ઉઘાડયું અને તે તેમાં દાખલ થઇ. "નક્કી ચોર જ!" એટલું સ્વગત બોલ્યા પછી ભીખુ ગભરાતો ગભરાતો ઘરમાં ચાલ્યો ગયો.

ગંગા અને ગોદાવરી દિવાનખાનામાં બેઠાં બેઠાં વાતચિત કરી રહ્યાં હતાં ત્યાં જઇને ભીખુ ગભરાતા સ્વરે બોલ્યોઃ "શેઠાણી, ચોર ! ચોર !"

"ક્યાં છે ?" ગંગા અને ગોદાવરી ચમકીને ઉભાં થઇ ગયાં.

"ચોર ઘરમાં ક્યાંથી અને ક્યારે દાખલ થયો ? તેં તેને ઘરમાં દાખલ થવા કેમ દીધો ?" ગંગા ગભરાતા સ્વરે બોલી.

"કુમુદબાના ઓરડામાં" એટલું ભીખુનું વાક્ય પૂર્ણ થાય તે પહેલાં તો ગંગા અને ગોદાવરી દોડતા પગે ઉપર ગયાં. ભીખુ પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. કુમુદના ઓરડા પાસે પહોંચ્યા પછી ગંગા મોટેથી બોલીઃ "કુમુદ, ઉઠ, દ્વાર ઉઘાડ. સત્વર કર !"

પ્રિય પાઠક ! કુમુદ અત્યારે પુરુષવેષ ઉતારવાની ખટપટ કરી રહી હતી. એ ત્રણ બૂમો સાંભળવા છતાં પણ તેણે જાણીને જ કંઇ પણ ઉત્તર માતાને આપ્યો નહિ. ત્યારપછી નિદ્રામાંથી જાગ્રત થઇ હોય તેવો ડોળ કરીને તે બોલીઃ "કોણ ? બા, ઉઘાડું છું હોં ? ઉભી રહે."

કુમુદે પોતાનો પુરુષવેષ પેટીમાં મૂકી દીધો હતો અને પથારી પણ પાથરી દીધી હતી. કમાડ ઉઘાડ્યા પછી આંખો ચોળતાં ચોળતાં કુમુદ બોલીઃ "શું છે બા? મ્હને એવી સરસ ઉંઘ આવતી હતી! પણ—"

"બેટા!" ગંગા વચ્ચે જ બોલીઃ "તું બહાર આવતી રહે! ત્હારી ઓરડીમાં ચોર દાખલ થયો છે!"

"મ્હારી ઓરડીમાં ચોર છે?" કુમુદ પોતાની માતા પાસે આવીને ઉભા રહ્યા પછી ચકિત સ્વરે બોલી.

કુમુદને કંઇ પણ ઉત્તર આપ્યા સિવાય ગંગા ગોદાવરી અને ભીખુ તેની ઓરડીમાં દાખલ થયાં, અને ચોરની તપાસ કરવા લાગ્યાં. કુમુદ બહાર ઉભી ઉભી આ પ્રકાર જોઇ રહી હતી. જે બારી બંગીચામાં પડતી હતી તે નિત્ય નિયમ પ્રમાણે બંધ જ હોવાથી એ ત્રણેના આશ્ચર્યનો અવધિ થયો. તેમણે ઓરડીનો ખૂણે ખૂણો બારિકીથી તપાસ્યો પરંતુ ચોરનો પત્તો લાગ્યો નહિ. ગોદાવરીએ શાન્ત ઉભાં રહીને કાન માંડ્યા. પરંતુ કોઇ પણ પ્રકારની હીલચાલ તેના સાંભળવામાં આવી નહિ. ઓરડીમાં કોઇ જ નથી એવી ખાત્રી થયા પછી સૌ બહાર ગયાં અને ભીખુને ચોરની હકીકત ફરી ફરીને પૂછવા લાગ્યાં.

ભીખુની હકીકત સાંભળીને કુમુદ સ્મિત કરતાં બોલીઃ "માત્ર ભીખુની વાત પરથી જ તમે આટલી બધી ધાંધલ શા માટે મચાવી મૂકી? તે તો મૂર્ખ છે? તુળશીના કયારા પાસે બેઠાં બેઠાં ભજન લલકારતાં તેને સ્વપ્નમાં કંઇ ભાસ થયો હશે! કાંતો દારૂના નીશામાં ચોર દીઠો હશે, બીજું શું?"

"નહિ બ્હેન!" ભીખુ હાથ જોડીને નમ્ર સ્વરે બોલ્યોઃ "પ્રભુ સોગન, મ્હેં એક માણસને તમારી ઓરડીમાં જતાં નજરોનજર જોયો જ છે."

"પરંતુ ઓરડીમાં તો કોઇ જ નથી! ઓરડીનું દ્વાર અંદરથી બંધ હતું અને કુમુદ ભર ઉંઘમાં હતી. ત્હારો ચોર આવ્યો કયાંથી? અને તે ગયો પણ કયાં?" ગંગાએ ખુલાસો કર્યો.

"એ તો કંઇ ખબર નથી, બા સાહેબ," ભીખુ માથું ખંજવાળતો બોલ્યોઃ "મ્હેં એક મનુષ્યને જોયો હતો એ વાત નક્કી છે."

"ગમે તેમ હોય, પરંતુ એક વાર ફરીને આખું ઘર તપાસીએ એટલે પછી કોઇ પણ પ્રકાર શંકા રહે નહિ." ગોદાવરી બોલી.

"ભીખુએ ફાનસ પોતાના હાથમાં લીધું અને ગંગા તથા ગોદાવરી તેની પાછળ જવા લાગ્યાં. "આ જો ને હોયો નકામો ત્રાસ આપે છે!" એટલું બોલીને કુસુદ પણ તેમની પાછળ જવા લાગી. તેમણે સઘળાએ આખા ઘરમાં તપાસ કરી. પરંતુ ચોર હોય તો પત્તો લાગે ને? અંતે સૌ કંટાળીને પોતપોતાની પથારીમાં સૂવા માટે ચાલ્યાં ગયાં.

બીજા દિવસે પ્રાતઃકાળે ગોદાવરીમાશી કુસુદના ધોએલાં કપડાં તેની ઓરડીમાં મૂકવા આવી ત્યારે કુસુદ જાગ્રત થઇને પોતાની પથારીમાં બેઠી હતી. તેની મુખમુદ્રા શાન્ત અને ઉદાસ જણાતી હતી. ગઈ કાલે રાત્રિએ ચોરની જે હકીકત બનવા પામી હતી તે ગંગા તો બીજે દિવસે ભૂલી પણ ગઇ. પરંતુ ગોદાવરીના મનનું સમાધાન અદ્યાપિ થયું નહોતું. આ ખટપટમાં કુસુદનો હાથ જરૂર હોવો જોઇએ એવી તેને દઢ શંકા હતી. કુસુદનાં કપડાં મૂક્યા પછી ગોદાવરી તેના કોચ પર જઇને બેઠી અને તેના વિખરાયલા કેશ બરાબર કરતાં તે બોલીઃ "બેટા, હવે ત્હને ઠીક છે ને? મ્હને લાગે છે કે ત્હારા મનમાં કોઇ પણ પ્રકારના કુવિચાર આવવા લાગે છે એટલે પેલું દુષ્ટ રક્તલાંછન દષ્ટિગોચર થાય છે અને ત્હારી પ્રકૃતિ પણ અસ્વસ્થ બની જાય છે. કાલે સ્હાંજે તો એ ચિહ્ન ત્હારા હાથપર દેખાતું હતું. આજે તે નથી દેખાતું ખરૂં?"

"હા;" કુસુદે ટુંકેથી જ પતાવ્યું.

"પરંતુ ગઇ કાલે તે ચિહ્ન શાથી દેખાયું હતું? ત્હારા મનમાં શા શા વિચારો ઉપજ્યા હતા? ત્હેં કાલે શું કર્યું અને ગઇ રાત્રિની ચોરવાળા બનાવની હકીકતમાં સત્ય શું છે તે પણ ત્હેં મ્હને હજી સુધી કહ્યું નથી."

કુસુદનાં નયન અશ્રુપૂર્ણ થઇ ગયાં. તે કંપિત સ્વરે બોલીઃ "માશી, મ્હને કંઇ જ પૂછશો નહિ. રક્તલાંછનને લીધે હજી મ્હારા હાથે કેવા કેવા અનર્થ બનવા પામશે તે કંઇ કહેવાય નહિ."

ગોદાવરી કુસુદની પીઠ પર હાથ ફેરવતી બોલીઃ "આમ નિરાશ ન થા! રક્તલાંછન રહસ્ય સંબંધી આપણે બે જ જાણીએ છીએ અને તેથી કોઇ પણ વાત આપણે બન્ને પરસ્પર છુપાવવી જોઇએ નહિ. જો આપણે એક-બીજા પ્રત્યે શ્રદ્ધા રાખીને વર્તીશું

કુમુદે પોતાનો પુરુષવેષ પેટીમાં મૂકી દીધો હતો અને પથારી પણ પાથરી દીધી હતી. કમાડ ઉઘાડયા પછી આંખો ચોળતાં ચોળતાં કુમુદ બોલી: "શું છે આ? મ્હને એવી સરસ ઉંઘ આવતી હતી! પણ—"

"બેટા!" ગંગા વચ્ચે જ બોલી: "તું બહાર આવતી રહે! ત્હારી ઓરડીમાં ચોર દાખલ થયો છે!"

"મ્હારી ઓરડીમાં ચોર છે?" કુમુદ પોતાની માતા પાસે આવીને ઉભા રહ્યા પછી ચકિત સ્વરે બોલી.

કુમુદને કંઇ પણ ઉત્તર આપ્યા સિવાય ગંગા ગોદાવરી અને ભીખુ તેની ઓરડીમાં દાખલ થયાં, અને ચોરની તપાસ કરવા લાગ્યાં. કુમુદ બહાર ઉભી ઉભી આ પ્રકાર જોઇ રહી હતી. જે બારી બગીચામાં પડતી હતી તે નિત્ય નિયમ પ્રમાણે બંધ જ હોવાથી એ ત્રણેના આશ્ચર્યનો અવધિ થયો. તેમણે ઓરડીનો ખૂણે ખૂણો બારિકીથી તપાસ્યો પરંતુ ચોરનો પત્તો લાગ્યો નહિ. ગોદાવરીએ શાન્તે ઉભાં રહીને કાન માંડયા. પરંતુ કોઇ પણ પ્રકારની હીલચાલ તેના સાંભળવામાં આવી નહિ. ઓરડીમાં કોઇ જ નથી એવી ખાત્રી થયા પછી સો બહાર ગયાં અને ભીખુને ચોરની હકીકત ફરી ફરીને પૂછવા લાગ્યાં.

ભીખુની હકીકત સાંભળીને કુમુદ સ્મિત કરતાં બોલી: "માત્ર ભીખુની વાત પરથી જ તમે આટલી બધી ધાંધલ શા માટે મચાવી મૂકી? તે તો મૂર્ખ છે? તુળશીના કયારા પાસે બેઠાં બેઠાં ભજન લલકારતાં તેને સ્વપ્નમાં કંઇ ભાસ થયો હશે! કાંતો દારૂના નીશામાં ચોર દીઠો હશે, બીજું શું?"

"નહિ બ્હેન!" ભીખુ હાથ જોડીને નમ્ર સ્વરે બોલ્યો: "પ્રભુ સોગન, મ્હેં એક માણસને તમારી ઓરડીમાં જતાં નજરોનજર જોયો જ છે."

"પરંતુ ઓરડીમાં તો કોઇ જ નથી! ઓરડીનું દ્વાર અંદરથી બંધ હતું અને કુમુદ ભર ઉંઘમાં હતી. ત્હારો ચોર આવ્યો કયાંથી? અને તે ગયો પણ કયાં?" ગંગાએ ખુલાસો કર્યો.

"એ તો કંઇ ખબર નથી, બા સાહેબ," ભીખુ માથું ખંજવાળતો બોલ્યો: "મ્હેં એક મનુષ્યને જોયો હતો એ વાત નક્કી છે."

"ગમે તેમ હોય, પરંતુ એક વાર ફરીને આખું ઘર તપાસીએ એટલે પછી કોઇ પણ પ્રકાર શંકા રહે નહિ." ગોદાવરી બોલી.

"ભીખુએ ફાનસ પોતાના હાથમાં લીધું અને ગંગા તથા ગોદાવરી તેની પાછળ જવા લાગ્યાં. "આ જો ને હોયો નકામો ત્રાસ આપે છે !" એટલું બોલીને કુમુદ પણ તેમની પાછળ જવા લાગી. તેમણે સઘળાએ આખા ઘરમાં તપાસ કરી. પરંતુ ચોર હોય તો પત્તો લાગે ને ? અંતે સૌ કંટાળીને પોતપોતાની પથારીમાં સૂવા માટે ચાલ્યાં ગયાં.

બીજા દિવસે પ્રાતઃકાળે ગોદાવરીમાશી કુમુદના ધોએલાં કપડાં તેની ઓરડીમાં મૂકવા આવી ત્યારે કુમુદ જાગ્રત થઇને પોતાની પથારીમાં બેઠી હતી. તેની મુખમુદ્રા શાન્ત અને ઉદાસ જણાતી હતી. ગઈ કાલે રાત્રિએ ચોરની જે હકીકત બનવા પામી હતી તે ગંગા તો બીજે દિવસે ભૂલી પણ ગઇ. પરંતુ ગોદાવરીના મનનું સમાધાન અદ્યાપિ થયું નહોતું. આ ખટપટમાં કુમુદનો હાથ જરૂર હોવો જોઇએ એવી તેને દઢ શંકા હતી. કુમુદનાં કપડાં મૂક્યા પછી ગોદાવરી તેના કોચ પર જઇને બેઠી અને તેના વિખરાયલા કેશ બરાબર કરતાં તે બોલીઃ "બેટા, હવે ત્હને ઠીક છે ને ? મ્હને લાગે છે કે ત્હારા મનમાં કોઇ પણ પ્રકારના કુવિચાર આવવા લાગે છે એટલે પેલું દુષ્ટ રક્તલાંછન દૃષ્ટિગોચર થાય છે અને ત્હારી પ્રકૃતિ પણ અસ્વસ્થ બની જાય છે. કાલે સ્હાંજે તો એ ચિહ્ન ત્હારા હાથપર દેખાતું હતું. આજે તે નથી દેખાતું ખરૂં ?"

"હા;" કુમુદે ટુંકેથી જ પતાવ્યું.

"પરંતુ ગઇ કાલે તે ચિહ્ન શાથી દેખાતું હતું ? ત્હારા મનમાં શા શા વિચારો ઉપજ્યા હતા ? ત્હેં કાલે શું કર્યું અને ગઇ રાત્રિની ચોરવાળા બનાવની હકીકતમાં સત્ય શું છે તે પણ ત્હેં મ્હને હજી સુધી કહ્યું નથી."

કુમુદનાં નયન અશ્રુપૂર્ણ થઇ ગયાં. તે કંપિત સ્વરે બોલીઃ "માશી, મ્હને કંઇ જ પૂછશો નહિ. રક્તલાંછનને લીધે હજી મ્હારા હાથે કેવા કેવા અનર્થ બનવા પામશે તે કંઇ કહેવાય નહિ."

ગોદાવરી કુમુદની પીઠ પર હાથ ફેરવતી બોલીઃ "આમ નિરાશ ન થા ! રક્તલાંછન રહસ્ય સંબંધી આપણે બે જ જાણીએ છીએ અને તેથી કોઇ પણ વાત આપણે બન્ને પરસ્પર છુપાવવી જોઇએ નહિ. જો આપણે એક-બીજા પ્રત્યે શ્રદ્ધા રાખીને વર્તીશું

તો ગમે તેવા ભયંકર સંકટમાંથી પણ આપણે નિર્વિઘ્ને તરી પાર ઉતરશું. બૂરખાનો અનુભવ તું એટલી જ વારમાં વિસરી ગઇ કે?"

"હા; માશી, ત્હારાથી કોઇ પણ વાત છૂપાવવી એ શ્રેયસ્કર નથી જ." કુમુદ બોલી; "એ કાળા બૂરખા માટે જ મ્હારે એક નવું સાહસ ખેડવું પડયું છે. જો બૂરખો ચન્દ્રકાન્ત પાસે રહ્યો હોત તો તે મ્હને પકડી પાડયા વગર રહેત નહિ. ગમે તે ઉપાયે પણ બૂરખો હાથ કર્યા વગર છૂટકો જ નહોતો." આટલું બોલીને કુમુદે પોતાના પુરુષવેષની તથા બૂરખો છોડાવી લાવવા માટે પોતે કરેલી ખટપટ સંબંધમાં ગોદાવરીને સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યું અને બોલી: "માશી, બિચારા નાયકને વિના કારણ સહન કરવું પડયું તે બદલ મ્હને દિલગીરી થાય છે."

"તે બદલ ચિન્તા કરવાની જરૂર નથી. આપણે તેને ગુપ્ત રીતે દ્રવ્યની સહાય આપશું. વારુ, ત્હેં ત્હારો પુરુષવેષ અને બૂરખો ક્યાં મૂકી દીધાં છે? હવે તું તેનું શું કરવા ઇચ્છે છે?"

"મ્હારી પેટીમાં છે. તેનો નાશ કેમ કરવો એ જ વિચાર હું કર્યા કરૂં છું."

"ત્યારે એક કામ કર! મુંબઈ જેવા શહેરની ધાંધલમાં એ કામ શાન્તિથી અને ગુપ્ત પણે થઇ શકે નહિ. ત્હારી માતાને કહીને આપણે થોડા દિવસ કોલાબાના બંગલે રહેવા જઇએ. ત્યાં ગયા પછી સઘળી વ્યવસ્થા થશે. એકાન્તવાસ અને દરિઆની હવાને લીધે ત્હારૂં મન પણ સ્વસ્થ થશે."

"વારૂ એમ કરીએ."

બપોરનો સમય થયો. સૌ જમવા બેઠાં એટલે કુમુદે પોતાનો નિશ્ચય માતાને કહી સંભળાવ્યો અને બોલી: "અહિં ધાંધલમાં રહેવાથી મ્હારૂં મગજ ભમી ગયું છે. રાત્રિ દિવસ કંઇને કંઇ ખટપટ ચાલુ જ હોવાથી મ્હને બિલકુલ શાન્તિ મળતી નથી. મ્હારી પાચનશક્તિ મંદ પડી ગઇ હોવાથી અન્ન પચતું નથી અને નિર્બળતા વધતી જાય છે. મ્હારે થોડા દિવસ વિશ્રાન્તિ માટે કોલાબાના બંગલે રહેવા જવાની જરૂર છે."

અંતે કોલાબાના બંગલે રહેવા જવાનું નક્કી થયું: ગોદાવરી અને શીખુએ જરૂર પૂરતો સામાન બાંધ્યો અને એક ભાડાની ગાડી કરીને સઘળો સામાન લઇને તે કોલાબા તરફ ચાલતો થયો. સંધ્યા સમે મોટરમાં બેશીને ગોદાવરી અને કુમુદ પણ રવાના થઇ ગયાં.

# પ્રકરણ ૧૦ મું.

## મોહિનીનો મેળાપ.

દિવસના પ્રથમ પ્રહરનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. ભગવાન સહસ્રરશ્મિની સ્વારી નભોમંડળમાં પધારી ચૂકી હતી. ઉગતા બાલરવિના રંગબેરંગી કિરણોનું પ્રતિબિમ્બ ચન્દ્રકાન્તના દિવાનખાનાની કાચની બારીઓમાં પડતું હોવાથી, એ કાચમાં જાણે કે કેટલા યે સૂર્ય ન હોય એવો સહજ ભાસ થતો હતો. ચન્દ્રકાન્ત ગઇ રાત્રિએ બહુ શ્રમિત થયો હોવાથી તેને મોડી રાત્રિ સુધી ઉંઘ આવી નહોતી. આજે તે નિત્યનિયમ કરતાં સહજ મોડો જાગ્રત થયો હતો. તેની આંખોમાં હજી ઉંઘની અસર હતી. બારીમાં બેઠાં બેઠાં દાતણ કરતાં ચન્દ્રકાન્ત કાચમાંનું પ્રતિબિમ્બ નિહાળી રહ્યો હતો એવામાં તેના મનમાં કંઇ વિચાર આવ્યો એટલે તેણે ઝટ ઝટ દાતણ કરી લીધું અને ચ્હા પીધા પછી કપડાં પહેરીને તે ઘરની બહાર નીકળી પડ્યો.

ચન્દ્રકાન્ત સીધો પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની 'ઑફિસ'માં જઇ પહોંચ્યો. સાહેબ ચન્દ્રકાન્તને અત્યારમાં આવેલો જોઇને આનંદિત થયા. તે બોલ્યાઃ "ચન્દ્રકાન્ત, મુંબઇ શહેરના સઘળા કારખાનામાં શોધ કરાવી પરંતુ મૂંગો દરજી કોઇ પણ કારખાનામાં નોકર હોય એવી બાતમી મળતી જ નથી."

"એમાં કંઇ જ આશ્ચર્ય જેવું નથી!" ચન્દ્રકાન્ત પોતાની બેઠક લેતાં બોલ્યોઃ "સાહેબ, એ બદમાશ મનુષ્ય દરજી નહોતો, તે મૂંગો નહોતો તેમ જ તેનું નામ પણ ભગુભાઇ નહોતું, એવી મ્હારી પક્કી ખાત્રી છે. જો તે દરજી હોય તો હું દરજી છું એવું તે પોતાના મ્હોંથી કહેત જ નહિ. તે દરજી નહિ હોવાથી હવે તેનો પત્તો લાગવો પણ મુશ્કિલ છે. મ્હેં તો એની તપાસ કરવાનો વિચાર જ માંડી વાળ્યો છે."

"ચન્દ્રકાન્ત, એ કોઇ બડો બદમાશ જ હોવો જોઇએ. તેના તે સમયના વર્તનપરથી મ્હને શંકા કરવા જેવું કંઇ જ લાગ્યું નહિ. ...રખો તપાસવાની તેની પદ્ધતિનો જ્યારે હું પુનઃ વિચાર કરૂં છું ત્યારે તે ...ક દરજી જ હોવો જોઇએ એવું મ્હને હજી પણ લાગે છે."

"જો એમ હશે તો પણ તે મુંબઇનો દરજી તો નહિ જ હોય. ...મ છતાં આપને શંકાનું સમાધાન કરવું હોય તો શંકા પડતા ...ો માટે આપણે 'આલ્બમ' (ચિત્રોની ચોપડી) રાખીએ

છીએ તે જૂઓ એટલે ખાત્રી થશે. તે દરજીની મુખમુદ્રા તો આપના સ્મરણમાં છે ને?"

"હા; હા;" સાહેબ પોતાના બન્ને હાથવડે તાળી વગાડતો બોલ્યોઃ "ખરેખર, આલ્બમમાંથી આપણને કંઇક મદદ જરૂર મળશે. આજે મ્હારૂં મગજ એવું ભ્રમિત થઇ ગયું છે કે આવી સરળ વાત પણ મ્હને યાદ જ આવતી નથી." એટલું બોલીને સાહેબે ઘંટડી વગાડી એટલે એક સિપાઇ અંદર આવ્યો. સાહેબે તેની પાસે વ્હેમી લોકો માટે રાખવામાં આવેલું 'આલ્બમ' મંગાવી લીધું અને પછી સાહેબ અને ચન્દ્રકાન્ત તે તપાસવાના કામમાં ગુંથાયા.

"થોડાંક પાનાં ઉપથલાવ્યા પછી એક ચિત્રપર હાથ મૂકીને સાહેબ બોલ્યાઃ "ચન્દ્રકાન્ત, જૂઓ, આ મૂળુ લાલ ચકરવાળો અને આ બીજું ચિત્ર તેના મિત્ર ખોડાજી રાઠોડનું છે. ચન્દ્રકાન્ત, તમે આને ઓળખો છો કે?"

"હા; હા;" ચન્દ્રકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ "તેને પણ મૂળુની સાથે જ પકડવામાં આવ્યો હતો. પરંતુ તેને ઓછી શિક્ષા થઇ હોવાથી તે મૂળુ કરતાં થોડા દિવસ વ્હેલો છૂટો થયો હતો."

"વારૂ, એના ચિત્ર નીચે શી હકીકત લખેલી છે તે વાંચો!"

ચન્દ્રકાન્ત મોટેથી વાંચવા લાગ્યોઃ "ખોડાજી રાઠોડ, ધંધો, હીરામોતી વગેરેની ચોરી કરવી અને તે ચોરીનો માલ વેચવાનો. મૂળુનો જીગરનો મિત્ર. તુરંગમાંથી છૂટયા પછી કુમારિકા કુમુદિનીએ દ્રવ્યની સહાય આપેલી તેથી કામાટીપુરામાં ૯૪૭ નંબરની દુકાન રાખીને હાલ જોડા સીવવાનો ધંધો કરે છે. શરીરે જાડો, ઉંચો સાડા પાંચ ફૂટ, વજન ૨૪૦ પૌંડ અને ચ્હેરો—"

"બસ, બસ!" સાહેબ વચ્ચે જ બોલ્યાઃ "ચન્દ્રકાન્ત, એ કુમારિકા કુમુદિની કોણ? તેણે રાઠોડને શા માટે પૈસા આપ્યા વારૂ?"

"પરમ દિવસે આપણે રાણીના બાગમાં જે બુરખાવાળી સ્ત્રીની શોધ કરવા સારૂ ગયા હતા ત્યારે ત્યાં મ્હને એક તરુણી મળી હતી તે જ કુમુદિની! તુરંગમાંથી છૂટા થતા દુર્દૈવી લોકો પ્રમાણિકપણે કંઇ ધંધો કરી શકે એટલા માટે તે સૌને આર્થિક સહાય આપે છે. રાઠોડ તુરંગમાં હતો ત્યારે જોડા શીવવાનો ધંધો શીખતો હતો તેથી તેણે હવે એ જ ધંધો કરવા માંડયો હશે. પરંતુ એ બદમાશ હજી સુધર્યો હોય એમ હું તો માની શકતો નથી."

"પરંતુ આ ભોળા હૃદયની બાલિકાને આ ધંધો કોણે શી

જ્યો. ગુન્હેગારો તેની પાસેથી પૈસા પડાવીને ઉડાવતા હશે અને તેથી ગુન્હાને ઉત્તેજન મળતું રહેશે. આ બાબતનો બંદોબસ્ત સત્વર થવો જોઇએ.”

“સાહેબ, મ્હારા મનમાં એક કલ્પના ઉદ્‌ભવી છે. રાઠોડ મૂળુને જૂનો દોસ્ત હોવાથી મૂળુનાં આપ્તજનોમાં હવે કોણ છે, તે બાબતની માહિતી તેને હોવી જોઇએ. આજે હું તેની દુકાને જઇને વાતમાં ને વાતમાં તેની પાસેથી કંઈ પણ હકીકત અવશ્ય કઢાવીશ. મૂંગા દરજીની તપાસ કરવાનું હાલ તરત મૂકી દો અને આ રક્તલાંછનની પાછળ પ્રયત્ન કરો! ગઇ કાલનો તરુણ મૂંગો નથી અને તે દરજી હોવો જ નહિ જોઇએ.”

“અગાઉ મ્હેં રાઠોડના સંબંધમાં એક બે વખત તપાસ કરાવી હતી પરંતુ કંઇ ખાસ માહિતી મળી નથી. આડોશપાડોશમાં હવે તેની આબરૂ બંધાયાનું સાંભળવામાં આવ્યું છે. વૃદ્ધાવસ્થામાં તેણે પોતાનું જીવન સુધાર્યું પણ હોય. તેનું શિરનામું નોંધપોથીમાં નોંધી લ્યો.”

ચન્દ્રકાન્તે નોંધપોથીમાં રાઠોડનું શિરનામું લખી લીધું અને પછી તે ત્યાંથી ચાલતો થયો.

રાઠોડે કામાટીપુરાની ગલ્લીના નાકાપર દુકાન રાખી હોવાથી સરીઆમ રસ્તાપરની સઘળી હિલચાલપર નજર રાખી શકાય તેમ હતું. દુકાનનું મકાન બે માળનું હતું. રાઠોડ નીચેના ભાગમાં એક ખૂણાપર જોડા શીવવા બેસતો. દુકાનના બરાબર મધ્ય ભાગમાં પાટીઆં જડી લેવામાં આવ્યાં હતાં અને તેની વચ્ચે એક ન્હાની સરખી ગડકબારી મૂકવામાં આવી હતી જ્યાં થઇને અંદર જવાતું ... અંદરના ભાગમાં એ ગડકબારી જેવા બારણાથી માત્ર એક જ ... ને અંતરે નીચે જમીનમાં એક ગુપ્તદ્વાર હતું. દુકાન બહારના ...માં સઘળે સ્થળે જોડાનો પથારો જોવામાં આવતો હતો. દુકા- ... બહારના ભાગમાં ઓટલાપર એક જુવાન છોકરો હંમેશાં બેઠેલો ...વામાં આવતો. દિવસમાં તે કેટલી યે વાર પોતાની જગ્યાએથી ઉઠીને ...ના ભાગમાં જતો અને વળી પાછો પોતાની જગ્યાએ આવીને ...તો. આજૂબાજૂના લોકોના મનમાં એમ જ હતું કે તે કદાચ ...ી સળગાવવા માટે જતો હશે. તેની આંખોમાં હંમેશાં ઉંઘની ...દેખાતી હતી તેથી સૌ તેને ‘ ઉંઘણશી ’ ના ઉપનામથી બોલા-...ા. પરંતુ એ છોકરો કોણ છે અને તેનું શું નામ છે તે કોઇ પણ ... નહોતું. પરંતુ એ ઉંઘણશીની દૃષ્ટિ સરીઆમ રસ્તાપરની

હીલચાલ પ્રતિ સતત કેવી તીક્ષ્ણ રહ્યાં કરતી હતી તે બાબતની લોકોને તો ખબર પણ નહોતી.

રહવારનો પ્હોર હતો. ઉંધણશી નિત્ય નિયમ પ્રમાણે ઓટાપર બેઠો બેઠો બીડી પીતાં ઝોકાં ખાતો હતો. તેની સામે રાઠોડ પણ એક જૂના જોડાને નવું તળીઉં બેસાડતો હોવાથી તેમાં હથોડા વડે ખીલીઓ ઠોકતો હતો. રાઠોડ અત્યારે એવો તો એક ચિત્ત કામ કરતો હતો કે તેને જોનારને તે એક ઉદ્યોગી, પ્રમાણિક, અને સંતોષી મનુષ્ય હશે એવી પ્રતીતિ થયા વગર રહે જ નહિ. પરંતુ એવામાં ઉંધણશી સહજ નીચો વળીને દુકાનમાં મ્હોં રાખીને બોલ્યો: "જમાલ આવે છે." રાઠોડે ડોકું હલાવ્યું અને સ્મિત કર્યું. ઉંઘણશી પણ બીડીની સટ ખેંચવા લાગ્યો.

અલ્પ સમયમાં જ એક મનુષ્ય રાઠોડની દુકાને આવી પહોંચ્યો. તેણે પોતાની બગલમાંથી એક રદ્દી કાગળનો ચોકડો કાઢ્યો અને તે રાઠોડના હાથમાં મૂક્યો. રાઠોડે તે ચોકડામાંથી એક જૂનો જોડો કાઢ્યો. તે જોડાનું તળીઉં તૂટી ગએલું હતું અને માત્ર એક જ ખૂણેથી વળગી રહ્યું હતું. પરંતુ એ તળીઆના બીજા પડમાં એક નાનકડી પડીકી હતી. રાઠોડે તે પડીકી ઉઘાડી તો તેમાં બે મોતી હતાં. રાઠોડ મોતી તરફ એક ધ્યાનથી જોઇ રહ્યો હતો. જમાલની દૃષ્ટિ પણ ત્યાં જ લાગેલી હતી.

"ગઇ કાલે રાત્રિએ નાટક પૂરું થયા પછી એક શેઠાણી ગાડીમાં બેસવા માટે આવી હતી તેનાં આ બે મોતી મ્હેં ચાલાકી ચોરી લીધાં છે. માલ કીમતી છે ને?" જમાલ બોલ્યો.

"એકંદર ઠીક છે."

"વારુ, આનું શું આપશો?"

"વીશેક રૂપિઆ આપી શકીશ."

"એના કરતાં દશ ગણી કીંમત મ્હને મળી શકે તેમ છે. રૂપિયા તો ગમે ત્યાં મળશે."

"અરે દોઢ ડાહ્યા!" રાઠોડ સ્મિત કરતાં ધીમેથી બોલે "તું આ મોતી બીજાને બતાવવાની હિંમત કરી શકે છે કે? એમ જ હોય તો પછી તું અને ત્હારા જેવા બીજા માણસો મ્હારી પાસે શા માટે આવે છે? તમને પોતાની કમાઇની કીંમત વધુ લાગે, પરંતુ મ્હને તેટલું મળે છે કે? માલ ખપાવવામાં મ્હને કેટલી મુશ્કેલિ પડે છે તેનો તમને ખ્યાલ પણ નહોય! હું હમેશાં

મથી જ ચોક્કસ કિંમત કહી દઉં છું. ભાવ કરવા જેવું હું રાખતો જ નથી, તેથી નકામી રકઝક કરવાથી કંઇ ફાયદો નથી. તું ગમે તેટલી રકઝક કરીશ તો પણ મ્હેં જે કહ્યું હશે તેથી વિશેષ મ્હારાથી આપી શકાશે નહિ."

"રાઠોડ, આમ બીજાનું લૂંટી જ લેવું છે કે?"

"લૂંટી શાનું લેવાનું હતું? ત્હારા શિરપરનું જોખમ હું મ્હારા પોતાના શિરપર વ્હોરી લઇને ત્હને જવાબદારીમાંથી મુક્ત કરવાનો પરોપકાર હું કરૂં છું. આમ છતાં મ્હને લૂંટારાની ઉપમા આપી કે? હું કંઇ ત્હારો માલ લૂંટી લેતો નથી. મૂળાના પતીકા જેવા મુંબઇગરા રોકડા રૂપિઆ આપીને હું માલ લઉં છું. ઇચ્છા હોય તો પૈસા લઇને માલ વેચ! નહિંતર, રસ્તો મોકળો છે. મ્હને તેની બિલકુલ દરકાર નથી."

"લાવ મ્હારાં મોતી! જીંદગી જોખમમાં નાખીને ચોરી કરીએ અને ફાયદો સઘળો ત્હને લેવા દઇએ એ ન્યાય ક્યાંનો?"

તરત જ રાઠોડે પોતાના ખિસ્સામાંથી દશ દશ રૂપિઆની બે નોટો કાઢીને એક હાથમાં ધરી રાખી અને બીજા હાથમાં [illegible]ની પડીકી ધરી રાખતાં તે બોલ્યોઃ "લે, જમાલ! સારૂં તે ત્હારૂં! રૂપિઆ કે પડીકી એ બેમાંથી ત્હને જે પસંદ હોય તે લે! ત્હારી સાથે રકઝક કરવાનો મ્હને વખત નથી.!"

જમાલે જોયું કે હવે તલમાં તેલ નથી. તેણે વાંકા વળીને નોટો પર હાથ મૂક્યો. પરંતુ એટલામાં પેલો ઉંધણશી રાઠોડ પાસે આવ્યો અને ગભરાતા સ્વરે બોલ્યોઃ "ચન્દ્રકાન્ત 'ડીટેક્ટીવ' ઘરનો નંબર જોતા જોતા અહિં આવે છે."

ચન્દ્રકાન્તનું નામ ગાંભળતાંની સાથે જ જમાલ ધ્રૂજવા લાગ્યો. નોટો પણ ખિસ્સામાં મૂકવાનું તેને ભાન રહ્યું નહિ. તે ગભરાયલી મુખમુદ્રાથી બોલ્યોઃ "રાઠોડ, હવે શું કરૂં? જો હું ચન્દ્રકાન્તની નજરે પડીશ તો તે મ્હને પકડી ગયા સિવાય રહેનાર નથી. રાઠોડ, આટલી કૃપા કરીને મ્હને ક્યાંઇ પણ છૂપાવ!"

રાઠોડ ઉંધણશીને ઉદ્દેશીને બોલ્યોઃ "જા, ગુપ્ત દ્વારમાં થઇને જમાલને પસાર કરી દે! ઉતાવળ રાખ!"

ઉંધણશી જમાલને અંદર લઇ ગયો અને પેલું ગુપ્ત દ્વાર [illegible] તેને તેઓ બન્ને તેમાં દાખલ થયા. [illegible] ગલ્લીમાં [illegible] પહોંચ્યા.

"આ તરફ રાઠોડે વીશ રૂપિઆની નોટો ખિસ્સામાં મૂકી અને પેશો જૂનો જોડો લઇને તેના તળીઆના તૂટેલા ભાગમાં પેલી પડીકી મૂકીને તળીઉં બરાબર કરવા માટે બે ચાર ખીલા ઠોકી દીધા. ત્યાર પછી પોતાની સામે પડેલા જૂના જોડાના ઢગલામાં તે જોડી ફેંકી દઇને પોતે પ્રથમ જે જોડો શીવવા બેઠો હતો તેના તળીઆમાં ખીલીઓ ઠોકવા લાગ્યો.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્ત રાઠોડની દુકાન પાસે આવીને ઉભો રહ્યો. રાઠોડને પોતાના કામમાં મસ્ત બની ગયેલો જોઇને ચન્દ્રકાન્ત આશ્ચર્ય પામ્યો. સ્મિત કરતાં કરતાં ચન્દ્રકાન્ત રાઠોડની દુકાન પર ચડયો અને અંદરના ભાગમાં જઇને ઉભો.

ચન્દ્રકાન્તને દુકાનમાં આવતો જોઇને રાઠોડ ઉભો થઇ ગયો અને તેને બે હાથ જોડીને નમન કરતાં તે બોલ્યોઃ "પધારો! પધારો! આપનાં પુનિત પગલાં મ્હારે ત્યાં થાય એ કંઇ મ્હારૂં જેવું તેવું સદ્‌ભાગ્ય ન કહેવાય! આપ આ ઘડમાંચી પર બેસો!" એમ કહીને રાઠોડે એક ઘડમાંચી ચન્દ્રકાન્ત ઉભો હતો ત્યાં લાવીને મૂકી.

ચન્દ્રકાન્ત ઘડમાંચીપર બેઠો અને ખિસ્સામાંથી 'સિગારેટ' કાઢીને તે સળગાવતાં બોલ્યો: "કેમ રાઠોડ, ઠીક છે ને? તું હવે પ્રમાણિકપણે જીવન ગાળે છે એ જાણીને મ્હને બહુ સંતોષ થાય છે. હવે ત્હને પોલિસ તરફનો બિલકુલ ભય નથી."

"નહિ સાહેબ," રાઠોડ નમ્ર સ્વરે બોલ્યોઃ "પૂર્વેના દુર્દૈવી સમય હવે ચાલ્યો ગયો છે! એ સમયે પોલિસનું નામ સાંભળતાંની સાથે જ હું કંપી ઉઠતો હતો. એ સમયે આપને હું દૂરથી જોતો તો તરત જ ઉંચી ઉંચી દીવાલો પરથી કૂદકા મારીને ન્હાસી છૂટતો. કિંવા ઉંચા વૃક્ષોપર ચઢીને છૂપાઇ બેસતો. એક વખત તો આપની દૃષ્ટિ ચૂકાવવા માટે મ્હેં દરિઆમાં ડૂબકી મારી હતી. પરંતુ હવે તો આપના જેવા બાહોશ 'ડીટેકટીવ'ના દર્શનથી.—"

"નહિ, નહિ; હવે હું 'ડીટેકટીવ' નથી પરંતુ **રહસ્યભેદક** છું." ચન્દ્રકાન્ત વચ્ચે જ બોલી ઉઠયોઃ "રાઠોડ, તું બીડી પીએ છે કે?"

"નારે સાહેબ, મ્હારા જેવા ગરીબ માણસને એવાં વ્યસન કરીને ખર્ચ વધારવાનું પાલવે નહિ. આપ પીઓ!"

"ચન્દ્રકાન્તે ઘડમાંચીપર બેઠા પછી એકવાર ચોમેર દૃષ્ટિપાત કરીને દુકાનની જડતી લઇ લીધી અને પછી બોલ્યોઃ "દુકાન તો સારી છે. ધંધોરોજગાર સારી રીતે ચાલે છે ને?"

"ઠીક છે. આખો દિવસ નીચી મૂંડી ઘાલીને જોડા શીવ્યા કરૂં છું ત્યારે માંડ માંડ ઉદરનિર્વાહ જેટલું મળે છે. એક દિવસ કામની તાણ પડે તો વળી ભૂખે મરવા જેવાં ઘાટ પણ થાય. ભલું થજો બિચારી કુમુદ બ્હેનનું કે તે મ્હને વારંવાર હજી પણ મદદ કર્યા કરે છે. નહિંતર તો હું ક્યારનો યે મરી પણ ગયો હોત. ખરેખર, એમણે મ્હારા ઉપર બહુ ઉપકાર કર્યો છે. હું તુરંગમાંથી છૂટયો ત્યારે તેમણે મ્હને દ્રવ્યની સારી મદદ કરી તો જ મ્હારાથી આ રોજગાર શરૂ થઇ શક્યો છે. એના જેવી પરોપકારિણી તરુણીઓ મુંબઇ જેવા શહેરમાં ઘણી જ થોડી હશે!"

કુમુદ જેવી સુશીલ કુમારિકાની પ્રશંસા આવા નીચ મનુષ્યના મુખથી થતી હોવાથી ચન્દ્રકાન્ત કંટાળ્યો અને રાઠોડની લાંબી લાંબી વાતો સાંભળીને તે કંઇક જૂઠું પણ બોલતો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. તે ત્રસ્ત સ્વરે બોલ્યોઃ "રાઠોડ, એ પૂરાણ હવે પૂરૂં કર! મ્હને તો કંટાળો આવ્યો!"

ચાલાક રાઠોડ કળી ગયો કે કુમુદિનીની વાતથી ચન્દ્રકાન્ત કંટાળ્યો હતો. તે વિષયાંતર કરતો બોલ્યોઃ "સાહેબ, આજે આ તરફ પધારવાનું શું પ્રયોજન છે?"

"મ્હને અમુક હકીકત પૂછવાની હોવાથી જ હું આજે અહિં આવ્યો છું." ચન્દ્રકાન્ત બોલ્યો.

"વારૂ, ઠીક છે." રાઠોડ ડાહ્યું મ્હોં કરીને બોલવા લાગ્યોઃ "હાલ ચામડાનો શો ભાવ છે, તેને કેળવવાનું શું ખર્ચ થાય છે, અહિંના લોકો મ્હારી સાથે કેવી રીતે વર્તે છે, મ્હારા ધંધા રોજગારમાં મ્હારી આવક કેટલી થાય છે, એ સઘળી માહિતી હું આપને ખુશીથી આપીશ. આ સિવાય બીજી કોઇ પણ બાબતની માહિતી મ્હને હાલ મળતી જ નથી. મ્હારા પૂર્વાશ્રમના મિત્રોને હવે મળવાનું સુદ્ધાં મ્હેં છોડી દીધું છે. થોડા સમય પહેલાં મ્હને મ્હારા એક બે જૂના મિત્રોએ પુનઃ પોતાની ટોળીમાં મ્હને શામિલ કરવાનો ઘણો યત્ન કરેલો. પરંતુ હવે હું દૃઢ નિશ્ચયી થયો હોવાથી તેમનું કંઇ જ વળ્યું નથી."

"અત્યારે ત્હારૂં વ્યાખ્યાન સાંભળવાની મ્હને કંઇ જ જરૂર નથી. નિવૃત્તિના સમયે હું ત્હારા ગુણની પ્રશંસા સાંભળીશ. અત્યારે હું ત્હને એક નવીન હકીકત પૂછવા માગું છું. મૂળુ ચક્કરવાળો ત્હારો જીગર જાન દોસ્ત હતો, ખરૂં?"

ભવી છે. તેમના જમણા હાથપર મૂળના જેવું જ લાલચક્ર છે એવી મ્હારી ખાત્રી થઇ છે."

"હેં? સાચું કહો છો સાહેબ?" રાઠોડના ડોળા ફાટી રહ્યા અને મ્હોં પ્હોળું થઇ ગયું. તે ક્ષણવાર પેલા જૂના જોડાને પણ ભૂલી ગયો.

"રાઠોડ," ચન્દ્રકાન્ત બોલવા લાગ્યો. "આ લાલચક્રવાળાં સ્ત્રી પુરુષ એવાં તો બદમાશ છે કે મૂળું તો તેમની પાસે કંઇ હિસાબમાં જ નથી! ત્રણ દિવસથી પોલિસખાતું તેમની શોધ ચલાવે છે પરંતુ તેમનો પત્તો લાગતો નથી. આજે હું ત્હારી પાસે આવ્યો છું તે એટલા માટે કે ત્હારી પાસેથી કંઇ વિશેષ માહિતી—"

ચન્દ્રકાન્ત આ પ્રમાણે બોલતો હતો તેવામાં પેલા જોડામાંથી કંઇ 'ખણુણુ' એવો અવાજ થયો તેથી તેમાં કંઇ ખીલો હોવો જોઇએ એવું અનુમાન કરીને ચન્દ્રકાન્ત બોલ્યોઃ "રાઠોડ, આ જોડામાં ખખડાટ શાનો થાય છે?"

"શાનો અવાજ થાય છે?" એટલું બોલીને રાઠોડ હાથમાં હથોડો લઇને ચન્દ્રકાન્ત પાસે ગયો. ચન્દ્રકાન્તનો સ્વભાવ ચીકણો હતો અને તે જોડાનું તળીઉં તોડાવીને તેમાં શું છે તેની ખાત્રી કર્યા સિવાય રહેશે નહિ એ પણ રાઠોડ ચોક્કસ જાણતો હતો; માત્ર હથોડાના એક જ ઘાથી ચન્દ્રકાન્તનું માથું ભાંગી નાખ્યા સિવાય હવે ...કો નથી એમ તેણે પોતાના મનમાં ઠરાવ્યું; પરંતુ ખૂન કરવામાં ...ઠોડ એટલો બધો કુશળ નહિ હોવાથી તેનો હાથ અચકયો. પરંતુ ...ને ચન્દ્રકાન્તનો ઘાટ ન ઘડાય તો પરિણામ વિકટ હતું એમ વિચા...ીને તેણે તેને ઠાર કરવાનો નિર્ણય દૃઢ કર્યો. ચન્દ્રકાન્ત તે જોડો ...તાના કાન પાસે રાખીને ખખડાવવામાં એટલો બધો લીન થઇ ...યો હતો કે રાઠોડની મુખમુદ્રા અને તેના ઉગામેલા હાથ પ્રતિ તેનું બિલકુલ લક્ષ્ય નહોતું.

રાઠોડ જેવો પોતાનું પાપકર્મ કરવા જતો એવામાં "રાઠોડ કેમ છે?" એવો મંજુલ ધ્વનિ દુકાનના દ્વાર તરફથી તેના કર્ણપર અથડાયો. રાઠોડે ઉગામેલો હાથ નીચે આવ્યો. તેણે પાછા ફરીને જોયું તો દ્વારમાં કુમુદિનિને જોઇ. રાઠોડ એટલો બધો ગભરાઇ ગયો કે તેના મ્હોંમાંથી એક અક્ષર સુદ્ધાં નીકળ્યો નહિ.

ચન્દ્રકાન્તે પણ કુમુદનો સ્વર ઓળખી લીધો હતો. તેણે પોતાના હાથનાનો જોડો ઢગલામાં ફેંકી દીધો અને ઉઠીને દ્વારમાં આવીને ઉભો

રહ્યો. ચન્દ્રકાન્તને રાઠોડની દુકાનમાં આવેલો જોઇને કુમુદના આશ્ચર્યનો અવધિ જ થયો. તે ચકિત સ્વરે બોલીઃ "આપ અહિં મળશો એવી મ્હને કલ્પના સુદ્ધાં નહોતી !"

"હું અહિં કદાપિ આવતો નથી !" ચન્દ્રકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ "પરંતુ મ્હારે અને રાઠોડને ઘણા લાંબા વખતની ઓળખાણ છે. હું કેટલીક હકીકત પૂછવા માટે જ અહિં આવ્યો હતો. વારૂ, પણ તમે અહિં ક્યાંથી ?"

"થોડા દિવસ માટે હું મ્હારા કોલાબાના બંગલે રહેવા જાઉં છું. જતાં જતાં મનમાં એમ થયું કે, 'લાવને રાઠોડની ખબર કાઢતી જાઉં.' તેથી ગાડી રસ્તા ઉપર ઉભી રખાવીને હું અહિં આવી છું." ત્યાર પછી રાઠોડ તરફ વળીને કુમુદ બોલીઃ "કેમ રાઠોડ, ધંધો રોજગાર તો સારી રીતે ચાલે છે ને ? હવે વાનું દર્દ કેમ છે ?"

"હા બ્હેન !" રાઠોડ કાલું મ્હોં કરીને બોલવા લાગ્યોઃ "આપે કૃપા કરીને મદદ કરી તેથી હવે દવાદારૂ થવાથી સારૂં છે ?"

"પરંતુ હવે દવા કેમ બંધ કરી છે ?"

"ડૉક્ટર દવા માટે બીજા રૂપિઆ પચીશ માગે છે. મ્હારી પાસે તેટલી જોગવાઇ ન થાય ત્યાં સુધી શાન્તિથી સહન કર્યા સિવાય બીજો માર્ગ નથી ! પૂર્વનાં પાપ હશે તેનું ફળ આ જન્મમાં ભોગવ્યા સિવાય છૂટકો નથી !"

"એમાં શું ? લે આ પચીસ રૂપિઆ ! જા, વિના વિલંબે ડૉક્ટર પાસે જઇને દવા શરૂ કરાવી દે ! હજી પણ પૈસાની જરૂર પડે તો મ્હને કહેજે !" એટલું કહીને કુમુદિનિએ પોતાના પોલકાના ખિસ્સામાંથી પાંચ પાંચ રૂપિઆની પાંચ નોટો કાઢી અને તે રાઠોડના અંગપર ફેંકી. રાઠોડે કુમુદને નમન કરીને તેનો સ્વીકાર કર્યો અને ગદ્‌ગદ કંઠે તેનો આભાર માન્યો.

"ઠીક, રહસ્યભેદક સાહેબ, હું રજા લઇશ. મ્હારી માતા અને ગોદાવરીમાશી મ્હારી વાટ જોતાં ગાડીમાં બેઠાં છે."

"હું પણ તમને ગાડી ઉભી છે ત્યાં સુધી મૂકવા આવું છું." એમ કહીને ચન્દ્રકાન્ત રાઠોડની દુકાનપરથી નીચે ઉતરી પડ્યો. ચન્દ્રકાન્ત કુમુદની પાછળ પાછળ જવા લાગ્યો. પેલા જોડામાં શું હતું તે જાણવાની ચન્દ્રકાન્તને તીવ્ર ઇચ્છા હતી પણ હવે તેનું સ્મરણ પણ તેને રહ્યું નહિ.

અલ્પ સમયમાં જ કુમુદ અને ચન્દ્રકાન્ત મોટર ઉભી હતી ત્યાં

આવી પહોંચ્યા. મોટરમાં બેઠા પછી કુમુદિની ધીમેથી બોલી: "રહસ્ય-ભેદક સાહેબ, અમારા કોલાબાના બંગલે મળવા આવવાનો અવકાશ મળશે કે ?"

શિષ્ટાચાર પ્રમાણે ગંગાએ પણ ચન્દ્રકાન્તને તે બદલ આગ્રહ કર્યો. પરંતુ ગોદાવરીમાશીને આ વાત બિલકુલ પસંદ ન પડી. તેના કપાળમાં કરચલીઓ પડી અને તેણે પોતાનું મ્હોં બીજી દિશા તરફ ફેરવ્યું.

ચન્દ્રકાન્તે ગંગાની વિનંતિ માન્ય કરી અને એકાદ બે દિવસ પછી કોલાબાના બંગલે આવવાનું કુમુદને અભિવચન આપ્યું. તરત જ મોટર દોડાવી મૂકવામાં આવી. મોટર દૃષ્ટિમર્યાદાથી દૂર થઇ ત્યાં સુધી ચન્દ્રકાન્ત દીવાનાની માફક આમતેમ દૃષ્ટિ ફેંકતો ઉભો રહ્યો.

મોટર દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયા પછી ચન્દ્રકાન્ત પોતાની ઑફિસ તરફ જવા લાગ્યો. રક્તલાંછન સંબંધીના વિચારો અત્યારે તેના મનમાંથી અદૃશ્ય થઇ ગયા હતા. પોતાના કામની વ્યવસ્થા કરીને કયે દિવસે કુમુદિનીને મળવા માટે કોલાબે જવું એ સંબંધી વિચારો અત્યારે ચન્દ્રકાન્તના મનમાં ઘોળાતા હતા. રાઠોડ કે તેની દુકાનમાં પેસો ખણખણાટ અવાજ કરતો જોડો એ એમાંનું કંઇ પણ અત્યારે તેને યાદ જ રહ્યું નહોતું. ચન્દ્રકાન્તનો મેળાપ જ્યારે ત્યારે કુમુદિની સાથે થતો ત્યારે તે પોતાની સઘળી જંજાળ ભૂલી જતો અને તેનું મન કુમુદના વિચારો કરવામાં જ લીન થઈ જતું. તેના હૃદય-સાગરમાં આનંદ તરંગો પ્રબળવેગથી ઉછળવા લાગતા.

ચન્દ્રકાન્ત જતાં જતાં મનમાં વિચારવા લાગ્યો: "કુમુદ, ઇશ્વરે ત્હને સૌંદર્ય આપ્યું છે તેજ પ્રમાણે ત્હને દિવ્યગુણોથી અલંકૃત કરી છે! ઇશ્વરેચ્છા હોયતો—" ચન્દ્રકાન્તથી વિશેષ વિચારી શકાયું નહિ.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### અંગનાનું અદ્ભુત પરાક્રમ.

પ્રિય પાઠક! કુમુદિની અને ચન્દ્રકાન્તથી છૂટા પડીને ચાલો હવે આપણે રાઠોડ તરફ વળીએ. ચન્દ્રકાન્ત અને કુમુદિનીના પોતાની દુકાનમાંથી જવા પછી રાઠોડે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. ઇશ્વરકૃપાથી આજે પોતે એક મહાન આફતમાંથી બચવા પામ્યો હતો તે માટે

તેણે પોતાના મનમાં ઇશ્વરનો આભાર માન્યો. કુમુદિનિએ તેને આપેલા રૂપિઆ પચીસ તેને કશી ગણત્રીમાં જ નહોતા; પરંતુ તેના આગમન માત્રથી જ પોતાના શિરપરથી એક પ્રકારની પીડા ટળી, તેથી રાઠોડે કુમુદિનીનો પણ આભાર માન્યો. ત્યાર પછી રાઠોડે પેલો જૂતો જોડો તળીએથી તોડી નાખ્યો અને તેમાંની મોતીની પડીકી તેણે દુકાનના અંદરના ખંડમાંનાં ગુપ્ત દ્વારમાં સંતાડી દીધી. ત્યાર પછી તે પોતાની નજીકની એક દુકાનમાં ગયો અને 'ટેલીફોન'ની ઘંટડી વગાડીને તેણે નં. ૨૯૫ માગ્યો. અલ્પ સમયમાં જ ટેલિફોનમાં સામો ઉત્તર મળ્યો કે, "મ્હારો નંબર ૨૯૫ છે અને હું કમલા છું."

"તું વિના વિલંબે મ્હારી દુકાને આવી જજે. એક બહુ જ મહત્વનું કામ છે. હું રાઠોડ!" રાઠોડે ઉત્તર આપ્યો.

"ઠીક છે-હમણાં જ આવું છું." એટલો પ્રત્યુત્તર મળ્યા પછી રાઠોડે ટેલીફોનનો સંબંધ તોડી નાખ્યો ને તે પોતાની દુકાને આવ્યો.

થોડા વખત બાદ કમલા રાઠોડની દુકાને આવી પહોંચી. કમલાનું વય આશરે પચીશ વર્ષનું હતું. તેના શરીરનો બાંધો ભરાવદાર હતો. તેના શરીરનો વર્ણ સહજ શ્યામ હતો. તેનાં નેત્રો પાણીદાર હતાં. જો કે તે એટલી બધી લાવણ્યમયી નહોતી તથાપિ અગાઉ તેણે અમુક મુદત સુધી નાટક કંપનીમાં કામ કર્યું હોવાથી તેની પોષાક ધારણ કરવાની પદ્ધતિ સહજ ઠાઠમાઠવાળી હતી. તેની બોલવાની પદ્ધતિ સામાને મોહ પમાડે તેવી હતી ને એક સભ્ય સ્ત્રીને છાજતો પોષાક ધારણ કરીને ખાનદાન સ્ત્રીઓમાં તે મળી જતી તથા ચોરી કરવાના કામમાં પણ પાવરધી બની ગઇ હતી. કમલાનો રાંધણો ચોરીનો માલ રાઠોડને ત્યાં જ આવતો અને રાઠોડ પણ એકાદ મહત્વનો શિકાર નજરે પડતો કે તરતજ કમલાને તે બાબતની તાબડતોબ ખબર આપી દેવાને ચૂકતો નહિ. 31,177

"કેમ રાઠોડ!" કમલા રાઠોડની દુકાનમાં આવ્યા પછી ધડમાંચીપર બેસતાં બોલી: "આજે મ્હને તાબડતોબ કેમ બોલાવી હતી? કાંઇ નવીન શિકાર પંઝામાં સપડાયો છે કે?"

"હા; પરંતુ થોડા સરસામાન લઇને ત્હારે અહિંથી સત્વર નીકળી જવું પડશે."

"પણ ક્યાં જવાનું છે?" કમલા આશ્ચર્ય પામતી બોલી.

"આજકાલ રક્તલાંછનની બૂમ મુંબઇમાં સંભળાય છે તે તું જાણે છે કે નહિ?"

" હા; મૂળુ અને તેનો છોકરો તો મરણ પામ્યા!"

"પરંતુ એ બાપ દીકરા સિવાય બીજા પણ લાલચક્રવાળાં એક બે માણસો શહેરમાં છે."

" તદ્દન અસંભવિત! મૂળુના કુટુંબ સિવાય બીજા કોઇ પણ કુટુંબમાં એ ચિહ્ન હોય નહિં એમ મૂળુ પોતે નહોતો કહેતો? અને તેના પોતાના કુટુંબમાં એ બે બાપ દીકરા સિવાય બીજું કોઇ માણસ હોય તો તે આપણને તે સંબંધી વાત ન કરે?"

" એ ખરૂં પરંતુ હું જે કહું છું તે પણ તદ્દન સાચું જ છે. છેલ્લા બે ત્રણ દિવસ થયાં અહિંનું પોલિસ ખાતું રક્તલાંછન-વાળાં મનુષ્યોને શોધી કાઢવા માટે ખટપટ કરી રહ્યું છે. એક સ્ત્રી અને એક પુરુષ લાલચક્રની નિશાનીવાળાં મુંબઇમાં છે, અને તે ઘણાં બદમાશ છે એમ પોલિસ ખાતાની ખાત્રી થઇ ચૂકી છે. હમણાં જ ચન્દ્રકાન્ત ડીટેકટીવ અહિં આવ્યા હતા. તેમણે જ મ્હને આ સઘળી હકીકત કહી છે."

" પરંતુ તમને તે બધી તદ્દન ખરી લાગે છે?"

" તે ખરી છે કે ખોટી તે બદલ માથાફોડ કરવાની આપણને શી જરૂર? આપણે તો બની શકે તેટલો લાભ લેવાય તો લઇ લેવો એવો મ્હારો વિચાર છે."

" મ્હારો શો ઉપયોગ કરવા ધારો છો?"

" હાસ્તોને? આજ રાત્રિએ રમણલાલ શેઠના કોલાબાના બંગલે નવરાત્રિનો ઉત્સવ હોવાથી શહેરના શ્રીમંત જનોની સ્ત્રીઓ ગરબા ગાવા માટે આવવાની છે. તું આજે ત્યાં જા અને 'લાલચક્ર'નો ઉપયોગ કરીને ત્હારાથી બને તેટલી માલમત્તા લૂંટી લાવ!"

" એટલે? પોલિસ ખાતું મ્હને ચતુર્ભુજ કરીને વિના વિલંબે જેલજાત્રા કરવા મોકલી દે!"

" ગાંડી છે! હું કહું તે સાંભળ તો ખરી!" એટલું બોલીને રાઠોડ કમલાની નજીકમાં આવીને ઉભો અને તેના કાનમાં કેટલીક ગુપ્ત વાતચિત કરી. કમલાની મુખમુદ્રાપર આનંદની છટા પ્રસરી રહી.

" પરંતુ તેનાં સાધનો મ્હારી પાસે ક્યાં છે?" કમળા બોલી.

" મ્હારી પાસે તૈયાર છે. મ્હારી સાથે ચાલ જોઇએ તો." એટલું બોલીને રાઠોડ કમલાને લઇને અંદરના ભાગમાં ચાલ્યો ગયો. ત્યાર પછી તેણે એક લાલ રંગની ડબ્બી, એક કલમ અને [illegible] શીશી એટલી વસ્તુઓ કમલાને આપી. પછીથી રા[illegible] [illegible] મારે

જમણા હાથપર 'લાલચક્ર' કાઢયું અને બોલ્યો: "કમલા ! જો, મૂળીના હાથ પર પણ આવું જ 'લાલચક્ર' ઉપસી આવતું હતું. હવે આ શીશીમાંની ઔષધિનો ગુણ જો !" ત્યાર પછી શીશીમાં એક આંગળી બોળીને રાઠોડે તે દવા કમલાના હાથપરના લાલચક્રપર ચોપડી કે તરત જ તે અદશ્ય થઈ ગયું. કમલાના આશ્ચર્યનો અવધિ જ થયો !

"આવું ચક્ર હાથપર કાઢીને લેવાય તેટલો લાભ લે અને પકડાઇ જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે એક બાજૂએ જઈને આ ઔષધિથી લાલ ચક્ર લૂછી નાંખ ! જો લાલ ચક્રનો બૂમાટો ઉઠશે તો સઘળી સ્ત્રીઓના હાથ તપાસવામાં આવશે અને પછી તેમને ઘેર જવાની રજા આપવામાં આવશે. બીજું શું થવાનું છે વારૂ ? આમ કરવામાં ત્હને ભય લાગે છે કે ?" રાઠોડ કમલા પ્રતિ તાકી રહ્યો.

"બહુ જ સારો ઉપાય !" કમલા સ્મિત કરતી બોલી: "ન્હાસભાગ કરવાની પણ જરૂર નથી ! તમારો ઉપાય રામબાણ છે રાઠોડ ?"

"હવે ત્હને મ્હારી યુક્તિ પસંદ પડી છે કે ? જા, ઘેર જા ! હવે મ્હને આવતી કાલે રહવારે મળજે ! ત્હારી મહેનતના પ્રમાણમાં ત્હને અવશ્ય મળશે જ ! બિલકુલ ચિન્તા કરીશ નહિ." એટલું બોલતાં બોલતાં રાઠોડ દુકાનના બહારના ભાગમાં આવ્યો. કમલા પણ તેની પાછળ પાછળ આવતી હતી. રાઠોડે આપેલાં સાહિત્ય કમલા પોતાના સોડીઆમાં છૂપાવીને ત્યાંથી ચાલતી થઇ. રાઠોડ પણ પોતાનું કામ કરવા લાગ્યો.

આ તરફ ગોદાવરીમાશી ગંગા અને કુમુદને કોસાબાના બંગલે પહોંચાડીને કંઇ ચીજ લેવા માટે બહાર નીકળી પડી. થોડા સમય પછી તે ઘેર આવી ત્યારે તેણે ગંગા અને કુમુદને એક નવીન બાતમી કહી સંભળાવી કે, "સુપ્રસિદ્ધ શાસ્ત્રી સારંગધર પંડિતના પુત્ર રત્નસાગરે સઘળી સંપત્તિ ઉડાવી દીધેલી હોઇ તે એક ભીખારી બની ગયો છે. એની પાસે એક ભેદભરેલી પેટી છે અને તેમાં યુદ્ધોપયોગી વિધ્વંસક કલાની નવીન શોધની સપ્રમાણ માહિતી તેના વડીલે લખી રાખી છે. તેની પાસે બીજી કોઇ પણ વસ્તુ નહિ રહેવાથી હવે તે પેટી વેચવા માટે પણ તે તૈયાર થયો છે. તે પેટીની કિંમત દશ હજાર રૂપીઆ હોવાનું તે જણાવે છે અને એક જર્મન વેપારી તે ખરીદવાને છે એવું સંભળાય છે."

આ સાંભળીને ગંગા બોલીઃ "ગોદાવરી, જો તેમાંથી પ્રાણ-ઘાતક કલા સંબંધી માહિતી મળે તેમ હોય તો એ પૈકી આપણા દુશ્મન રાજ્યના હાથમાં જાય એ કેવું ભયંકર ગણાય? જો તે કલાનો તે ઉપયોગ કરે તો લાખો-અરે કરોડો શૂરવીર સૈનિકો તેના ભોગ થઇ પડે અને તેમની માતાઓ, પત્નીઓ અને ભગિનીઓ ઉંડા શોકસાગરમાં ડૂબી જાય!"

"ખરેખર, આનો વ્યવહાર બંધ થવા માટે કાયદાનો પ્રતિબંધ જ હોવાની આવશ્યકતા છે." ગોદાવરી બોલી.

કુમુદ કંઇ જ બોલી નહિ. ગોદાવરીમાશીએ કહેલી હકીકત સાંભળીને તેનું મન ઉદ્વિગ્ન થયું. તે તરત જ ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઇ. રત્નસાગર પંડિતપર તેને ક્રોધ આવ્યો. તેની ખોડ ભૂલાવી દેવાનો વિચાર તેના મનમાં ઉપજ્યો. અલ્પ સમયમાં જ તેના હાથના પંઝાપર બળતરા થવા લાગી. તેણે પોતાના હાથ તરફ દૃષ્ટિ કરી તો 'લાલચક્ર' ઉપસી આવ્યું હતું. કુમુદ ચમકી. પંડિત સંબંધી વિચારો પોતાના મનમાંથી દૂર કરવાનો તેણે પ્રયત્ન કર્યો પરંતુ તેનાથી તેમ બની શક્યું નહિ. અંતે તેણે સમુદ્ર કિનારે ફરવા જવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો, કાળો બૂરખો અને પેલા પુરુષનાં કપડાં દરિઆમાં ફેંકી દેવાનું કામ પણ આજે જ કરી લેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

કુમુદે એક લીલા રંગની સાડી કાઢી. બૂરખો અને પેલા પુરુષ-વેષનું એક ન્હાનું સરખું પોટકું કરીને તે તેણે પોતાના સોડીઆમાં છૂપાવ્યું, અને તે સમુદ્ર કિનારે ફરવા જવા માટે નીકળી પડી. અલ્પ સમયમાં જ તે સમુદ્ર કિનારે જઇ પહોંચી. સમુદ્ર કિનારાની ખુશ્બી હવાથી તેના મનને સહજ શાન્તિ વળી. મનુષ્યોની ગિર્દી હતી ત્યાંથી કુમુદ આગળ ચાલતી અને પોતાની સાથેનું પોટકું દરિઆમાં પધરાવી દેવા માટે તે કોઇ નિર્જન સ્થળ શોધતી શોધતી બહુ દૂર નીકળી ગઇ. આટલે બધે દૂર આવ્યા પછી સમુદ્ર કિનારે એક કંગાલ ઘર કુમુદના જોવામાં આવ્યું. આ ઘરની આસપાસ કોઇ પણ મનુષ્ય જણાતું નહોતું. હવે પોતાનું કાર્ય નિર્વિઘ્ને પાર ઉતારી શકાશે એમ વિચારીને કુમુદ તે ઘરની ઓથે જઇને બેઠી. તેણે પેલું પોટકું પોતાના સોડીઆમાંથી કાઢયું અને તે છોડયું. તેણે એક પત્થર લીધો અને તે પોટકીમાં મૂકયા પછી પોટકી પુનઃ બાંધી દીધી. ત્યાર પછી કુમુદ પોટકી લઇને સમુદ્રના જળ પાસે ગઇ અને ધીમે રહીને માટે તે

પેટીને જળસમાધિ કરાવી દીધી. ત્યાર પછી તે ઘર પાસે આવીને કુમુદ પુનઃ વિચાર કરતી બેઠી.

અલ્પ સમયમાં જ કુમુદના કર્ણપર નીચે પ્રમાણે ધ્વનિ અથડાયો.

"સાહેબ, આ કંઇ બજારનો માલ નથી સ્હમજ્યા કે? એનો ભાવતાલ હોય જ નહિ. આપની ઇચ્છા હોય તો હું કહું તે કિંમત રોકડી આપીને પેટી લઇ જાઓ !"

"એ ખરૂં, રકઝક કરવાથી આ સોદો મંજૂર થાય એમ ન બની શકે એ વાત સાચી હશે; પરંતુ પેટીમાંનો કાગળ હું વાંચું તો મ્હને ખબર પડે કે આપ માગો છો તે કિંમત આપવી એ ડહાપણ ભરેલું છે કે નહિ?"

"થયું! કાગળ વાંચીને સઘળી હકીકત આપ સ્મરણમાં રાખો અને પછી આપ એનું યન્ત્ર બનાવો એટલે પછી મ્હારો કાગળ તો નકામો જ ને? માફ કરો! સાહેબ, હું એટલો બધો ભોળો થાઉં તેમ નથી."

હવે ગોદાવરી માશીએ આપેલી નવી બાતમીનું સ્મરણ કુમુદને તાજું થયું. ઉપરનો સંવાદ સાંભળીને તેની ખાત્રી થઇ ગઇ કે પેલો પંડિતજી તે આ પેટી વેચનાર મનુષ્ય જ હોવો જોઇએ. કુમુદ ધીમે રહીને ઉભી થઇને ઘરના દ્વાર પાસે આવી. દ્વાર અંદરથી બંધ જ કરેલું હતું. પરંતુ કમાડની અંદર ખોલ હોવાથી હાથ નાખીને તે ઉઘાડી શકાય તેમ હતું. કુમુદે અંદર તાકીને જોયું તો ઓરડીના દ્વારની નજીકના ભાગમાં એક ઘડમાંચી હતી અને તેના પર એક ન્હાની પેટી મૂકવામાં આવી હતી. એ ઘડમાંચીથી થોડે દૂર બે મનુષ્યો ઉપર પ્રમાણે વાતચિત કરતાં બેઠા હતા. કુમુદના હાથપર રક્તાલાંછન દેખાવા લાગ્યું. તેણે એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો અને પછી તે ઘરના દ્વારની સાકળ બહારથી વાસી દીધી.

ત્યાર પછી કુમુદ થોડી વાર સુધી દ્વાર પાસે વિચારમગ્ન સ્થિતિમાં ઉભી રહી. પેલા બે ગૃહસ્થોનું સંભાષણ હજી ચાલુ જ હતું. કુમુદે સાડીથી પોતાનું મ્હોં ઢાંકી દીધું અને પછી ધીમે રહીને ઓરડીના દ્વારમાં હાથ નાખીને તે પેટીપર હાથ મૂક્યો. એટલામાં પંડિતનું ધ્યાન તે પેટી તરફ ગયું. કમાડમાં હાથ નાંખીને કોઇને પેટી ઉંચકતું જોતાની સાથે જ તેણે કુમુદનો હાથ પકડીને 'ચોર! ચોર! એવી બૂમ પાડી. ત્યાર પછી તે પોતાની પાસેના ગૃહસ્થને ઉદ્દેશીને બોલ્યો "સાહેબ! આપ દ્વાર ઉઘાડીને ચોરને બહારથી પકડો. હું તેના હાથ મજબૂત રીતે પકડી રાખું છું."

પંડિતે કુમુદનો હાથ મજબૂત રીતે પકડી રાખ્યો હતો પરંતુ દ્વાર તો બહારથી બંધ હતું. તે દ્વારને જોરથી ધક્કા મારવા લાગ્યો.

કુમુદે વિચાર્યું કે જો બન્ને જણા પોતાનો હાથ પકડશે તો ન્હાસી છૂટવાનું અસંભવિત થઇ પડશે. આથી તેણે પંડિતના હાથ પર એક એવી ચીમટી લીધી કે તેણે 'વોય બાપરે !' કહી કુમુદનો હાથ છોડી દીધો. તત્કાળ કુમુદે પેલી પેટી પકડીને પોતાનો હાથ બહાર ખેંચી લીધો. પંડિતે કમાડની તીરાડમાંથી જોયું તો એક આસમાની રંગની સાડી પહેરેલી ગુજરાતી સ્ત્રીને તેણે સમુદ્ર કિનારે ઝડપથી ન્હાસતી જોઈ.

કુમુદે પેટીને વિના વિલંબે જળસમાધિ કરાવી દીધી. પેટી સમુદ્રના તળિએ જઇને બેઠી એટલે સમુદ્રનુ પાણી શાન્ત થયું તે સાથે કુમુદનું મન પણ શાન્તિ પામ્યું. હવે તેણે પોતાના હાથના પંઝા તરફ જોયું તો લાલચક્ર અદૃશ્ય થયું હતું. તેણે પોતાના હાથનું ચુંબન કર્યું અને ઇશ્વરનો આભાર માન્યો. એટલામાં એક હોડીને સમુદ્રમાં ફરતી કુમુદે જોઇ. તેણે તત્કાળ તે હોડી ભાડે કરી લીધી અને કોલાબાની દીવાદાંડી જોવા માટે હોડીમાં બેસીને સહેલ કરવા નીકળી પડી.

આ તરફ પંડિત અને પેલા બીજા ગૃહસ્થે ઓરડીનું કમાડ ઉતારી નાખ્યું ત્યારે જ દ્વાર ઉઘડયું. તેઓએ બહાર આવીને જોયું તો આજૂબાજૂમાં કોઇ પણ મનુષ્ય હતું જ નહિ. પંડિત તો પોતાના જીવનઆધારરૂપ પેટી ગુમ થવાથી હૃદયભગ્ન થઇ ગયો. પેલો બીજો ગૃહસ્થ તેને આશ્વાસન આપતો બોલ્યો: "ગભરાઓ નહિ ! પોલિસને ખબર આપીને આપણે તપાસ કરાવીશું. ચોર કંઇ આટલી વારમાં બહુ દૂર ન્હાસી ગયો નહિ હોય. તેના શરીરપર કંઇ નિશાની હતી કે ?"

"હા; તે એક ગુજરાતી સ્ત્રી હતી અને આસમાની રંગની સાડી તેણે પહેરેલી હતી. તેનું મ્હોં તો હું જોઇ શક્યો નથી."

"એવી અસ્માની રંગની સાડી પહેરેલી સેંકડો ગુજરાતી સ્ત્રીઓ હોય. આ કંઇ તેની ખાસ નિશાની ન ગણાય."

"તેના જમણા હાથના પંઝાપર લાલચક્ર હતું !"

"લાલચક્ર ?" પેલો ગૃહસ્થ વિસ્મય પામતો બોલ્યો.

"હા; પણ લાલચક્રનું નામ સાંભળીને તમે ચમક્યા કેમ ? તમને એ સંબંધી કંઇ વિશેષ માહિતી છે કે ?"

"અરે ભાઇ, આ લાલચક્રે તો મુંબઇ શહેરમાં છેલ્લા બે ત્રણ દિવસમાં બહુ જ ધાંધલ મચાવી મૂકી છે. એક સ્ત્રી અને એક પુરુષ એ બન્ને લાલચક્રવાળાં છે અને તેઓ બદમાશ છે એવી બાતમી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ છે."

"ત્યારે મ્હારા મિત્ર ચન્દ્રકાન્ત–સુપ્રસિદ્ધ ડીટેક્ટીવને 'ટેલીફોન' કરીને બોલાવીએ તો? તે આ કામમાં આપણને ઉપયોગી થઇ પડશે જ."

તરત જ બન્ને જણા નજીકની એક પોલિસ ચોકી પાસે ગયા અને ચન્દ્રકાન્તને 'ટેલિફોન' કર્યો. ત્યાર પછી તેઓ બન્ને પુનઃ સમુદ્ર કિનારે આવ્યા.

સંધ્યાકાળનો સમય હતો. અનેક સ્ત્રી પુરુષો સમુદ્ર કિનારે આનંદથી આમતેમ ફરતાં જોવામાં આવતાં હતાં. પંડિત અને તેનો મિત્ર ચોક્કસ દૃષ્ટિથી જોતા જોતા ચાલ્યા જતા હતા. કોઇ આસમાની રંગની સાડી પહેરેલી સ્ત્રી જોવામાં આવતી તો પંડિત તરત જ તેનો હાથ પકડતો અને તેના હાથના પંઝાપર લાલચક્ર જોવામાં ન આવતું તો તરત જ તેનો હાથ છોડી દેતો! પ્રથમ એક બે પ્રૌઢા સ્ત્રીઓનો હાથ પંડિતે પકડ્યો; પરંતુ આ કોઇ દીવાનો મનુષ્ય જણાય છે એમ વિચારીને તે સ્ત્રીઓએ કંઇ ખુમાટો નહિ કરતાં આગળ ચાલવા માંડ્યું. પરંતુ થોડીવાર પછી એક આસમાની રંગની સાડી પરિધાન કરેલી તરુણી નજરે પડતાં પંડિતે તેનો હાથ પકડ્યો; પરંતુ તેના હાથના પંઝાપર રક્તલાંછન નહિ જોવામાં આવવાથી પંડિતે તેનો હાથ છોડી દીધો અને તે ચાલવા લાગ્યો. પેલી તરુણી ગભરાઇ ગઇ. પરંતુ તેના યુવાન્ પતિએ વિના વિલંબે પંડિતનો હાથ પકડ્યો અને 'પોલિસ! પોલિસ' એવી બૂમ પાડવા માંડી. તરત એક પોલિસ ત્યાં ઉભો હતો તે દોડતો આવ્યો અને બોલ્યો: "શી ગરબડ છે?"

"આ બદમાશે મ્હારી સ્ત્રીનો હાથ પકડ્યો હતો તેથી હું તેને તમારી સ્વાધીનતામાં સોંપું છું. હું આની સામે કોર્ટમાં ફોજદારી કામ ચલાવવા ઇચ્છું છું." પેલા યુવકે ખુલાસો કર્યો.

પોલિસ અને પેલો યુવક આ પ્રમાણે વાતચિત કરતા હતા એટલામાં ત્યાં કેટલાક મનુષ્યો ભેગા થઇ ગયા. તેમાંના એક માણસે [illegible] કહ્યું: "આ માણસે પ્રથમ બે ત્રણ સ્ત્રીઓનો હાથ પકડ્યો [illegible] હતો મ્હેં નજરો નજર નિહાળ્યું હતું."

પોલિસ પંડિતનો હાથ પકડીને તેનું શરીર ધણધણાવતાં બોલ્યો: "કેમરે! લુચ્ચા; ધોળે દહાડે અને આટલા બધા મનુષ્યોની હાજરીમાં આવું હલકટાપણું કરવા માંડયું છે? ચાલ, ત્હારા જેવા બેશરમ મનુષ્યને જેલજાત્રા જ કરાવવી પડશે."

એટલામાં પંડિતનો સાથીદાર ત્યાં આવી પહોંચ્યો. તે પેલા પોલિસને ઉદ્દેશીને બોલ્યો: "જમાદાર સાહેબ! આ મનુષ્ય બદમાશ નથી પરંતુ એક ગૃહસ્થ છે. તેની એક મૂલ્યવાન્ વસ્તુ ચોરાઇ જવાથી તે આમ દીવાનાની માફક તેની તપાસ કરે છે!"

"વાહ!" સિપાઇ હસતાં હસતાં બોલ્યો! "પારકી બાયડીનો હાથ પકડીને ચોરીની તપાસ કરવી એ તો બહુ જ સારૂં હોં?"

"નાયક સાહેબ!" પંડિત ગદ્‌ગદ કંઠે બોલવા લાગ્યો: "મ્હારી હકીકત તો સાંભળો! મ્હારૂં નામ રત્નસાગર પંડિત! મ્હારા વડીલે એક નવીન પ્રકારનું યન્ત્ર બનાવવાની હીકમત શોધી કાઢી હતી અને તે કેમ બનાવવું તેની માહિતી એક પત્રમાં લખી રાખી હતી. એ પત્ર એક પેટીમાં મૂકવામાં આવ્યો હતો અને હું તે પેટી આ ગૃહસ્થને—મ્હારા સાથીદારને વેચી દેવા માટે કિંમતના સંબંધમાં વાટાઘાટ કરતો બેઠો હતો. એટલામાં એક આસમાની રંગની સાડી પરિધાન કરેલી ગુજરાતી સ્ત્રી તે પેટી ચોરીને લઈ ગઇ! એ કાગળની કિંમત દશ હજાર રૂપિઆ હતી. એ સ્ત્રીના હાથપર લાલચક્ર હતું. અહિંઆ આસમાની રંગની સાડી પહેરેલી કોઇ સ્ત્રીના હાથપર એવું લાલચક્ર છે કે કેમ, એ સંબંધી હું તપાસ કરતો હતો!"

"લાલચક્ર?' સિપાઇ આશ્ચર્ય પામતો બોલ્યો: "અરે ભલા માણસ, તમે તે સ્ત્રીને ન્હાસી જવા કેમ દીધી?"

"તે સ્ત્રીને પકડવા માટે મ્હેં ઘણાં ફાંફાં માર્યાં પરન્તુ મ્હારૂં કંઇ જ બન્યું નહિ! તે ન્હાસી છૂટી!"

"પંડિત કહે છે તે અક્ષરસઃ સત્ય છે. હું તે વખતે ત્યાં હાજર હતો. જો તે સ્ત્રીએ બહારથી સાંકળ બંધ ન કરી દીધી હોત તો અમે તેને જરૂર પકડી પાડી હોત!" પંડિતના સાથીદારે ખુલાસો કર્યો,

"શેઠજી, તમારી સાક્ષીપરથી હું પંડિતનું કહેવું સાચું માનું છું. તમે બન્ને મ્હારી સાથે પોલિસ ચોકીપર ચાલો અને અમારા ઇન્સ્પેક્ટર સાહેબને સઘળી હકીકત કહેશો તો તેઓ યોગ્ય વ્યવસ્થા વિના વિલંબે કરશે જ."

"ઠીક છે ચાલો!" એટલું કહીને પંડિત અને તેનો સાથીદાર સિપાઇ દાદા સાથે પોલિસચોકી તરફ ગયા. લોકો વિખરાઇ ગયા અને પોતપોતાના કાર્યમાં ગુંથાયા. લાલચક્ર અને પેટીની ચોરીની વાત સઘળે વાયુવેગે પ્રસરી ગઇ.

ચન્દ્રકાન્ત અત્યારે પોતાની ઑફિસમાં બેઠો બેઠો રક્તલાંછનના સંબંધમાં વિચારો કર્યા કરતો હતો. આ રહસ્ય કેવી રીતે ઉઘાડું પાડવું એ બાબતમાં તેને કંઇ જ સૂઝ પડતી નહોતી. રાઠોડ પાસેથી કંઇ ખાસ માહિતી મળશે એવી તેની ખાત્રી હતી; પરંતુ તેમાં તેને નિરાશા જ મળી. રાઠોડનું સ્મરણ થતાં તેને કુમુદ યાદ આવી અને તેની માતાએ તથા તેણે પોતાને કોલાબાના બંગલે આવવાનું નિમન્ત્રણ આપ્યું હતું તે પણ ચન્દ્રકાન્તને સાંભરી આવ્યું. જ્યારે જ્યારે ચન્દ્રકાન્તને કુમુદિનીનું સ્મરણ થતું ત્યારે ત્યારે તેની લાવણ્યમયી મનોહર મૂર્તિ તેની દૃષ્ટિ સન્મુખ ખડી થતી અને તેના સઘળા અન્ય વિચારો તે વખતે નષ્ટ થઇ જતા; તેનું મન કુમુદિનીમય બની જતું જતું હતું. પરંતુ ચન્દ્રકાન્ત આમ શાથી થતું તે હજી સુધી સમજી શકતો નહોતો, અને અનુભવ વિના સમજાય પણ ક્યાંથી?

કોલાબે જવાને ચન્દ્રકાન્ત કપડાં પહેરીને બહાર નીકળવાની તૈયારી કરતો હતો એટલામાં ટેલીફોનની ઘંટડી વાગવા લાગી. તે ટેલીફોન પાસે ગયો અને કાનપર નળી મૂકીને બોલ્યો: "કોણ છો? તમારો નંબર?"

"મ્હારો નંબર ૪૦૧ છે. હું રત્નસાગર પંડિત! મ્હારી હાજરીમાં મ્હારા નવીન શોધના કાગળની પેટી ચોરાઇ છે. ચોરી કરનાર એક સ્ત્રી છે અને તેના હાથના પંઝાપર લાલચક્ર છે. જલદી કોલાબે આવો અને ચોરની તપાસ કરવાની કૃપા કરો!"

આ સાંભળીને ચન્દ્રકાન્તના કપાળમાં કરચલીઓ પડી. ક્રોધને લીધે તેનું સર્વાંગ કંપી ઉઠયું. આજ દિન સુધીમાં તેને આવો ત્રાસ કદાપિ અનુભવવો પડ્યો નહોતો. જો કોઇ બદમાશ પોતાના પ્રતિસ્પર્ધી તરીકે તેને હંફાવતો હોત તો તેને આટલું બધું લાગી આવત નહિ; પરંતુ એક અબળાએ તેને એક બાળકની પેઠે આટલો બધો રમાડયો એથી ચન્દ્રકાન્ત બહુ દિલગીર થયો. તેણે ટેલીફોનમાં 'ઠીક છે' એટલો ઉત્તર આપીને ઘંટડી વગાડીને સંબંધ છોડી નાખ્યો અને પોતાના સેક્રેટરીને બોલાવીને કહ્યું: "સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ આવે તો તેમને કહેજો કે રક્તલાંછનવાળી સ્ત્રીએ કોલાબાપર એક નવીન

ગુન્હો કર્યો છે તેથી હું ત્યાં ગયો છું.” એટલું બોલીને ચન્દ્રકાન્ત વિનાવિલંબે બહાર નીકળી પડ્યો.

હમણાં થોડા દિવસ થયાં રક્તલાંછન સંબંધીની ખટપટ ચન્દ્રકાન્તના મનમાં સતત ઘોળાતી હોવાથી તેનો આનંદી અને હસમુખો સ્વભાવ બદલાઇને ચીડીઓ થઇ ગયો હતો. તેનો તરુણ સેક્રેટરી જો તેને કંઇ પૂછવા જતો તો પોતાની વિચારપરંપરામાં વ્યત્યય આવવાથી તેને કંટાળો આવતો અને તે ચીડાઇને ઉત્તર આપતો. આથી સેક્રેટરી ઘણું ખરૂં ચન્દ્રકાન્ત સાથે વાતચિત કરવાનો પ્રસંગજ આવવા દેતો નહોતો. ચન્દ્રકાન્ત જે કંઇ કહે તે શાન્તિથી સાંભળી લેવાનો જ તેણે નિયમ રાખ્યો હતો. તેના મનમાં એમજ હતું કે પોતાના માલિક આ રક્તલાંછનની ખટપટમાંથી જેમ સત્વર મુક્ત થાય તેમ વધુ સારૂં.

ઑફિસની બહાર નીકળીને ચન્દ્રકાન્ત ચર્ચગેટ સ્ટેશને ગયો અને ત્યાંથી એક લોકલ ગાડીમાં બેસીને કોલાબા ગયો. કમલાને તો પાઠકો નહિ જ ભૂલી ગયા હોય. તે પણ કર્મધર્મસંયોગે આ ગાડીમાં હતી અને તે ચન્દ્રકાન્ત બેઠો હતો તે જ ડબ્બામાં હતી. ચન્દ્રકાન્તને જોતાંની સાથે જ કમલા ચમકી અને તેની નજરે નહિ પડવાની ખાતર એક ખુણામાં જઇને બેઠી; તો પણ તે ચન્દ્રકાન્ત પ્રત્યે આડી નજરે જોયા કરતી હતી. ચન્દ્રકાન્તના મગજમાં રક્તલાંછન સંબંધી વિચારો ઘોળાયા કરતા હોવાથી તેણે અત્યારે ચોમેર દૃષ્ટિ કરી નહિ. નહિ તો તેણે કમલાને તરત જ ઓળખી કાઢી હોત અને તેના પર સખ્ત દેખરેખ પણ રાખી હોત. ગમે તેમ કરીને પણ આજે રક્તલાંછનવાળી સ્ત્રીને પકડવી જ એવો ચન્દ્રકાન્તે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

ચન્દ્રકાન્ત ગાડીમાં બેઠો બેઠો અનેક તર્કવિતર્ક પોતાના મનમાં કર્યા કરતો હતો એટલામાં ગાડી કોલાબાના સ્ટેશને આવીને ઉભી રહી. ચન્દ્રકાન્ત ગાડીમાંથી ઉતરીને સ્ટેશન બહાર નીકળ્યો અને દરિયા કિનારે ચાલ્યો ગયો. માર્ગમાં સિપાઇ, રત્નસાગર અને તેના સાથીદારનો મેળાપ થયો. ચન્દ્રકાન્ત રત્નસાગર પાસે ગયો અને તેને કુશળ વર્તમાન પૂછ્યા. પોતાની વિનંતિ માન્ય કરીને ચન્દ્રકાન્ત તાબડતોબ આવ્યો તે બદલ પંડિતે તેનો આભાર માન્યો. ત્યાર પછી પેટી કેવી રીતે ચોરાઇ અને પોતાના શિરપર અસભ્યતાનો આરોપ કેવી રીતે આવ્યો તે પણ તેણે ચન્દ્રકાન્તને સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યું. આ તરફ

કમલા પણ પોતાની પોટલી બગલમાં મારીને સ્ટેશનની હદમાંથી ચાલતી થઇ. ચન્દ્રકાન્તનું લક્ષ્ય પોતાના તરફ નહોતું તેથી તે પોતાની પૂંઠ પકડશે નહિ એમ વિચારતાં તેના મનને નિરાંત વળી.

ગમે તેમ તો પણ રત્નસાગર પંડિત ચન્દ્રકાન્તનો બાલસ્નેહી અને સહાધ્યયી હોવાથી ચન્દ્રકાન્તની ખાત્રી હતી કે તે કદાપિ દુશ્ચરિત્રવાન્ હોય જ નહિ. આથી ચન્દ્રકાન્તે સિપાઇને કહ્યું:–"નાયક, આ બન્ને ગૃહસ્થોનો ગમે તેવો અપરાધ હોય તો પણ હવે તેઓ મ્હારા તાબામાં હોવાથી ત્હારે બિલકુલ ચિન્તા રાખવાની નથી. ત્હારે જવું હોય ત્યાં તું જા. જરૂર પડશે તે વખતે આ બન્ને ગૃહસ્થોને હું હાજર કરીશ."

સિપાઇ ચન્દ્રકાન્તને સારી રીતે પિછાનતો હતો. તે તેને નમન કરીને ત્યાંથી ચાલતો થયો. એટલે ચન્દ્રકાન્તે પંડિતને કહ્યું: "ચાલો, આપણે પ્રથમ ગુન્હો બન્યો છે તે સ્થળે જઇએ!"

પંડિત આગળ ચાલવા લાગ્યો. તેનો સાથીદાર અને ચન્દ્રકાન્ત પણ પંડિતની પાછળ પાછળ જવા લાગ્યા. અલ્પ સમયમાં જ ત્રણે જણાં જે સ્થળે ગુન્હો બનવા પામ્યો હતો તે સ્થળે જઇ પહોંચ્યા. ચન્દ્રકાન્તે તે સ્થળની બારિકીથી તપાસ કરી પરંતુ તેને કંઈ સગવડનું સાધન મળ્યું નહિ. ત્રણે જણા પાછા ફર્યા.

રસ્તે ચાલતાં ચન્દ્રકાન્ત સ્મિત કરતાં બોલ્યો: "પંડિતજી, તે સ્રીના હાથપર લાલ ચક્ર હતું એવી તમારી ખાત્રી છે કે?"

"હા; મ્હેં મ્હારી પોતાની આંખોથી તેના હાથપર એ ભયંકર લાલ ચિહ્‌ન જોયું છે." પંડિત નિશ્ચિત સ્વરે બોલ્યો.

એટલામાં કોલાબાની દીવાદાંડી તરફથી એક હોડી આવતી હતી તે ત્રણેના જોવામાં આવી. તેમાં બેઠેલી સ્રીએ આસમાની રંગની સાડી પરિધાન કરી હતી. પંડિત ચન્દ્રકાન્તનો હાથ પકડીને હોડી સામે આંગળી કરતો બોલ્યો: "ચન્દ્રકાન્ત, એ બદમાશ સ્રીએ આવા જ રંગની સાડી પહેરી હતી."

જેમ જેમ હોડી નજીક આવતી ગઇ તેમ તેમ ચન્દ્રકાન્તની ખાત્રી થતી ગઇ કે હોડીમાં બેઠેલી આસમાની રંગની સાડી પહેરેલી સ્રી પોતાની પ્રાણપ્રિયા પ્રણયિની કુમુદિની જ હતી. તે રત્નસાગર તરફ વળીને સ્મિત કરતાં બોલ્યો: "પંડિતજી, આસમાની રંગની સાડીનું ભૂત તમારા મગજમાં ભરાઇ ગયું છે તે હવે દૂર કરો! આ હોડીમાં બેઠેલી સ્રી મ્હારા પરિચયવાળી છે અને અમારી ઉભયની

વચ્ચે ગાઢ મિત્રતાનો સંબંધ છે. ચાલો, હું તમારી તેની સાથે ઓળખાણ કરાવી આપું. તે એક હોશિયાર, સુશિક્ષિત અને પરોપકારિણી કુમારિકા છે."

કુમુદે હોડીમાં બેઠા બેઠા જોઇ લીધું હતું કે કિનારાપર ઉભેલા ત્રણે મનુષ્યો પોતાના પ્રતિ દૃષ્ટિ ફેંકતા ઉભા હતા. તે કોણ હતા અને અત્યારે અહીં શા માટે આવ્યા હતા તે કુમુદ કળી ગઇ. ચન્દ્રકાન્તને જોવાથી પ્રથમ તો તે ગભરાઇ; પરંતુ હોડી કિનારા પાસે આવી પહોંચતાં સુધીમાં તેનું મન શાન્ત થયું હતું. ચન્દ્રકાન્તની સાથે કેમ વર્તવું તેનો વિચાર તેણે અગાઉથી કરી લીધો હતો.

હોડી કિનારા પાસે આવી પહોંચી એટલે કુમુદિની જમીનપર ઉતરી પડી અને ચન્દ્રકાન્ત વગેરે ત્યાં ઉભેલા મનુષ્યો તરફ પોતાનું લક્ષ્ય નહોતું એવું તેણે દર્શાવ્યું. પરંતુ ચન્દ્રકાન્ત વિના વિલંબે કુમુદ પાસે ગયો અને ઉત્સુક સ્વરે બોલ્યોઃ "કુમુદિની, અમે તમારી વાટ જ જોઇએ છીએ. કોલાબાની દીવાદાંડી જોવા ગયાં હતાં કે શું વારૂ?"

કુમુદિની વિસ્મિત મુખમુદ્રાથી બોલીઃ "કોણ રહસ્યભેદક સાહેબ? આપ અત્યારે અહીં ક્યાંથી?"

પંડિત અને તેનો સાથીદાર કુમુદના જમણા હાથના પંઝા તરફ તાકી રહ્યા હતા. ચન્દ્રકાન્તની ઇચ્છા નહિ હોવા છતાં તેને પણ તેમ કરવું પડ્યું. પરંતુ તેમાં સઘળાને નિરાશા મળી. કુમુદના હાથ પર અત્યારે લાલચક્ર હતું જ નહિ!

ચાલાક કુમુદ સમજી ગઇ હતી કે ત્રણે જણા પોતાના હાથના પંઝા તરફ તાકી રહ્યા હતા. એક વાર પોતાના હાથ પ્રતિ દૃષ્ટિ ફેંકીને તે ગભરાયલી મુખમુદ્રા ધારણ કરતી ચન્દ્રકાન્તને ઉદ્દેશીને બોલીઃ "વારૂ રહસ્યભેદક સાહેબ, આપ અને આપના આ ઉભય મિત્રો મ્હારા હાથના પંઝા પ્રતિ શા માટે તાકી રહ્યા છો? મ્હારા હાથમાંની આ મુદ્રિકા માટે આપને કંઇ શંકા ઉદ્ભવી છે કે શું?"

"ના, ના; એવું તો કંઇ નથી. પરંતુ—" પંડિતથી આગળ બોલાયું નહિ.

"આપની મુદ્રિકા સાથે અમારે—" પંડિતનો સાથીદાર પણ આટલું બોલતાં બોલતાં અટકી ગયો.

એ બન્નેને ગભરાઇ ગયેલા જોઇને કુમુદ ચન્દ્રકાન્તને સંબોધીને બોલીઃ "રહસ્યભેદક સાહેબ, આપના આ ઉભય મિત્રો કોણ છે?"

"કુમુદ, માફ કરજો! તમારા આકસ્મિક મેળાપથી મ્હારૂં મન

પણ એટલું ગભરાઇ ગયું કે હું મ્હારા મિત્રોની ઓળખાણ કરાવવાનું પણ ભૂલી ગયો !" ત્યાર પછી ચન્દ્રકાન્તે પંડિત અને તેના સાથીદારનો પરિચય કુમુદને આપ્યા પછી તે તેમને ઉદ્દેશીને બોલ્યો: "આમનું નામ કુમુદિની છે! તેઓ એક પરોપકારિણી કુમારિકા છે અને મ્હારાં પરમ સ્નેહી છે."

"આપના ઉભય મિત્રોના પરિચયથી આજે મ્હને અનહદ આનંદ થયો છે." કુમુદ બોલી.

"આપનો પરિચય પ્રાપ્ત થવાથી અમે પણ આનંદિત થયા છીએ." પંડિત અને તેના સાથીદારે પણ વિવેક દર્શાવ્યો.

"હં, પણ અત્યારે તમે અહીં ક્યાંથી ?" કુમુદે વિષયાંતર કરતાં ચન્દ્રકાન્તને પૂછ્યું.

"હું રક્તલાંછનની તપાસ કરવાના ઉદ્દેશથી જ અત્રે આવ્યો હતો !" ચન્દ્રકાન્તે ઉત્તર આપ્યો.

"વારૂ, આજે રાત્રિએ રમણલાલશેઠને ત્યાં નવરાત્રિનો ઉત્સવ છે. તમને પણ આમન્ત્રણ કરવામાં આવ્યું હશે જ."

"હા; પરંતુ હું હમણાં રક્તલાંછનનું રહસ્ય શોધી કાઢવામાં ગુંથાયલો હોવાથી મ્હને બહુ જ ઓછો અવકાશ મળે છે ! મ્હારૂં આવવાનું કશું નક્કી કહેવાય નહિ. તો પણ બનતાં સુધી મ્હારા મિત્રો સહિત હું અવશ્ય ત્યાં આવીશ."

"જુઓ, હવે તમે વચનબદ્ધ થયા છો. જો તમે નહિ આવો તો મ્હને તમારા વચનપર વિશ્વાસ રહેશે નહિ. ઠીક ત્યારે હું રજા લઇશ." એટલું કહીને ચન્દ્રકાન્ત પ્રતિ એક પ્રેમકટાક્ષ ફેંકીને કુમુદિની ત્યાંથી ચાલતી થઇ.

ચન્દ્રકાન્ત કુમુદ પ્રત્યે દૃષ્ટિ ફેંકતો પાષાણ મૂર્તિવત્ સ્થિર ઉભો હતો. ચન્દ્રકાન્તની ચંચળ ગતિ આમ છેકજ શિથિલ બની ગયેલી જોઇને તેના મિત્રો વિસ્મય પામ્યા. કુમુદે થોડે દૂર ગયા પછી પાછા ફરીને પોતાના હાથમાંનો રૂમાલ ઉંચો ઉડાવ્યો એટલે ચન્દ્રકાન્તે પણ પોતાની લાકડી હલાવીને તેને પ્રત્યુત્તર આપ્યો. અલ્પ સમયમાં જ કુમુદ એકાદ બાળિકાની પેઠે નાચતી કૂદતી પોતાના બંગલામાં દાખલ થઇ.

---

## પ્રકરણ ૧૨ મું.

### નકલી શિયાળ.

પારકી પુંજીને પેખી, ધારણ ન રહે ધડે;
ખતાના ખેદને દેખી, પસ્તાવામાં પછી પડે.

રાત્રિના પ્રથમ પ્રહરનો પ્રારંભ થઇ ચૂક્યો હતો. નિશાનાથની સ્વારી નભોમંડળમાં પધારી ચૂકી હતી. નિશાસુંદરી શ્વેતવર્ણી રૂપેરી સાડી પરિધાન કરીને પતિસેવામાં હાજર થઇ ચૂકી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધ શાન્તિનો વિસ્તાર થએલો જોવામાં આવતો હતો. અને મુંબઇ જેવી અલબેલી નગરીમાં રાત્રિના બારથી બે વાગ્યા સુધી પણ શાન્તિ જોવામાં આવતી હોય તો અહોભાગ્ય ! અસ્તુ !

રાત્રિના સાત વાગી ગયા હતા. વાળુ કર્યા પછી કુસુદ ઝડપથી પોતાના ખાનગી દિવાનખાનામાં ચાલી ગઇ. તેણે આયના પાસે ઉભી રહીને પોતાનો કેશકલાપ સમાર્યો. ત્યાર પછી તેણે પોતાના ભાલપ્રદેશમાં ન્હાની ટીલડી કરી. તેણે ગુલાબી રંગની રેશમી સાડી અને જરીનું ભરેલું લીલું પોલકું પહેર્યાં. આજે પોતાના અપ્રતિમ લાવણ્યને ઓર દીપાવે એવો સુંદર પોષાક પરિધાન કરવાથી કુસુદની મુખમુદ્રા અતિ મોહમયી દેખાવા લાગી. કુસુદ તો પોતાનું રૂપસૌન્દર્ય આયનામાં નિહાળવામાં તલ્લીન થઇ ગઇ હતી; પરંતુ એટલામાં તેણે પોતાની પાછળ આવીને ઉભેલી ગોદાવરીમાશીને આયનામાં જોઇ. તેણે પાછી ફરીને જોયું તો ગોદાવરી પણ બહાર જવા માટે તૈયાર થઇને આવી હોય એમ તેને ખાત્રીપૂર્વક લાગ્યું. કુસુદે સ્મિત કરતાં ગોદાવરીને પૂછ્યુંઃ "માશી, અત્યારે રાત્રિના વખતે ક્યાં તૈયારી કરી ? ક્યાંય ગામ જવું છે કે ?"

"ગામ ક્યાં જાય ? હું ત્હારી સાથે આવવાની છું."

"મ્હારી સાથે ?" કુસુદ ચકિત સ્વરે બોલીઃ "માશી, વૃદ્ધાવસ્થામાં ત્હારી ડાગળી ચસકી છે કે શું ? નકામો ઉજાગરો વેઠવા માટે મ્હારી સાથે શા માટે આવે છે ?"

"હા; તું ગમે તેમ બોલીશ તો પણ હું ત્હારી સાથે આવ્યા વગર રહેનાર નથી. મ્હારી લાડકી કુસુદના રક્ષણાર્થે મ્હારો તેની સાથે રહ્યા વગર છુટકો જ નથી."

"વાહ ! કુસુદ ગોદાવરીની પીઠપર હાથ ફેરવતાં બોલીઃ "હું હજી ન્હાની કીકલી છું ને ? મ્હને કેડપર બેસાડીને લઇ જાઓ તો ?"

"મ્હારે આવવું જ છે. સે હવે ત્હારે શું કહેવું છે?"

"પણ આમ જક્ક કરીને શા માટે નકામી હેરાનગતી વેઠવી પડે છે? માશી, મ્હારી માતા પણ મ્હારી સાથે આવવાની છે. હું ત્યાં કંઇ આડુંઅવળું કરી બેસીશ અને સંકટમાં ફસાઇ પડીશ એવી ત્હને શંકા થાય છે કે?"

"કુમુદ, તું મ્હને ત્રાસ ન આપ! ત્હારી સાથે આવવાનો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે."

કુમુદ નિરુત્તર રહી. માશી કેવળ પોતાની પ્રત્યેના નિસ્સીમ અને નૈસર્ગિક પ્રેમને લીધે જ આમ જક્ક કરતી હતી એ વાત કુમુદ સારી રીતે જાણતી હોવાથી તેને ગોદાવરી પ્રત્યે ક્રોધ ઉપજ્યો નહિ. તે માશીને ભેટી પડી. ગોદાવરીએ કુમુદને એક મધુર ચુંબન કર્યું અને પ્રેમળ સ્વરે બોલીઃ "દીકરી, આજે ત્હેં કંઇ અલંકારો કેમ પહેર્યા નથી વારૂ?"

"અલંકારોની ટાપટીપની મ્હારા નૈસર્ગિક રૂપસૌન્દર્યને લેશ માત્ર પણ આવશ્યકતા નથી! માશી, અલંકારો અંગે નહિ ધારણ કરવાથી હું કુરૂપા દેખાઉં છું કે?"

"ના; કદાપિ નહિ. પરંતુ ડોકમાં મોતીનો હાર પહેરે તો ત્હારા સૌન્દર્યની શોભામાં વૃદ્ધિ થાય, બીજું શું? કુમુદ, તું મ્હારૂં આટલું કહ્યું ન માને?"

"ઠીક, તમારી ઇચ્છા પૂર્ણ કરો!"

કુમુદની પેટીમાંથી ઘરેણાનો ડબ્બો કાઢીને ગોદાવરીએ મોતીનો હાર કુમુદની ડોકમાં પહેરાવ્યો. ત્યાર પછી માશી અને ભાણેજ ધીમે પગલે દિવાનખાનાની બહાર નીકળી પડયાં. તેઓ નીચે ગયાં તો ગંગા પણ તેમની વાટ જોતી નીચે તૈયાર થઇને બેઠી હતી. ગોદાવરી અને કુમુદને તૈયાર થઇને નીચે આવેલાં જોયાં એટલે ગંગા પણ ઉભી થઇ અને તેમની સાથે ચાલવા લાગી.

ત્રણે જણાં બંગલાના દ્વાર પાસે આવી પહોંચ્યાં. ગાડી તૈયાર જ હતી. ત્રણે જણાં ગાડીમાં બેઠાં એટલે ગાડી ઝપાટાબંધ દોડવા લાગી.

રમણલાલ શેઠના બંગલા પાસે અત્યારે મોટરો અને વિક્ટોરીઆ ગાડીઓની ઠઠ જામી હતી. ગંગાની મોટર ત્યાં આવી પહોંચી એટલે ઉભી રહી. કુમુદ, ગોદાવરી અને ગંગા ગાડીમાંથી ઉતરી પડયાં. રમણલાલ શેઠનાં પત્ની પોતાને ત્યાં આવનારનું સ્વાગત કરવા માટે દ્વારમાં જ ઉભાં હતાં. તેમણે ત્રણે જણાંનો સત્કાર કર્યો અને દિવાન-

ખાનામાં જવા માટે તેમને સૂચના કરી એટલે ત્રણે જણાં દિવાન-ખાનામાં આવ્યાં. દિવાનખાનામાં વિજળીના દીપક પ્રકટાવવામાં આવ્યા હતા. ત્યાં સંખ્યાબંધ લાવણ્યમયી લલનાઓ જણાતી હતી. કોઇ રમત ગમતમાં લીન થઇ હતી તો કોઇ પ્રેમગોષ્ટિ ચલાવતી આનંદિત મુખમુદ્રા ધારણ કરીને ત્યાં બેઠી હતી. કુમુદિની આ પ્રકાર જોઇને આનંદ પામી. એટલામાં રમણુલાલ શેઠની માતુશ્રી ત્યાં આવ્યાં. તેમણે ગંગાનો આભાર માન્યો અને તેનો હાથ પકડીને તેને એક બાજૂએ લઇ જઇને ત્યાં વાતચિત કરતાં બેઠાં. દિવાનખાનાના બીજા ભાગમાં રમણુલાલ શેઠ પોતાના પુરુષ મિત્રો સાથે વાર્ત્તાલાપ કરતા બેઠા હતા. ગોદાવરીમાશીએ ત્રાંસી નજરે જોયું તો ત્યાં ચન્દ્રકાન્ત તેના જોવામાં આવ્યો અને તે સાથે તે ચમકી ઉઠી. તેણે વિના વિલંબે કુમુદનો હાથ ગુપ્ત રીતે દબાવ્યો અને ધીમે સ્વરે બોલીઃ "શેઠની પાસે પેલો માણુસ કોણુ બેઠો છે તે તું જાણે છે કે? ચાલ, આપણે તેની નજરે નહિ પડતાં કોઈ એકાન્ત સ્થળે જઇને બેસીએ!"

"કોણુ ચન્દ્રકાન્ત છે કે?" કુમુદ સ્મિત કરતી બોલીઃ "તે મ્હને આજે સ્હાંજે સમુદ્ર કિનારે મળ્યા હતા અને મ્હેં જ તેમને રમણુલાલ શેઠના બંગલે આવવાનો આજે ખાસ આગ્રહ કર્યો હતો.

"કુમુદ, આ તું સારૂં કરતી નથી. મ્હને તો તેનો બહુ જ ભય લાગે છે. તું જેમ તેની દૃષ્ટિએ ઓછી પડે તેમ વધુ સારૂં છે. તેના મીઠાબોલા સ્વભાવપર વિશ્વાસ ન રાખ! પોલિસખાતાના માણુસો ક્યારે શું કરે તે કંઇ કહેવાય નહિ. પ્રસંગ આવ્યે પોતાના માબાપની પણુ પરવાહ ન કરે એવા આ લોકો હોય છે. તો પછી ત્હારાં જેવા એકાદ સ્નેહી માટે તો તેમને લાગણી શાની જ હોય? ત્હારા માટે તેના અંતરમાં કંઇ શંકા ઉદ્ભવી હોય અને તે ત્હારી ગુપ્ત રીતે દેખરેખ રાખતો હશે તો? એમ પણુ કેમ ન બને?"

"માશી, તમારો સ્વભાવ દિવસે દિવસે વધારે શંકાશીલ બનતો જાય છે. મ્હારા બદલ તેના અંતરમાં કોઇ પણુ પ્રકારની શંકા નથી એવી મ્હારી ખાત્રી થઇ ચૂકી છે, અને ધારો કે કદાચ તમારી શંકા ખરી હોય તો પણુ તેની નજરે નહિ પડવાથી તે કંઇ આપણાથી બહુ દૂર છે? આપણે તેના મનમાં કોઇ પણુ પ્રકારની શંકા ન ઉદ્ભવે એટલા માટે તેની દૃષ્ટિએ પડીએ એવી રીતે વર્તવામાં જ ડહાપણુ છે."

જો કે કુમુદનો યુક્તિવાદ ગોદાવરીને પસંદ તો નહોતો જ

પડયો તથાપિ તે તેને વખોડી પણ શકી નહિ. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો અને બોલીઃ "ત્હને ગમે તેમ કર ! પરંતુ સાવધ રહેજે."

એટલામાં કેટલીક તરુણીઓની દૃષ્ટિ કુમુદ તરફ ગઇ એટલે તેમણે તેને પોતાની પાસે બોલાવી. કુમુદ તેમની પાસે ગઇ અને રમતગમત કરવામાં લીન થઇ. ગોદાવરીમાશી એક નજીકની દિવાલને અઢેલીને બેઠી અને છોકરીઓની ધીંગામસ્તી જોવામાં લીન થઇ ગઇ.

આ તરુણીઓમાં એક કાળી ચન્દ્રકળા ઓઢેલી તરુણી ચોમેર ચોક્કસ દૃષ્ટિ ફેંકતી હતી એમ ગોદાવરીના લક્ષ્યમાં તત્કાળ આવ્યું. જો કે તેનો પોષાક સાદો હતો અને તેણે અલંકારો પણ પહેર્યા નહોતા; પરંતુ તેની બોલવા ચાલવાની છટા, તેના હાવભાવ આદિ એક નાટકી પાત્રને છાજે તેવું હતું. જો કે તેને કોઇ પોતાની પાસે બોલાવતું નહોતું તો પણ તે પોતાની મેળે જ અન્ય તરુણીઓના ભેગી ભેળાઇ જતી હતી. ગોદાવરી આ તરુણીને પિછાનતી નહોતી. પ્રિય પાઠકો જાણી ચૂક્યા હશે જ કે આ તરુણી બીજી કોઇ જ નહિ પરંતુ બદમાશ રાઠોડની આશ્રિતા કમલા જ હતી.

થોડા સમય પછી તરુણીઓ રમતગમત કરીને શ્રમિત બની ગઇ અને ત્યાં જ ટોળે વળીને બેસીને ગપ્પાં મારવા લાગી. આ તરફ કુમુદ ચન્દ્રકાન્ત બેઠો હતો ત્યાં ગઇ. ચન્દ્રકાન્ત તો ક્યારનોયે કુમુદ પ્રત્યે એકીટશે તાકી રહ્યો હતો. કુમુદને પોતાના તરફ આવતી જોઇને તે ઉભો ઉભો થયો અને કુમુદના પ્રતિ જવા લાગ્યો. કુમુદની પાસે જઇ પહોંચ્યા પછી તે તેને એક દ્વાર પાસે લઇ ગયો અને ત્યાં બન્ને જણાં વાતચિત કરવા લાગ્યાં. આજના સમારંભમાં 'લાલચક્ર'વાળી બદમાશ સ્ત્રી અવશ્ય ભાગ લેવાની જ એવી પોતાની ખાત્રી હોવાથી રત્નસાગરજી પંડિત મહારાજ પણ પોતાના મિત્ર ચન્દ્રકાન્તની સાથે આવ્યા હતા. પંડિતજી રમણલાલશેઠને પોતાની પેટી ચોરાઇ તે સંબંધી સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવતા હતા. પરંતુ કુમુદિની આવ્યા પછી ચન્દ્રકાન્તનું લક્ષ્ય પોતાના કામ તરફ હતું જ નહિ, તેમજ અત્યારે પણ તે કુમુદ સાથે વાર્તાલાપ કરવામાં તલ્લીન થઈ ગયો હતો. એ જોઇને પંડિતને તે ઉભય પ્રત્યે ક્રોધ પણ ઉપજ્યો. પરંતુ તે બિચારો શું કરી શકનાર હતો ? આ બાજૂ બિચારી ગોદાવરીમાશી પણ કુમુદની રાહ જોઇ જોઇને કંટાળી ગઇ. અંતે તે બાજૂની એક ઓરડીમાં ગઇ અને ત્યાં પડેલી આરામખુરસીમાં જઇને સૂતી. અલ્પ સમયમાં જ તે ત્યાં નિદ્રાધીન થઇ ગઇ.

મધ્ય રાત્રિનો સમય વ્યતીત થવા આવ્યો હોવાથી દિવાનખાનામાં બેઠેલી છોકરીઓ પણ હવે ઝોકાં ખાવા લાગી. કળાબાજ કમળા આ સમય શોધતી જ હતી. તે ગોદાવરીમાશી સૂતી હતી તે ઓરડીમાં ગઇ અને પોતાના પોલકાના ખિસ્સામાંથી એક લાલ રંગની ડબ્બી તથા ન્હાની સરખી પીંછી કાઢીને તેણે પોતાના જમણા હાથના પંઝાપર લાલચક્ર કાઢયું. ગોદાવરી નિદ્રાધીન હોવાથી આ મર્મ તે કળી શકી નહિ, તેમજ આ ઓરડીમાં બીજી કોઇ વ્યક્તિ હતી કે કેમ, તે બાબતની કમલાને પણ માહિતી નહોતી. રક્તલાંછન તૈયાર કરીને તે દિવાનખાનામાં લપાતી છૂપાતી આવી. અત્યારે કેટલીક છોકરીઓ ઉંઘનાં ઝોકાં ખાવા લાગી હતી તો બાકીની ઘણી ખરી દિવાનખાનામાંની જાજમપર જ નિદ્રાધીન થઇ હતી. કમળાએ વિચાર કર્યો કે જે પાંચ સાત છોકરીઓ બેઠી બેઠી ઝોકાં ખાય છે તેમની પાછળ જઇને તેમના કંઠમાંથી મૂલ્યવાન્ સુવર્ણહાર કાઢી લેવા. તેણે પોતાનો આ વિચાર અમલમાં મૂકવો શરૂ કર્યો અને આ પ્રમાણે ત્રણ ચાર છોકરીઓને છેતરવામાં તે ફાવી પણ ખરી. કારણકે તે છોકરીઓ જો કે હજી બેઠી હતી પરંતુ તેમની આંખોમાં નિદ્રા એટલી બધી ભરાઇ ગઇ હતી કે તેમને બિલકુલ ભાન નહોતું. કમળા તરત જ એક બીજી છોકરી પાસે ગઇ. તેણે તેના કંઠમાંનો હાર જેવો ખેંચ્યો કે તરત જ આંચકો લાગવાથી પેલી છોકરીએ ચમકીને પાછળ જોયું. તેણે તેના હાથના પંઝાપર લાલચક્ર જોયું. પરંતુ કમલા વિદ્યુત્વેગે ત્યાંથી પસાર થઇ ગઇ.

"ચોર! ચોર! દોડો! દોડો!" એ પ્રમાણે તે છોકરીએ બૂમો પાડવા માંડી કે તરત જ દિવાનખાનામાં સૂતેલી બીજી છોકરીઓ જાગ્રત થઇ ગઇ. તેણે તેમની પાસે પોતાના કંઠમાંનો હાર ગૂમ થયાની હકીકત કહી સંભળાવી એટલે બીજી છોકરીઓ પણ પોતપોતાના દાગીના સંભાળવા લાગી. તરત જ માલૂમ પડયું કે બીજી પણ ચાર પાંચ છોકરીઓના સુવર્ણહાર ગૂમ થયા છે.

"ચોર!" એવી બૂમ સાંભળતાંની સાથે જ ચન્દ્રકાન્ત અને કુમુદ દોડતે પગે દિવાનખાનામાં આવી પહોંચ્યાં. રમણલાલ શેઠ તથા પંડિત પણ ત્યાં આવી પહોંચ્યા. ચન્દ્રકાન્તે 'ચોર' એવી બૂમ પાડનારી છોકરીને પોતાની પાસે બોલાવીને સઘળી હકીકત પૂછવા માંડી ત્યારે તેણે કહ્યું: "ચોરી કરનાર ચોર મ્હારી પાછળના ભાગમાં હોવાથી હું તેનું શરીર જોઇ શકી નથી. પરંતુ તેના હાથ પર 'લાલ

ચક્ર' હતું ! તેના હાથમાં બંગડીઓ હોવાથી તે એક સ્ત્રી હતી એ બદલ કંઇ જ શંકા નથી."

"લાલ ચક્ર ?" સૌએ આશ્ચર્યોદ્દગાર કાઢ્યો. કુમુદ પણ આ સાંભળીને આશ્ચર્યચકિત થઇ. ચન્દ્રકાન્તની મુખમુદ્રા નિસ્તેજ દેખાવા લાગી. સર્વત્ર શાન્તિનો વિસ્તાર થઇ ગયો. પોતાને ત્યાં ઉત્સવમાં ભાગ લેવા માટે આવેલી બાળાઓના દાગીના ચોરાયા તે બદલ રમણલાલ શેઠ પણ બહુ દિલગીર થયા. તેમણે ચન્દ્રકાન્તને ગમે તેમ કરીને આ ચોરીનો પત્તો લગાડવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી. તેણે બહારથી તો શેઠને વચનથી આશ્વાસન આપ્યું પરંતુ આ ગુન્હો પકડાશે કે કેમ, તે બદલ તેના પોતાના મનમાં પણ દૃઢ શંકા હતી.

પાઠક! બદમાશ કમળા પુનઃ ગોદાવરી સૂતી હતી તે ઓરડીમાં આવી. તેણે પોતાના પોલકાના ખિસ્સામાંથી એક શીશી કાઢીને તેમાંની થોડી દવા એક કપડાના ટૂકડા પર રેડીને લાલચક્ર તદ્દન લૂછી નાખ્યું. લાલચક્ર સાફ થઇ ગયા પછી શીશી ખિસ્સામાં મૂકીને તે દીપક હોલવી નાખીને દિવાનખાનામાં બીજી બાળાઓ સાથે ભેળાઇ ગઇ. ગોદાવરી હવે જાગ્રત થઇ હતી. આરામ ખુરસીપરથી ઉઠીને દીપક હતો તે જગ્યાએ નીચે વળીને એ હાથ ફેરવવા લાગી તો એક ભીનો લુગડાનો કકડો તેના હાથમાં આવ્યો. કમલાનો ચ્હેરો તેના સ્મરણમાં જ હતો. તે તો દિવાનખાનામાંનો પ્રકાશ ઓરડીના દ્વાર પાસે આવતો હોવાથી ત્યાં જઇને પેલો ભીનો ટૂચો તપાસ્યો તો તે લાલરંગનો જ હતો. હવે તેણે વિચાર્યું કે આમ કરવામાં તે સ્ત્રીનો શો ઉદ્દેશ હોવો જોઇએ !

કઇ કઇ બાલાની કઇ કઇ વસ્તુ ચોરાઇ હતી તે બાબતની નોંધ ચન્દ્રકાન્તે પોતાની નોંધપોથીમાં કરી લીધી. ત્યાર પછી જ્યારે સઘળી બાલાઓ પોતાના ઘેર જવા લાગી ત્યારે ચન્દ્રકાન્ત કુમુદ પાસે આવીને ધીમે સ્વરે બોલ્યો: "તપાસના કામમાં તમે મ્હને થોડી ઘણી સહાય આપશો કે ?"

"ઘણી ખુશીથી ! બોલો, મ્હારે શું કરવાનું છે ?" કુમુદ બોલી.

"બીજું કંઇ નહિ; શેઠાણી સૌને રજા આપવા માટે દ્વાર પાસે આવીને ઉભાં છે. તમે પણ તેમની પાસે જઇને ઉભાં રહો અને પ્રત્યેક સ્ત્રીના હાથ પ્રત્યે બારિકીથી લક્ષ્ય આપો ! તમને કોઇ સ્ત્રીપર સંશય પડે તો બેલાશક તેનો હાથ પકડજો ! હું આટલામાં જ ઉભો છું."

"વારૂ" એટલું કહીને કુમુદ શેઠાણીની પાસે જઇને ઉભી રહી

અને પ્રત્યેક સ્ત્રીનો હાથ બારિકીથી તપાસવા લાગી. લગભગ સઘળી બાલાઓ પસાર થઇ રહેવા આવી; પરંતુ કુમુદ કંઇ જ બોલી નહિ એટણે ચન્દ્રકાન્તની નિરાશાનો પાર રહ્યો નહિ. એટલામાં ગોદાવરી ઓરડીમાંથી બહાર આવી સઘળી બાલાઓને ચાલી ગયેલી જોઇને તે આશ્ચર્ય પામી. ગંગા દ્વાર પાસે ઉભી હતી તેની પાસે તે ધીમેથી બોલીઃ "સઘળાં માણસો ચાલ્યાં ગયાં છે અને તમે એકલાં કેમ પાછળ રહ્યાં છો? કુમુદ ક્યાં?"

"તે બહારના દ્વાર પાસે જ ઉભી છે. આપણે સૌની પાછળ જવાનું છે એમ તેણે કહ્યું હોવાથી જ હું અહીં ઉભી છું. વારૂ, પરંતુ તું અત્યાર સુધી ક્યાં હતી? અહીં તો મોટી ધમાલ થઇ ગઇને! ચાર પાંચ છોકરીઓના દાગીના ચોરાયા અને એક છોકરી તો એમ કહેવા લાગી કે તે ચોર એક સ્ત્રી હતી તથા તેના હાથ પર લાલ-ચકું હતું!"

આ સાંભળીને ગોદાવરીના મનમાં એક કલ્પના ઉદ્‌ભવી; પરંતુ તે ગંગાને નહિ કહેતાં ગોદાવરી ચકિત સ્વરે બોલીઃ "એમ કે? મ્હને તો કંઇજ ખબર નથી! મ્હને ઉંઘ આવતીતી એટલે બાજૂની ઓરડીમાં ઘડીવાર ઉંઘી ગઇ હતી. લે હું કુમુદને બોલાવી લાવું; પછી આપણે ઘર તરફ જઇએ."

કુમુદની પાસે પહોંચ્યા પછી તેનો હાથ પકડીને થોડે દૂર લઇ ગયા પછી ગોદાવરીએ તેને ઓરડીમાં પોતે નજરોનજર જોએલો પ્રકાર સંક્ષિપ્તમાં જણાવ્યો. ગોદાવરીએ આ હકીકત ચન્દ્રકાન્તને નહિ કહેવાની સૂચના કરી; પરંતુ તેમ કરવામાં કંઈ જ હરકત નથી એમ તેને જણાવીને કુમુદે ચન્દ્રકાન્તને પોતાની પાસે આવવાનો ઇસારો કર્યો. ચન્દ્રકાન્ત ઉત્સુક હૃદયે તેની પાસે દોડી આવ્યો. કુમુદે તેને સઘળી હકીકત કહી સંભળાવી. તે ગોદાવરી અને કુમુદને સાથે લઇને બાજૂની ઓરડીમાં ગયો અને પેલો કપડાનો ડૂચો પણ તેણે તપાસી લીધો. ત્યાર પછી ગોદાવરીએ વર્ણન કર્યા પ્રમાણે તે બદમાશ સ્ત્રીના ચ્હેરાની નોંધ પણ તેણે કરી લીધી.

ત્યાર પછી ચન્દ્રકાન્ત રમણલાલ શેઠ પાસે ગયો અને આજે નિમન્ત્રણ મોકલવામાં આવેલાં તે ઉપરાંતની એક પણ અજાણી સ્ત્રી ઉત્સવમાં ભાગ લેવા માટે આવી હતી કે કેમ, તે બદલ પૂછપરછ કરી. આ ઉપરથી ચન્દ્રકાન્તને માલૂમ પડ્યું કે કાળી ચન્દ્રકળા પહેરેલી એક સ્ત્રી કોઇ અજાણી સ્ત્રી હતી; પરંતુ તે કોઇની સાથે મ્હેમાન

હશે, એમ સ્હમજીને તેની તપાસ કરવામાં આવી ન્હોતી. જો તે કોઇની સાથે મહેમાન હોય તો તેની સાથીદાર મૈત્રિણી શેઠાણી સાથે તેનો પરિચય કરાવી આપે; પરંતુ તેમ તો થયું નથી. તે જરૂર રેલ્વે રસ્તે અત્યારે પાછી ફરવી જોઇએ એવું તેણે ચોક્કસ અનુમાન કર્યું.

ચન્દ્રકાન્ત કુમુદ પાસે ગયો અને બોલ્યોઃ "તમે અને ગોદાવરી બાઇએ મ્હને આજના કામમાં જે મદદ આપી છે તે બદલ હું તમારો આભારી છું. ઇશ્વરેચ્છા હશે તો કૃત્રિમ રક્તલાંછનવાળી સ્ત્રીને આજે હું અવશ્ય કેદ પકડીશ; હું સ્ટેશને જાઉં છું."

એટલું બોલીને ચન્દ્રકાન્ત ત્યાંથી ચાલતો થયો. ગંગા, કુમુદ અને ગોદાવરી પણ શેઠાણીની રજા લઇને પોતાની મોટરમાં બેસીને ઘેર ગયાં. માર્ગમાં કુમુદે સઘળી હકીકત પોતાની માતાને કહી ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ચન્દ્રકાન્ત સ્ટેશનપર આવ્યો તો ગાડીને ઉપડવાને હજી અર્ધા કલાકનો વિલંબ હતો. પ્લૅટફૉર્મપરની એક બેન્ચપર તે ઉતારુઓની રાહ જોતો બેઠો. અલ્પ સમયમાં જ ઉતારુઓની ભીડ થવા લાગી, ચન્દ્રકાન્ત પ્રત્યેક સ્ત્રી ઉતારુ પ્રત્યે બારિક દૃષ્ટિ ફેંકતો બેઠો હતો એટલામાં તેની નોંધપોથીમાં લખેલા વર્ણનને તંતોતંત મળતી આવતી મુખમુદ્રાવાળી એક સ્ત્રી તેના જોવામાં આવી. અત્યારે તેણે પોતાનો કૃત્રિમ વેષ બદલી નાખીને અંગપર દરિદ્રી પોષાક ધારણ કરેલો હતો. ચન્દ્રકાન્તે કમળાને ઓળખી લીધી. પોતે તેને રમણલાલ શેઠના દિવાનખાનામાં ઓળખી શક્યો નહિ એવું વેષાંતર કરવા માટે તેની પોતાના મનમાં તારીફ કરી; પરંતુ કુમુદ દૃષ્ટિ પાસે હોય છે ત્યારે પોતાની બુદ્ધિ કંઇજ કામ શાથી કરી શકતી નથી એ ચન્દ્રકાન્ત હજી પણ સમજી શકતો નહોતો.

ગાડીની સીટી વાગી કે તત્કાળ કમલા બેઠી હતી તે ડબ્બામાં ચન્દ્રકાન્ત ચઢી બેઠો. તરત જ ગાડી ચાલતી થઇ. ચન્દ્રકાન્તને પોતાના ડબ્બામાં દાખલ થયેલો જોઇને કમલા દિલગીર થઇ; પરંતુ હવે ઉપાય નહોતો, તો પણ તેણે પોતાની મુખમુદ્રાપર ભયનો આભાસ સુદ્ધાં જણાવા દીધો નહિ.

'ચર્નીરોડ' આવતાંની સાથે જ કમલા ગાડીમાંથી ઉતરી પડી. ચન્દ્રકાન્ત પણ ઉતરી પડ્યો અને તેની પાછળ પાછળ જવા લાગ્યો. થોડે દૂર ગયા પછી ચન્દ્રકાન્તે તેનો હાથ પકડ્યો. કમલા ગભરાઇ પરંતુ ક્રોધપૂર્ણ મુખમુદ્રા કરતી બોલીઃ "ચોર, ચોર, પોલિસ! પોલિસ!"

"ત્હારું ડહાપણ જવા દે! નહિતર અહીં જ ચતુર્ભુજ થવું પડશે સમજી! તું પોલિસની મદદ માગે તે કરતાં ચાલ હું જ ત્હને પોલિસચોકીમાં લઇ જાઉં છું." ચન્દ્રકાન્ત સ્મિત કરતાં બોલ્યો.

"પરંતુ મ્હેં શો ગુન્હો કર્યો છે કે મ્હને ગરીબને આમ સતાવો છો!"

"એ સઘળું અદાલતમાં જણાશે! અહીં ગરબડ ન કર!"

હવે કમલા ગભરાઇ. તે મુંગે મોઢે ચન્દ્રકાન્તની પાછળ પાછળ જવા લાગી. પોતાને આવા સંકટમાં ફસાવવા માટે તેણે મનમાં ને મનમાં રાઠોડને ગાળો ચોપડાવી.

પોલિસ ચોકીએ જતાં ત્રણ વાગ્યા. ચન્દ્રકાન્તે સાહેબને સઘળી હકીકત કહી સંભળાવ્યા પછી કમલાને તેમની સમક્ષ હાજર કરી.

પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે કમલાને એક સ્વતન્ત્ર કોટડીમાં કેદ રાખવાનું સન્ત્રીને ફરમાવ્યું. ત્યાર પછી સાહેબ સ્મિત કરતા બોલ્યા: "ચન્દ્રકાન્ત, જો આ હકીકત સત્ય નિવડે તો પછી તમારે રક્તલાંચ્છન રહસ્ય એ કેવળ કાલ્પનિક ભુત જ કહેવાશે હોં કે?"

"મ્હને કંઇ હજી એવું લાગતું નથી. કમલાને હું ઘણા સમયથી ઓળખું છું. રક્તલાંછનનો બૂમાટો ચાલે છે એમ જાણીને તેણે તેનો લાભ લેવા માટે આ પેંતરો રચ્યો હોવો જોઇએ. તેની ચોકશી થયા પછી જે હશે તે સમજાશે."

કમલાની તપાસ બીજે દિવસે અગીઆર વાગતાં મુલતવી રાખવાનું નક્કી કરીને ચન્દ્રકાન્ત સાહેબની રજા લઇને વિશ્રામ લેવા માટે પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. રક્તલાંછનવાળી સ્રીનું અનુકરણ કરવા જતાં કમલાની સ્થિતિ નકલી શિયાળ જેવી થઇ અને તેને કારાગૃહનાં દર્શન કરવાં પડયાં; અસ્તુ!

## પ્રકરણ ૧૩ મું.

### ભેદ ફૂટયો!

**યઃ પલાયતિ સ જીવતિ।**

બીજે દિવસે બરાબર અગીઆર વાગતાં ચન્દ્રકાન્ત પોલિસ કચેરીમાં હાજર થયો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તેની રાહ જોતા ઑફિસમાં જ બેઠા હતા. ચન્દ્રકાન્તને આવી પહોંચેલો જોતાંની સાથે જ

સાહેબે સન્ત્રીને બોલાવીને કમલાને હાજર કરવાનો હુકમ કર્યો. કમલા, સાહેબ સન્મુખ હાજર થઇ અને તેણે પોતાનું નામ, ઠામ, ગામ, ધંધો વગેરે સઘળું જણાવ્યું એટલે સાહેબ બોલ્યાઃ "પૂર્વે ત્હને કોઇ પણ પ્રકારની સજા કરવામાં આવી હતી કે ?"

કમલાઃ—"નાજી ! કદાપિ નહિ; મ્હારું વર્તન હમ્મેશાં એવું શુદ્ધ હોય છે કે મ્હારા સંબંધમાં લેશ માત્ર પણ શંકા કરવાનું કોઇને સ્થાન જ મળતું નથી. આ ચન્દ્રકાન્તભાઇ મ્હને અહીં ગઇ કાલે ઘસડી લાવ્યા છે; પરંતુ તેમને મ્હારી આબરુનો જવાબ આપવો પડશે !"

સાહેબઃ—એ બધું આગળ જોવાશે ! અત્યારે તો હું પૂછું તેટલા જ પ્રશ્નોનો ઉત્તર આપ ! ગરબડ નહિ કર ! કાલે તું કોલાબા શા માટે ગઇ હતી ?

"રમણલાલ શેઠનો બંગલો જોવા માટે !" કમલા નિર્ભય સ્વરે બોલી.

સાહેબઃ—તેમને ત્યાં ત્હને કોઇ ઓળખે છે કે ? ત્હને ત્યાં નિમન્ત્રણ થયું હતું કે ?

"ના; હું તેમને ઓળખતી નથી. મ્હને આમન્ત્રણ પણ મોકલવામાં આવ્યું નહોતું. પૂર્વે હું કોલાબાપર એક શેઠાણીને ત્યાં નોકર તરીકે હતી તેમને ત્યાં ગઇ કાલે અચાનક ગઇ હતી. તેમને ત્યાં મ્હને ખબર પડી કે આજે નવરાત્રિનો ઉત્સવ રમણલાલ શેઠને ત્યાં થવાનો હતો. આથી હું પણ તેમાં ભાગ લેવા માટે ત્યાં ગઇ હતી."

સાહેબઃ—તું તદ્દન અજાણ્યા સ્થળે શા માટે ગઈ હતી.

"સાર્વજનિક સમારંભમાં ભાગ લેવા માટે કોઇને પ્રતિબન્ધ હોતો નથી એવી મ્હારી નમ્ર માન્યતા છે, સાહેબ !"

સાહેબઃ—ત્યાં ગઇ કાલે ચોરી થઇ છે તે સંબંધમાં તું કંઇ જાણે છે કે ?

કમલાઃ—હા; સાહેબ ! બે ત્રણ સ્ત્રીઓની ડોકમાંથી સોનાના દાગીના ગૂમ થયાની બૂમ મ્હેં ત્યાં સાંભળી હતી ખરી. વળી ચોરી કરનાર એક સ્ત્રી હતી અને તેના હાથના પંઝાપર લાલચક્ર હતું એવો બૂમાટો પણ સંભળાતો હતો. હું તે વખતે સ્ત્રી સમાજમાં જ હતી.

સાહેબઃ—ત્હેં ત્યાં કોઇ લાલચક્રવાળી સ્ત્રીને જોઇ હતી કે ?

કમલાઃ—ના; એક પણ નહિ. ત્યાં ભેગી થએલી સ્ત્રીઓના હાથ પ્રત્યે જોઇને બેસી રહેવાનું મ્હને શું પ્રયોજન, સાહેબ ?

કમલાના સ્પષ્ટ અને સમયસૂચક ઉત્તરો સાંભળીને સાહેબ આશ્ચ-

ચંચકિત થયો. ચન્દ્રકાન્ત તો નિરાશ જ થયો. સાહેબ અને ચન્દ્રકાન્ત એક બીજા પ્રત્યે ટગર ટગર જોયા કરતા હતા. અંતે સાહેબે ચન્દ્રકાન્તને પૂછ્યું: "મિ૦ ચન્દ્રકાન્ત! કમલાના સંબંધમાં વિશેષ ચોકશી કરવાની છે કે?"

"તેની જડતી લેવાની જરૂર છે, સાહેબ!" ચન્દ્રકાન્ત બોલ્યો.

"ઠીક છે." એટલું બોલીને સાહેબ કમલાને ઉદ્દેશીને બોલ્યો: "ત્હારી પાસે જે કંઈ સામાન હોય તે અમારી સમક્ષ રજુ કર!"

કમલાએ બગલમાંનું પોટલું સાહેબના ટેબલપર મૂક્યું. ચન્દ્રકાન્તે તે છોડયું તો રદ્દી કાગળોમાં જૂના જોડા વિંટાળેલા હોય એમ તેને લાગ્યું. તેણે કાગળ ઉકેલવા માંડયો અને બૂટ નજરે પડતાંની સાથે જ તે જમીનપર ફેંકી દીધા. એ સિવાય તે પોટલીમાં એક કાળી ચન્દ્રકળા, લીલું પોલકું, ગુલાબી રંગની પડીની ડબી, એક તેલની બાટલી, એક રૂમાલ, એક ન્હાનો સરખો અરિસો, અને એક સાબુની ગોટી, એટલી વસ્તુ હતી. પરંતુ આમાંની એક પણ વસ્તુ ચન્દ્રકાન્તને સંશય પડતી લાગી નહિ.

ચન્દ્રકાન્તે સઘળી વસ્તુઓ પુનઃ પોટલીમાં મૂકી અને પોટલી બાંધીને ટેબલપર મૂકી. તે નિરાશ વદને એક ખુરશીપર બેઠો એટલે કમલા પોતાના મનમાં આનંદિતા થઈ. તે વિજયી મુખમુદ્રાથી સાહેબ અને ચન્દ્રકાન્ત પ્રત્યે દૃષ્ટિ ફેંકવા લાગી. ચન્દ્રકાન્ત વિચારવા લાગ્યો: "જો કમલાએ જ ચોરી કરી હોય તો તેણે પોતાનો માલ કોલાબામાં છુપાવ્યો નથી એ વાત નક્કી છે, અને ગાડીમાંથી ઉતર્યા પછી મ્હેં તેને દૃષ્ટિ બહાર થવા પણ દીધી નહોતી. તેણે ચોરેલી વસ્તુઓ તેના શરીરપર જ હોવી જોઇએ." આટલું વિચાર્યા પછી ચન્દ્રકાન્ત સાહેબ પાસે ગયો અને બોલ્યો: "સાહેબ, આની અંગજડતી લેવાની જરૂર છે."

સાહેબે તરત જ સિપાઇ મોકલીને એક બાઇને બોલવડાવી અને તેને હુકમ કર્યો કે કમલાને એક ઓરડીમાં લઇ જઇને તેની અંગજડતી લેવી. તે સ્ત્રી કમલાને લઇને ત્યાંથી ચાલી ગઇ એટલે સાહેબ બોલ્યા: "ચન્દ્રકાન્ત, તમારો દાવ ખાલી ગયો લાગે છે! હું ધારું છું કે તમને ખોટી બાતમી મળેલી હોવી જોઇએ અથવા તો તમારી દિશાભૂલ થતી હોવી જોઇએ!"

"એ માટે કંઇ કહી શકાય નહિ. આ સ્ત્રી છે તો પક્કી બદમાશ!"

એટલામાં પેલી સ્ત્રી કમલાને લઇને ત્યાં પાછી આવી અને

તેણે સાહેબના મેજપર એક ડબ્બી, એક પીંછી અને એક ખાલી શીશી એટલી વસ્તુઓ મૂકી.

આ જોઇને સાહેબ હસવા લાગ્યો. ચન્દ્રકાન્ત ઉદાસ થઈ ગયો અને તે પેલી બાઇને ઉદ્દેશીને બોલ્યોઃ "જડતી લેવામાં તમારી ભૂલ તો નથી થતીને ?"

"સાહેબ, આ કામ કરતાં કરતાં મ્હારા માથાના વાળ પાકી ગયા છે. આપે આવી કલ્પના શાથી કરી ?"

તરત જ પેલી બાઇને રજા આપવામાં આવી. ચન્દ્રકાન્તે સાહેબના મેજપરથી પેલી ડબ્બી ઉપાડી અને તે ઉઘાડી તો તેમાં લાલ રંગ જોવામાં આવ્યો. તે સાથે જ તેની મુખમુદ્રા રક્તવર્ણી બની ગઇ. ગોદાવરીએ કહેલી કૃત્રિમ રક્તલાંછનની હકીકત સાચી હતી એવી તેની ખાત્રી થઇ; પરંતુ તેણે ચોરીની વસ્તુઓ ક્યાં છૂપાવી હશે એ બાબતનો વિચાર પુનઃ ચન્દ્રકાન્તના મગજમાં ઉપસ્થિત થયો. તેણે બહુ વાર સુધી વિચાર કર્યો.

"આ રંગની ડબ્બી શા માટે સાથે લીધી હતી ?" સાહેબે પૂછ્યું.

"ચાંલ્લો કરવા માટે !" કમલાએ તરત જ ઉત્તર આપ્યો. તે જાણતી જ હતી કે સાહેબ આ પ્રશ્ન ડબ્બી ઉઘડતાંની સાથે જ પૂછશે.

ચન્દ્રકાન્ત વિચારમગ્ન સ્થિતિમાં બેઠો હતો એટલામાં તેની નજર પેલા જૂના જોડા તરફ ગઇ. એ જોડામાં કંઇ 'ખડ ખડ' અવાજ થતો હતો તેનું તેને સ્મરણ થયું. ચન્દ્રકાન્તે તરત જ તે જોડો પોતાના હાથમાં ઉપાડયો. હવે કમલાના પેટમાં ચૂંક આવી ખરી. તે ભયભીત મુખમુદ્રાથી તે જોડા પ્રત્યે અને ચન્દ્રકાન્ત પ્રત્યે દૃષ્ટિ ફેંકતી બોલીઃ "સાહેબ, હું નિરપરાધિની છું એવી આપની ખાત્રી થઇ હોય તો મ્હને ગરીબને હવે જવા દો. હું ગઇ કાલની ભૂખી છું."

સાહેબના મનમાં હવે કમલાને છોડી દેવાનું થયું હતું તેથી તેણે ચન્દ્રકાન્ત પ્રત્યે જોયું; પરંતુ તે તો જૂનો જોડો પોતાના કાન પાસે રાખીને ખખડાવવામાં લીન થઇ ગયેલો હોવાથી તેનું સાહેબ પ્રત્યે લક્ષ્ય જ નહોતું. સાહેબે મંદ સ્મિત કર્યું. તરત જ ચન્દ્રકાન્ત "હાં, પકડાયો છે ભેદ !" એમ મોટેથી બોલી ઉઠયો. તેણે પોતાના ખીસ્સામાંથી ચપ્પુ કાઢ્યું અને તે જોડાનું તળીઉં તોડી નાખીને અંદરથી બે મોતીના કંઠા કાઢ્યા અને જોડાને ફેંકી દીધો. ત્યાર પછી ચન્દ્રકાન્તે બીજા જોડાનું તળીઉં તોડયું અને તેમાંથી પણ ત્રણ

મોતીના કંઠા કાઢયા. હવે કમલાની નિરાશાનો પાર રહ્યો નહિ. ચન્દ્રકાન્તે પોતાની નોટબુકમાં સઘળી હકીકત લખી નાખી.

"શાહબાશ! ચન્દ્રકાન્ત!" સાહેબ ચન્દ્રકાન્તની પીઠ થાબડતો બોલ્યોઃ "વારુ, તમારા મગજમાં એકાએક આવી કલ્પના શાથી ઉદ્‌ભવી ?"

"ગઇ કાલે હું રાઠોડની દુકાને ગયો હતો ત્યારે એક જૂનો જોડો હાથમાં આવતાં મ્હેં તે સહજ આમતેમ હલાવ્યો તો તેમાંથી 'ખણ ખણ' એવો અવાજ થતો હતો." હવે તો કમલાનું મ્હોં છેક જ લેવાઇ ગયું હતું; એટલામાં સાહેબ બોલ્યાઃ "રાઠોડ આ બદમાશોનો સાથીદાર હોવો જોઇએ."

"એમાં બિલકુલ શંકા જ નથી. સાહેબ, હવે વિલંબ ન કરો. તમે આ ડાકિનિને કબજામાં રાખજો. હું રાઠોડની દુકાને થોડાં માણસો લઇને જાઉં છું અને તેની દુકાનની જડતી લઇને તેને કેદ પકડી લાવું છું."

સાહેબની અનુમતિની પણ રાહ ન જોતાં ચન્દ્રકાન્ત ઑફિસમાંથી બહાર નીકળી પડયો અને જતાં જતાં તેણે ચાર સિપાઇને પોતાની સાથે લઇ લીધા.

ચન્દ્રકાન્તના ગયા પછી સાહેબે કમલાને પુનઃ કારાગૃહની કોટડીમાં પૂરાવીને પહેરો મૂકી દીધો; અને તેની પાસેથી મળેલી સઘળી વસ્તુઓ સાહેબે મુદ્દામાલ તરીકે પેટીમાં મૂકાવી દીધી. જોડામાંથી મળી આવેલી વસ્તુઓ કોની છે અને તે ક્યાંથી મળી આવી હતી તે બાબતમાં સાહેબે કમલાને પૂછ્યું; પરંતુ તેણે 'મ્હને કંઇજ ખબર નથી' એવું કહ્યું એટલે સાહેબે તે વિષે વધારે પૂછપરછ કરવાનું છોડી દીધું.

ચન્દ્રકાન્તે પોતાની સાથેના ચાર સિપાઇઓ પૈકી બે સિપાઇઓને રાઠોડની દુકાનના પાછળના ભાગમાંની ગલ્લીમાં ઉભા રાખ્યા અને પોતે બે સિપાઇ સાથે રાઠોડની દુકાન પાસે જઇ પહોંચ્યો. રાઠોડને કેવી રીતે પકડવાનો છે તે સંબંધમાં ચન્દ્રકાન્તે પોતાના સાથીદારોને અગાઉથી યોગ્ય સૂચનાઓ આપી મૂકી હતી.

આજે રહવાર થઇ ગયું ત્યારથી જ રાઠોડ કમલાની રાહ આતુરતાથી જોયા કરતો હતો; પરંતુ જેમ જેમ મોડું થતું ગયું તેમ તેમ તેનું ચિત્ત વધારે અસ્વસ્થ થતું ગયું. કમલાએ પોતાની વિ...
કંઇ કારસ્થાન તો નાહ રચ્યું હોય, અથવા તેના પોતાના શિ...ર

કંઇ આપત્તિ આવી પડી પણ હોય ! આ બે કલ્પનાઓ તેના મગજમાં ઘોળાયા કરતી હતી. દશ વાગી ગયા; પરંતુ કમલા ન આવી એટલે રાઠોડની ધીરજ રહી નહિ. તેણે તપાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. ઉંઘણુશી નિત્ય નિયમ પ્રમાણે દુકાનના ઓટલાપર બેઠો બેઠો ઝોકાં ખાતો હતો.

થોડી વાર પછી રાઠોડ ઉંઘણુશીને પોતાની પાસે બોલાવ્યો અને તેને કમલાના ઘરનું શિરનામું આપીને તે ઘેર આવી હતી કે કેમ, તે બદલ તપાસ કરી આવવાનું તેને સૂચવ્યું. રાઠોડે પોતે દુકાનમાં બેઠાં બેઠાં સઘળા રસ્તાપર નજર રાખવાનું કામ કરવા માંડયું.

લગભગ અર્ધા કલાક પછી ઉંઘણુશી પાછો આવ્યો અને ગભરાતો ગભરાતો બોલ્યોઃ "કમલા ઘેર નથી. પણ–પણ–એક નવું સંકટ ઉપસ્થિત થયું છે. પાછળની ગલીમાં બે પોલિસ દાખલ થયા છે. આગળના ભાગમાં પણ કોઇ અવશ્ય આવતું હોવું જોઇએ જ."

રાઠોડ ચમકયો. તેણે આગળના રસ્તાપર તીવ્ર દૃષ્ટિ ફેંકી; પરંતુ ત્યાં કોઇ તેના જોવામાં આવ્યું નહિ. તે બોલ્યોઃ "બચ્ચા, તું અહીં બેસ, દુકાનની બહારના ભાગમાં એક ગુપ્ત સ્થળે હું બેઠો છું; જો રસ્તાપર તું કોઇ પોલિસ સિપાઇને જુએ તો તું તેની દૃષ્ટિએ પડીને જ દુકાનની અંદરના ભાગમાં જજે. તે દુકાનની નજીક આવે એટલે તું બીજા ખંડમાં જજે. તે તને પકડવાની ગડમથલમાં પડશે એટલી વારમાં હું ન્હાસી છુટીશ."

આટલું કહીને રાઠોડ ત્યાંથી ચાલતો થયો અને નજીકના એક મકાનની ઓથે જઇને બેઠો. થોડી જ વારમાં ચન્દ્રકાન્ત બે સિપાઇઓ સાથે ત્યાં આવી પહોંચ્યો તો તેણે ઉંઘણુશીને દુકાનના ઓટલાપર ઉભેલો જોયો. એક બીજાની દૃષ્ટાદૃષ્ટ મળતાંની સાથે જ ઉંઘણુશી દુકાનમાં ગયો. ચન્દ્રકાન્ત પોલિસને ત્યાંજ ઉભા રહેવાનું કહીને પોતે દુકાનમાં ગયો.

રાઠોડને દુકાનમાંથી જ પકડી શકાશે એવી ચન્દ્રકાન્તની માન્યતા હતી; પરંતુ દુકાનમાં કોઇ નહોતું. એ જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તરત જ દુકાનમાંના બીજા ખંડમાં કંઇ ખડખડાટ થતો તેણે સાંભળ્યો. એક પોલિસને બહાર ઉભા રહેવાનું કહીને બીજાને ચન્દ્રકાન્તે અંદર બોલાવ્યો અને તે અંદરના ખંડમાં ગયો. ત્યાં તેણે શું જોયું? ઉંઘણુશી ગુપ્ત દ્વાર ઉઘાડીને ત્યાંથી ઝડપથી પસાર થઇ જતો હતો. "રાઠોડ પણ અહીં જ ગયેલો હોવો જોઇએ; મ્હેં

પાછળની ગલ્લીમાં પોલિસની વ્યવસ્થા અગાઉથી કરી તે ઠીક જ થયું.” એમ વિચારતો ચન્દ્રકાન્ત ઉંઘણુશીની પાછળ ઝડપથી ઉતરવા લાગ્યો. પોલિસ પણ ચન્દ્રકાન્તની પાછળ જવા લાગ્યો. અલ્પ સમયમાં જ ઉંઘણુશી ગલ્લીમાં જઇ પહોંચ્યો. તરત જ ત્યાં ઉભેલા સિપાઇએ તેને પકડયો. ચન્દ્રકાન્ત પણ અલ્પ સમયમાં ત્યાં જઇ પહોંચ્યો તો તેને માલૂમ પડ્યું કે પકડાયલો મનુષ્ય બીજો કોઇ નહિ પરંતુ ઉંઘણુશી જ છે, રાઠોડ નહિ.”

“રાઠોડ ક્યાં છે ?” ચન્દ્રકાન્તે સિપાઇને પૂછ્યું.

“આ છોકરા સિવાય બીજું કોઇ પણ અહીંથી પસાર થયું નથી, સાહેબ!” સિપાઇએ જવાબ આપ્યો.

“ત્યારે તો તે હરામખોર દુકાનમાં જ ક્યાંઇ છુપાઇ રહેલો હોવો જોઇએ.”

ચન્કાન્ત પુનઃ રાઠોડની દુકાનમાં ગયો અને તેની તપાસ કરી; પરંતુ કંઇ જ પત્તો લાગ્યો નહિ. દુકાનની બહાર ઉભેલા સિપાઇને પૂછતાં તેણે પણ જણાવ્યું કે કોઈ પણ મનુષ્ય ત્યાં આવ્યું કે ગયું નહોતું જ. રાઠોડ ન્હાસી છૂટયો એવી ખાત્રી થતાં ચન્દ્રકાન્ત નિરાશ થયો. હવે તો પેલા ઉંઘણુશી પાસેથી જે કંઇ થોડી ઘણી માહિતી મળે તે મેળવવી એવો નિશ્ચય કરીને ચન્દ્રકાન્ત પુનઃ તે ગલ્લીમાં આવ્યો અને ઉંઘણુશીને દમ ભીડાવીને તેણે પૂછ્યું: રાઠોડ ક્યાં છે?”

ઉંઘણુશી કંઇ કાચો નહોતો. તેણે ચન્દ્રકાન્તને રાઠોડનો પત્તો નહિ આપવા માટે નાટકના વેષ ભજવવા માંડયા. પ્રથમ તો થોડી વાર સુધી તેણે એક ગાંડા મનુષ્યની માફક વેષ ભજવવા માંડયા. ત્યાર પછી પોલિસ દાદાએ ચૌદમું રત્ન ચખાડયું એટલે તે મોટેથી રડવા લાગ્યો; પરંતુ તેણે રાઠોડ ક્યારે અને ક્યાં ગયો તે બાબતનો પત્તો કોઇને આપ્યો નહિ. અંતે ચન્દ્રકાન્તે તેને પોલિસ ચોકીપર મોકલી દીધો. ચન્દ્રકાન્ત પુનઃ રાઠોડની દુકાનમાં ગયો અને જૂના જોડાના મોટા મોટા ઢગલા તપાસીને રાઠોડની શોધ કરવા લાગ્યો. એવામાં તેને ગઇ કાલનો જોડો મળી આવ્યો. આજે તેણે તે હલાવ્યો તો તેમાંથી કશો અવાજ સંભળાયો નહિ. તેણે એ બૂટ સિપાઇ પાસે

આજે ખૂ[illegible]ખરો પરંતુ તેમાંથી કંઇ જ નીકળ્યું નહિ. ચન્દ્રકાન્તે

[illegible]રતાથી જોયા કરતો હતો [illegible] તોડાવ્યો પ[illegible] [illegible]ીને તે ઉપાડી લેવાનું સિપાઇને જ-

તેમ તેનું ચિત્ત [illegible] એ જોડો એક કાગળમાં [illegible] થી આગ-

કંઇ કારસ્થાન [illegible] ણાવ્યું. ત્યાર પછ[illegible]

[illegible]ળના ભાગમાં એ[illegible]

પોલિસ ચોકીમાં આવ્યા પછી ચન્દ્રકાન્તે સઘળી હકીકત સાહેબને કહી સંભળાવી અને રાઠોડની દુકાનમાંના પેલા જોડાનો ગઇ કાલનો ઇતિહાસ પણ તે બતાવ્યા પછી કહી સંભળાવ્યો. ત્યાર પછી આ કામ રક્તલાંછન રહસ્ય સાથે જ ખાસ સંબંધમાં ધરાવે તેવું નથી, તેમજ રાઠોડ એક પ્રસિદ્ધ ગુન્હેગાર છે તેથી તેને પોલિસ ખાતાના કાયદા મુજબ કેદ કરવો, એવી સાહેબને ભલામણ કરીને ચન્દ્રકાન્ત પોતાની ઓફિસે ચાલ્યો ગયો.

આ તરફ ચન્દ્રકાન્તના ગયા પછી રાઠોડ નજીકના એક બીજા ઘર પાસે થઇને એક પછી એક ગલ્લી વટાવતો સમુદ્રના કિનારે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### પ્રણય પ્રતીતિ.

પરન્તુ પ્રીતિમાં શરમ ટકી તે ક્યાં સુધી રહે?
તુફાની સિન્ધુની ભરતી અટકી તે ક્યમ શકે!
ચઢેલાં ઉછાળે કુદરત તણે જ્યાં ઉર વહે,
વહે વ્હેતાં એ તો, જગત પ્રતિબન્ધે ન અટકે.

કલાપી.

બપોરનો સમય હતો. ભોજનકાર્યથી નિવૃત્ત થયા પછી કુસુદ પોતાની બેઠકના ઓરડામાં જઇને બેઠી. આજે તે વિચારમગ્ન સ્થિતિમાં હતી. એટલામાં ગોદાવરીમાશી ત્યાં ધીમે પગલે આવી પહોંચી. કુસુદને વિચારમગ્ન થયેલી જોઇને તે બોલીઃ "દીકરી, શા વિચારો કર્યાં કરે છે?"

"કંઇ નહિ, માશી!" કુસુદ ગંભીર સ્વરે બોલી.

"કુસુદ, ત્હારી ગંભીર મુખમુદ્રા અને ત્હારા વિલક્ષણ ઉદ્દગારોપરથી મ્હારા મનમાં એક નવીન કલ્પના ઉદ્દભવી છે. ખરું કહે કુસુદ, ચન્દ્રકાન્ત માટે ત્હારા અંતરમાં પ્રેમભાવના નથી જન્મી? એજ મૂર્ત્તિ ત્હારા હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાનો તો હેં વિચાર નથી કર્યો ને?"

"ના–ના! પ્રેમ એટલે શું અને તે કેવી રીતે થાય તે સુદ્ધાં હું જાણતી નથી, અને અત્યારથી જાણવાની મ્હને ઇચ્છા પણ થતી નથી! તો પણ ચન્દ્રકાન્ત એક સુશીલ, મિલનસાર, અને પ્રિયવાદી

તરુણ ગૃહસ્થ હોવાથી તેમની સાથે વારંવાર પરિચયમાં આવવાની મ્હને ઇચ્છા થયા કરે છે." કુમુદ આટલું બોલીને ગોદાવરી પ્રત્યે તાકી રહી.

"બસ, એજ એજ ! પ્રેમનો આરંભ આવી રીતે જ થાય છે."

"પરંતુ હું તેના પ્રત્યે પ્રેમ ધરાવતી નથી એ તો મ્હેં તમને પ્રથમ જ કહ્યું ને ?"

"તું શું કહે છે તે તું પોતે પણ સમજતી નથી !" કુમુદ, પ્રેમ એટલે શું તે તું હજી જાણતી નથી, કેમ ? આખા વિશ્વમાં માત્ર ચન્દ્રકાન્તની એક જ વ્યક્તિ તને પસંદ પડી ! તે તો ત્હારાપર ચોકી રાખે છે. એકાદ વખત ત્હારાથી બેસાવધતા થઇ ગઇ તો તે તને કાળા પાણીએ પણ પહોંચાડયા સિવાય રહેનાર નથી !"

"તમારો સ્વભાવ બહુ શંકાખોર છે ! તે મ્હારી ચોકી કરે છે એવું તમને કોણે કહ્યું ? હું ખાત્રીપૂર્વક કહું છું કે તેને મ્હારા પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ છે અને રક્તલાંછનની તપાસ કરવામાં પણ તે મ્હારી મદદ સ્વીકારનાર છે."

"અને તેને મદદ આપવા જતાં તું જરૂર ફસાઇ પડવાની જ !"

"મ્હારા હાથથી એવી ભૂલ કદાપી થવાની નથી જ. વળી કોલાબા જેવા એકાન્ત સ્થળે રહીએ છીએ ત્યાં સૂધી એવો ભય રાખવાની બિલકુલ જરૂર નથી."

"કુમુદ, આવા એકાન્ત સ્થળે પણ તું ક્યાં શાન્તિ અનુભવી શકે છે ?"

"પરમ દિવસે પેલા પંડિતની પેટી કોણ ચોરી ગયું ?"

"માશી, એવી પેટી આપણી સરકારના શત્રુઓના હાથમાં જાય તો કેવો અનર્થ થવા પામે. રાજ્ય પ્રતિની વફાદારી અર્થે ગમે તેવું કાર્ય કરવું પડતું હોય તો પણ તે પાતક નથી."

"પણ જગતમાંથી સઘળા દુર્ગુણ અને દુષ્કર્મનો નાશ કરવાનો ત્હેં કંઇ પરવાનો મેળવ્યો છે કે ? એની જવાબદારી ત્હારાપર છે કે ?"

"પણ હું શું કરું ? હું કોઇ પણ દુષ્ટ કૃત્ય જોઉં છું કે મ્હારું અંતર કકળી ઉઠે છે અને તે સાથે જ મ્હારા હાથપર પેલું દુષ્ટ ચિહ્ન દેખાવા લાગે છે, અને તે સાથે જ મ્હારી ઇન્દ્રિયો સ્વાધીનતામાંથી જતી રહે છે. મ્હારી ઇચ્છા ન હોય તો પણ, અરે એટલું જ નહિ પરંતુ હું મ્હારા મનને બીજી દિશા તરફ વાળવાનું કરું છું તો પણ મ્હારા હાથે કંઇ નાહ ને કંઈ અવિચાર બની ગયા સિવાય રહેતો નથી."

કુમુદની ખિન્ન મુખમુદ્રા જોઇને ગોદાવરીનું હૈયું ભરાઇ આવ્યું. તેણે કુમુદને છાતી સરસી ચાંપી અને મીઠા શબ્દો વડે તેના મનનું સમાધાન કર્યું. એટલામાં ગંગા પોતાને બોલાવતી હોય એમ તેને લાગ્યું એટલે તે કુમુદ પાસેથી નીચે ચાલી ગઇ.

ગોદાવરીના ગયા પછી કુમુદ સ્વગત વિચારવા લાગી: "ચન્દ્રકાન્તના સહવાસથી મ્હને આનંદ થાય છે; તેને મળવાની મનમાં ઉત્કંઠા થયા કરે છે એ બધું ખરું; પરંતુ એટલા ઉપરથી જ મ્હારો પ્રેમ ચન્દ્રકાન્ત પ્રત્યે દૃઢ થયો છે એમ ગણાય કે? અને તેમ થાય તો તેમાં ખોટું પણ શું છે? ચન્દ્રકાન્ત જેવા તરુણ, સુંદર, સુશીલ અને સદ્દગુણી પતિ શોધી કાઢવા બદલ મ્હારી માતાને પણ ખરેખર આનંદ અને અભિમાન ઉપજ્યા વગર રહેશે નહિ; પરંતુ મ્હારા માટે ચન્દ્રકાન્તના હૃદયમાં શા વિચારો છે તે જાણવાની પ્રથમ જરૂર છે. જો તે મ્હારા પ્રેમનો તિરસ્કાર કરશે તો મ્હારે જીંદગીપર્યંત દુઃખમાં જ રહેવું પડશે." આટલું વિચાર્યા પછી કુમુદ તનમય બની જઇને ગાવા લાગી:—

ચન્દ્ર પ્રિતમ તરિ આવી હું શર્ણ.
વાતથી રીઝાવી કરી લીધું મન હર્ણ—ચન્દ્ર.
દુઃખ વિયોગ સેવું સૌથી દુસ્તર,
ઉત્તમ એથી ગણું મુજ મર્ણ—ચન્દ્ર.
એક વખત મોહન દિયો દરશન,
વિનવું મુખમાં લઇ હું તર્ણ—ચન્દ્ર.

હજી તો કુમુદિનીનું ગાન પૂર્ણ પણ થયું નહોતું એવામાં તેનું દ્વાર ઉઘાડીને ચન્દ્રકાન્ત ત્યાં આવી પહોંચ્યો. ચન્દ્રકાન્તને આકસ્મિક રીતે આવી ચડેલો જોઇને કુમુદ ચમકી. ગાન બંધ થયું; પરંતુ તત્કાળ તે સાવધ બની ગઇ અને સ્મિતપૂર્વક તેણે તેનું સ્વાગત કર્યું.

"મ્હારા આગમનથી તમારી શાન્તિમાં વિક્ષેપ તો નથી થયો ને?" ગાન કેમ બંધ થયું. ચન્દ્રકાન્ત ઓરડામાં દાખલ થતાં સ્મિત કરતાં બોલ્યો.

"પધારો ! એમ કદાપિ બને જ નહિ." કુમુદે લજ્જાવનત મુખથી પ્રેમળ સ્વરે આવકાર આપ્યો.

"તમારી અમૂલ્ય સહાયથી હું એક ગુન્હો પકડી શક્યો છું તે બદલ તમને આનંદ વર્ત્તમાન સંભળાવવા માટે જ હું આટલી ઝડપથી આવ્યો છું. તમારાં માતુશ્રી અને ગોદાવરીમાશી નીચે

બેઠાં છે. તેઓ તમને નીચે બોલાવતાં હતાં; પરંતુ એટલી ધીરજ પણ મ્હારાથી ન રાખી શકાઇ અને તેથી જ હું અહીં આવ્યો છું." ચન્દ્રકાન્તે વાતને પલટાવી.

"શું રક્તલાંછન સંબંધી કંઇ નવો પત્તો મળ્યો છે, રહસ્યભેદક સાહેબ ?" કુમુદ સહેતુક દૃષ્ટિ ફેંકતી બોલી.

"ગઇ કાલે રાત્રે રમણલાલ શેઠને ત્યાં ચોરાયલી સઘળી વસ્તુઓ મળી છે. ચોરી કરનારી કૃત્રિમ રક્તલાંછનવાળી સ્ત્રી કમલા કેદ પકડાઇ છે. હં, મ્હને ક્ષમા આપજો. આનંદ વર્તમાન સાથે એક દિલગીર થવા જેવા વર્તમાન પણ છે. રાઠોડ નામના એક બદમાશને તમે આટલી ઉદારતાથી મદદ આપ્યા કરો છો; પરંતુ તે ચોરીનો માલ વેચવાનો ધંધો કરે છે એમ સાબિત થયું છે અને તેના ઉપર વૉરંટ પણ કાઢવામાં આવ્યું છે."

"હેં ?" કુમુદ વિસ્મિત સ્વરે બોલીઃ "ત્યારે તો એણે મ્હને ખૂબ રમાડી ! ચાલો, આટલેથી જ શીખામણ મળી !"

પ્રિય પાઠક, જગતમાં એકાન્તવાસ એ બુરામાં બુરી વસ્તુ છે. એકાન્તવાસમાં મોટા મોટા જ્ઞાની ૠષિ મુનિઓ પણ ચલિત થયા છે, મોહ પામ્યા છે. કુમુદ જેવી લાવણ્યમયી લલના સાથે અત્યારે એકાન્તમાં મેળાપ થવાથી આપણી નવલકથાનો નાયક ચન્દ્રકાન્ત ઉત્તેજિત બની ગયો હતો. અત્યારે તેની સઘળી મનોવૃત્તિઓ વિકારવિવશ બની ગઇ હતી. કુમુદના માટે પોતાના હૃદયમાં જે પ્રેમભાવના હતી તેની માહિતી કુમુદને શી રીતે આપવી તે સંબંધમાં ચન્દ્રકાન્ત અત્યારે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો હતો. એટલામાં કુમુદની સામે પડેલા મેજપર આયનાની નજીક પડેલા મોતીના કંઠા તરફ ચન્દ્રકાન્તની દૃષ્ટિ પડી. એ જોઇને ચન્દ્રકાન્ત સ્મિતપૂર્વક બોલ્યોઃ—"વારુ, તમે બહુ નિર્દય જણાઓ છો હોં ? આ બિચારા કંઠાને તેના યોગ્ય સ્થળે એટલે તમારા કંઠપ્રદેશમાં નહિ રહેવા દેતાં તેને સ્થાનભ્રષ્ટ શા માટે કરો છો ? તમને તેની દયા પણ નથી આવતી કે ?"

ચન્દ્રકાન્તના મુખથી શ્રૃંગારિક ઉદ્દગાર સાંભળીને કુમુદે લજ્જાથી નીચું જોયું. ચન્દ્રકાન્તની ઉત્તેજિત અને પ્રેમપૂર્ણ દૃષ્ટિ પ્રત્યે ત્રાંસી નજરે જોતાં તે બોલીઃ "આજે એને એના યોગ્ય આસને વિરાજિત કરવા માટે તો બહાર કાઢવામાં આવ્યો છે. માશી આવે ત્યારે તે મ્હને પહેરાવે ને ?"

"પણ એને બિચારાને માશીની રાહ જોવાની ફરજ શા માટે પાડો છો ? હું જ તે કામ કરું તો નહિ ચાલે કે ?"

"આપણા જેવા મોટા માણસને એક હલકું કામ સોંપાય કે?"

"જો એટલી જ હરકત હોય તો હું આ કામને છેક જ હલકું માનતો નથી." એટલું બોલીને ચન્દ્રકાન્તે મેજપરનો કંઠહાર પોતાના હાથમાં લીધો અને કુમુદની પાછળ ઉભા રહીને તે તેણે તેના કંઠમાં પ્હેરાવવા માંડ્યો. કુમુદની દૃષ્ટિ આયના તરફ હતી. તેમાં ચન્દ્રકાન્તની ઉત્તેજિત મુખમુદ્રા, તેની પ્રેમપૂર્ણ દૃષ્ટિ, તેના સ્ફૂરણ પામનારા ઓષ્ઠ અને તેના થરથર કંપતા હાથ, એ સઘળાં ચિહ્નો ઉપરથી કુમુદ ચન્દ્રકાન્તના હૃદયની પરીક્ષા કરી શકી. કંઠહારની ખીલી બેસાડતી વખતે ચન્દ્રકાન્ત વાંકો વળ્યો ત્યારે તેના થરથર કંપતા ઓષ્ઠ અને કુમુદિનીના સુકુમાર સુપલ્લવની વચ્ચે માત્ર આંગળનું પણ અંતર રહ્યું ન હતું. હવે બન્નેનાં હૃદય ધબકવા લાગ્યાં. તેમણે રોમાંચ અનુભવ્યો. શરીરમાંથી પ્રવેશ મળ્યો. કુમુદિનીના સુકુમાર કપોલપર એક મધુર ચુંબન કરીને અધરામૃતનું પાન કરવા માટે ચન્દ્રકાન્ત અધીરો બની ગયો; પરંતુ જેવો તે પોતાના ઓષ્ઠવડે કુમુદના સુમધુર કપોલપર સ્પર્શ કરવા જાય છે કે તરત જ દ્વાર ખખડ્યું. ચન્દ્રકાન્તે અને કુમુદે દ્વાર ભણી દૃષ્ટિ ફેંકી તો ગોદાવરીમાશી આવી પહોંચી હતી. બન્ને ગભરાઇ ગયાં. પરંતુ સમયસૂચક ચન્દ્રકાન્તે તરત જ વાતને પલટાવી અને 'ઠીક, ત્યારે હું હવે રજા લઇશ,' એમ કહીને જતો હોય તેવો ડૉળ કરીને ઉભો રહ્યો.

કુમુદ કંઇ પણ બોલ્યા સિવાય ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહી હતી. જાણે કંઇ જ બનવા પામ્યું ન હોય તેવો ભાવ પોતાની મુખમુદ્રા પર બતાવતાં કુમુદ બોલી:—"મ્હારી કોઇ પણ પ્રકારની સહાયતાની જરૂર પડે તો બિલકુલ સંકોચ રાખશો નહિ."

"કંઇ ફિકર નહિ." એટલું બોલીને ચન્દ્રકાન્ત ગોદાવરી માશીને ઉદ્દેશીને બોલ્યો: "ગઇ કાલની તમારી બાતમીને લીધે ચોરી પકડાઇ છે અને તમામ માલ મળી આવ્યો છે એ સમાચાર તમને આપતાં મ્હને અનહદ આનંદ થાય છે."

એટલું કહીને ચન્દ્રકાન્ત ત્યાંથી ચાલતો થયો. કુમુદ તેની પ્રત્યે સ્થિર દૃષ્ટિથી જોઇ રહી. ચન્દ્રકાન્ત ત્યાંથી ગયા પછી ગોદાવરીમાશી કુમુદના બન્ને હાથ પકડીને બોલી: "બાપુ! મ્હેં બધું નજરોનજર જોયું! હવે મ્હારી ખાત્રી થઇ ગઇ. બસ!"

"તે? તેમાં હું શું કરું?"

"ત્હારો પ્રેમ તેના પ્રત્યે નથી?"

"બિલકુલ નહિ!"

"અરે પ્રભુ, હવે તો તું જ અમારું રક્ષણ કરે તો છે!"

"બહુ સારું, હશે! હવે આ પુરાણ પુરું કરવું છે? ચાલો, ફરવા જવાનું મોડું થઇ ગયું તેનું કંઈ ભાન છે?"

કુમુદ ઉભી થઈ અને ગોદાવરીમાશીનો હાથ પકડીને તેને નીચે લઇ ગઇ. કુમુદ, ગોદાવરી અને ગંગા સમુદ્ર કિનારે ફરવા ગયાં. કુમુદનું હૃદય આજે આનંદતરંગોથી ઉછળી રહ્યું હતું. પરંતુ ગોદાવરીમાશીના હૃદયમાં તો ઉદાસીનતા સિવાય બીજું કશુંય નહોતું.



## પ્રકરણ ૧૫ મું.

### મહાત્માનો મેળાપ.

पद्माकरं दिनकरो विकचीं करोति।
चन्द्रो विकासयति कैरवचक्रवालम्॥
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति।
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः॥

भर्तृहरिः।

(ભાવાર્થઃ—સૂર્ય પ્રાર્થના વિના જ કમલના સમુદાયને પ્રફુલ્લિત કરે છે, ચન્દ્ર કોઇની પણ પ્રાર્થના વિના પોયણી (કુમુદિની) ને પ્રફુલ્લિત કરે છે, અને મેઘ પણ કોઇની પ્રાર્થના વિના જળ આપે છે; તેમજ સત્પુરુષો પણ જાતે જ બીજાના કલ્યાણ માટે ઉત્સાહથી પ્રયાસ કરે છે.)

કોલાબાપરની એક ન્હાની સરખી વીશીમાં ચન્દ્રકાન્તે પોતાનો મુકામ કર્યો હતો. અત્યારે તે ત્યાં ગયો અને પોતાની ઓરડીમાં જઇને એક આરામખુરસીપર પડયો. ચન્દ્રકાન્તની દૃષ્ટિ સમક્ષ કુમુદની લાવણ્યમયી મૂર્તિ ખડી થઇ. પોતે અત્યારે કોલાબાપર શા કામ માટે આવ્યો હતો તેનું તેને સ્મરણ સુદ્ધાં રહ્યું નહિ. ચન્દ્રકાન્ત આજે કુમુદ સંબંધી વિચાર કરવામાં એટલો તો ગરકાવ થઇ ગયો હતો કે, સાયંકાળ સુધી તે બ્હાર સુદ્ધાં નીકળ્યો નહિ. ચન્દ્રકાન્તના કર્ણપર કુમુદના ગાનનો સૂર હજી પણ અથડાયા કરતો હતો.

બરાબર રાત્રિના નવ વાગ્યા. પછી કોલાબા પોલિસ ચોકીનો તરુણ નાયક વીશીમાંથી જમીને બહાર નીકળી ગયો. રાઠોડને પકડી લાવનારને રૂ. ૧૫૦ નું ઇનામ મળશે, એવી મતલબનો સરક્યુલર આજે તેના ઉપર આવ્યો હોવાથી તેનું મન તે ઇનામ મેળવવા માટે તલપાપડ થઇ ગયું હતું. રસ્તે ચાલતાં ચાલતાં તે વિચારવા લાગ્યો. "જો આ રાઠોડ પકડાય તો મ્હને કેટલો બધો લાભ થાય! ઇનામ મળે, પગાર વધે અને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની આપણાપર મેહેરબાની વધે! પણ, મુંબઇ જેવી વિશાળ નગરી છોડીને રાઠોડ દરિઆ કિનારે આવવાની મૂર્ખાઇ કરે ખરો કે?" આ પ્રમાણે વિચાર કરતો નાયક વીશીના મકાનના પ્રવેશદ્વારની બહાર નીકળ્યો તો તેણે દ્વારની નજીકના એક ફાનસ પાસે વીશીમાં તૈયાર રાખવામાં આવેલા ખોરાકની નોંધવાળો ચોટેલો કાગળ વાંચતો ઉભેલો દીઠો. તે મનુષ્ય પ્રત્યે બારિકીથી દૃષ્ટિ ફેંકતાં નાયક ચમકયો. સરકયુલરમાં રાઠોડના ચહેરા સંબંધી આપવામાં આવેલા વર્ણનની સાથે તે મનુષ્યનું મ્હોં સર્વાંશે મળતું આવતું હોવાથી, તે મનુષ્ય રાઠોડ જ હોવો જોઇએ એવી નાયકની દૃઢ પ્રતીતિ થઇ. તેણે ખાત્રી કરવા માટે તે મનુષ્ય ઉભો હતો ત્યાં ઉતાવળે પગલે જવા માંડયું. કોઇ મનુષ્યનો પગરવ સાંભળવામાં આવતાંની સાથે જ રાઠોડે ચમકીને પાછળ જોયું અને ત્યાંથી પલાયન કરી જવા માંડયું. કોઇ ગૃહસ્થ મનુષ્ય હોય તો પોલિસને જોઇને આમ ન્હાસવા માંડે નહિ અને તેથી તે રાઠોડ નહિ હોય તો અવશ્ય કોઇ પણ ગુન્હેગાર તો હશે જ એવી નાયકની ખાત્રી થઇ ગઈ. તે મનુષ્ય બીજો કોઇ નહિ પરંતુ બદમાશ રાઠોડ જ હતો. નાયકે તેની પૂંઠ પકડી. જો કે રાઠોડ શરીરે લઠ્ઠ હતો તો પણ નાસી છૂટવામાં તે બહુ ચપળ હતો. નાયક પણ બદમાશોની પૂંઠ પકડવામાં કોઇથી ગાંજ્યો જાય તેવો નહોતો.

"ઉભો રહે, બદમાશ! નહિતર, માત્ર એક જ ગોળી બહારથી ઠાર કરીશ." નાયક દોડતાં દોડતાં બૂમ મારવા લાગ્યો. પરંતુ રાઠોડ તો આંખો મીંચીને દોડયો જતો હતો. નાયકે ગોળીબ્હાર કર્યો પરંતુ સારા નશીબે રાઠોડ બચી ગયો. અલ્પ સમયમાં જ ગોળી બ્હાર થવાથી કેટલાક મનુષ્યો પોતપોતાના મકાનમાંથી બહાર નીકળી આવ્યાં. પરંતુ અંધકારનો લાભ લઇને રાઠોડ નાસી છૂટયો. રાત્રિના સમયે ગોળી બ્હારનો અવાજ સાંભળીને ચન્દ્રકાન્તની પ્રેમતન્દ્રા ઉડી ગઇ. તે દોડતે પગે વીશીમાંથી નાઠો.

નાસતાં નાસતાં રાઠોડ હાંરી ગયો. તે જેમ જેમ દૂર જતો

હતો તેમ તેમ તેનો નાસવાનો વેગ કમી થતો જતો હતો. નાયકનો પગરવ હવે તેને ઘણો જ નજીકમાં જ સંભળાવા લાગ્યો હતો. નાયક નજીક આવી પહોંચ્યો એટલે રાઠોડને પુનઃ ધમકી આપવા લાગ્યો. હવે રાઠોડના મનમાં નાયકને થાપ ખવડાવવાનો વિચાર ઉપજ્યો. નાયકે પુનઃ ગોળી બ્હાર કર્યો. જો કે આ સમયે રાઠોડને ગોળીનો ઘા વાગ્યો નહોતો તથાપિ તે " ઓ બાપરે ! " એવી બૂમ પાડીને ધરાપર ઢળી પડયો. અલ્પ સમયમાં જ નાયક રાઠોડ પાસે આવી પહોંચ્યો અને રાઠોડનું ખૂન થયું એમ વિચારીને તેનું શરીર તપાસવા લાગ્યો. પરંતુ બદમાશ રાઠોડ તરત જ ઉભો થઇ ગયો અને તેણે નાયકને કેડમાંથી પકડીને તેને જમીનપર પટકી દીધો તથા તેની છાતીપર ચઢી બેઠો. નાયક તો બિચારો ટાંટીઆ પછાડવા લાગ્યો. પરંતુ રાઠોડના સપાટા-માંથી તેનાથી છૂટી શકાયું નહિ. રાઠોડે તેની રિવૉલ્વર કાઢી લીધી અને તે તેના કપાળમાં મારી એટલે નાયક બેશુદ્ધ થઇ ગયો. પરંતુ એટલામાં કોઇ મનુષ્યનો પગરવ સાંભળવામાં આવતાં રાઠોડ નાયકની છાતીપરથી ઉતરી પડયો અને ' રિવૉલ્વર ' સહિત અન્ય દિશા તરફ નાસવા લાગ્યો.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્ત ત્યાં આવી પહોંચ્યો. નાયકને બેશુદ્ધાવસ્થામાં પડેલો જોતાંની સાથે જ ઘણો પ્રકાર તેના જાણવામાં આવી ગયો. એક ક્ષણપર્યંત પણ ત્યાં નહિ રોકાતાં ચન્દ્રકાન્ત રાઠો-ડની પાછળ દોડવા લાગ્યો. નાયક બિચારો અમુક સમય પછી શુદ્ધિમાં આવ્યો અને બક્ષિશની આશા ત્યજીને લંગડાતો લંગડાતો પોલિસ ચોકી તરફ જવા લાગ્યો.

રાઠોડ નાસતો નાસતો સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. ચન્દ્ર-કાન્ત પાછળ જ હતો. કિનારા પાસેના સપાટ મયદાનમાં છુપાઇ રહેવા યોગ્ય કોઇ પણ સ્થાન નહિ હોવાથી તેવું સ્થાન દૃષ્ટિએ પડતાં સુધી રાઠોડને નાસવા સિવાય અન્ય માર્ગ નહોતો. આકાશસ્થ ચન્દ્ર પોતાનાં ધવલ કિરણોથી સૃષ્ટિપર અમૃતનો વર્ષાવ કરી રહ્યો હતો. આજનો દિવસ સહજ વાદળાંવાળો હોવાથી ચન્દ્ર ઘડીમાં વાદળામાં અલોપ થઇ જતો તો ઘડીમાં તે પુનઃ આકાશપટપર ડોકીઆં કર્યા કરતો હતો. ચન્દ્ર-પ્રકાશનો વિસ્તાર થતાં જ ચન્દ્રકાન્તની દૃષ્ટિ રાઠોડપર પડી, અને તે સાથે જ તેની પૂંઠ પકડવામાં તેના પગમાં બમણું જોર આવ્યું. પોતાની પાછળ આવનાર વ્યક્તિને રાઠોડ ઓળખી શક્યો નહોતો તથાપિ તે ગમે તે હોય પરંતુ પોતાની પૂંઠ છોડતી નથી એવી તેની ખાત્રી થઇ

ગઇ. રાઠોડને આજે સ્હવારથી અત્યાર સૂધીમાં બિલકુલ ખાવા મળ્યું નહોતું; તેથી એકેક પગલું ભરતાં તેનો જીવ નીકળી ગયા જેવું કષ્ટ થતું હતું. આટલો શ્રમ સ્હેવા છતાં પોતે શત્રુના પંઝામાં સપડાઇ જશે એવો વિચાર મગજમાં ઉદ્ભવતાં તેની નિરાશાનો પાર રહ્યો નહિ. પરંતુ એટલામાં ચન્દ્ર પુનઃ વાદળાંમાં છુપાઇ ગયો. ભૂમિપર અંધકારનો વિસ્તાર થઇ ગયો. રાઠોડની દૃષ્ટિ કિનારાની નીચેના ભાગમાં પડેલા બે ત્રણ મોટા પત્થરપર પડી. તે તરત જ અંધકારનો લાભ લઇને નીચે કૂદી પડયો અને એક મોટા પત્થર ઉભો કરીને તેની ઓથે છૂપાઇને બેઠો.

પુનઃ ચન્દ્રે વાદળામાંથી ડોકીઉં કર્યું અને ભૂમિપર પ્રકાશનો વિસ્તાર થયો. ચન્દ્રકાન્તની દૃષ્ટિ સામે જ હતી. તેણે આ વખતે પોતાની આગળ રાઠોડને નાસતો દીઠો નહિ એટલે તે આશ્ચર્યચકિત થયો. રાઠોડ આટલામાં જ કયાંય હશે એવી ચન્દ્રકાન્તે અટકળ કરી. એટલામાં પત્થરના ઘસારાનો અવાજ કાનપર આવતાં રાઠોડ આટલામાં જ કયાંય છુપાયો હોવો જોઇએ એવી ચન્દ્રકાન્તની ખાત્રી થઇ. તે તરત જ કિનારાની પાયરીપરથી નીચે કૂદી પડયો એટલે રાઠોડે એકદમ પાછળથી આવીને ચન્દ્રકાન્તને ધક્કો મારીને નીચે પટકી દીધો અને પોતે ત્યાંથી પસાર થઇ ગયો. ચન્દ્રકાન્તે એક કિકિઆરી પાડી અને બેશુદ્ધ થઇને તે પટકાઇ પડયો.

હરનાથ નામનો એક મનુષ્ય કિનારાની પાયરી નીચેની એક ગુપ્ત ગુફામાં રહેતો હતો. તે પોતાને જોઇતી વસ્તુઓ રાત્રિના સમયે શહેરમાંથી લઇ આવતો. તેની ગુફાપર એક મોટી શિલા ઢાંકી દેવામાં આવતાં ત્યાં એક ગુફા હશે એવી કોઇથી કલ્પના પણ થઇ શકે તેમ નહોતું. અત્યારે તે કિનારાની પાયરીની નીચે ઉતરીને પોતાના ગુપ્ત રહેઠાણ તરફ જતો હતો એટલામાં તેણે ચન્દ્રકાન્તની હૃદયદ્રાવક કિકિઆરી સાંભળી એટલે જે દિશા તરફથી સ્વર આવતો હતો તે દિશા તરફ જવા લાગ્યો. જઇને જુએ છે તો એક વ્યક્તિ બેશુદ્ધાવસ્થામાં પડેલી! ચન્દ્રકાન્તને હાથ ઝાલીને બેઠો કરતાં હરનાથ બોલ્યો: "ભાઇ, સહજ પણ ગભરાશો નહિ. તમને પછાડ વાગી છે માટે મ્હારી ઓરડીએ ચાલો એટલે હું તમને શેકતાપ કરીશ કે તરત જ આરામ થઇ જશે."

ચન્દ્રકાન્ત બેઠો થયો અને હરનાથનો ખભો ઝાલીને લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો. હરનાથ અલ્પ સમયમાં જ સોએક ડગલાં

ચાલ્યા પછી એકાએક ઉભો રહ્યો અને પછી ચન્દ્રકાન્તને ઉભા રહેવાનું કહીને તે વાંકો વળીને એક શિલા ખસેડવા લાગ્યો. તરત જ ત્યાં ગુફા હોય તેમ ચન્દ્રકાન્તને લાગ્યું. હરનાથ ચન્દ્રકાન્તને અંદર લઇ ગયો. ગુફામાં એક મંદતેજ દીપક પ્રકાશી રહ્યો હતો. ચન્દ્રકાન્તે હરનાથના શરીર તરફ બારિકીથી દૃષ્ટિ ફેંકી તો પોતાની સામે ઉભેલી વ્યક્તિ કોઇ સાધુચરિત્ર મહાત્મા હોય એમ તેને લાગ્યું. તેણે પોતાની સામેની ભઠ્ઠીમાંથી ચીપીઆ વડે અગ્નિને બહાર કાઢતાં કહ્યું:- "ભાઇ ! તમે મ્હારી નજીકમાં બેસો એટલે હું તમને જ્યાં જ્યાં વાગેલું છે ત્યાં શેક કરું; તમારી સઘળી પીડા હમણાં દૂર થશે."

ચન્દ્રકાન્ત મહાત્મા પાસે જઇને બેઠો. તેના હાથ પગ અને મ્હોંપર લોહીના ઉઝરડા થયેલા જણાતા હતા. હરનાથે પોતાની એક ભગવી કફની ફાડીને ચન્દ્રકાન્તના શરીરપરના રુધિરના ઉઝરડા લૂછી નાખ્યા અને ચન્દ્રકાન્તને શેક તાપ કરવા લાગ્યો.

લગભગ અર્ધા કલાક પછી ચન્દ્રકાન્તની કંઇક પીડા ઓછી થઇ એટલે હરનાથે કહ્યું: "ચન્દ્રકાન્ત, હવે તમે તમારા ઘેર જઇને વિશ્રાન્તિ લ્યો તો ઠીક!"

"મ્હને કોલાબા નજીકની વીશી સૂધી મૂકી જવાની કૃપા કરશો તો મ્હારાપર મહદુપકાર થશે." ચન્દ્રકાન્તે વિનંતિ કરી.

"કંઇ હરકત નહિ. ચાલો હું તમારી સાથે આવું છું." એટલું કહીને હરનાથ ઉભો થયો. બન્ને જણા ગુફાની બહાર આવ્યા. ચન્દ્રકાન્ત હરનાથના ખભાપર હાથ મૂકીને ચાલવા લાગ્યો. હરનાથે પોતાના પ્રાણ બચાવ્યા તેથી પોતાને આજે પુનર્જન્મ મળ્યો હતો એમ વિચારીને ચન્દ્રકાન્ત કૃતજ્ઞ અંતઃકરણપૂર્વક હરનાથનો આભાર માનવા લાગ્યો. પરંતુ હરનાથ મ્હેં કંઇ જ કર્યું નથી. માત્ર મ્હારી ફરજ બજાવી છે; ધીમે બોલો!" એટલું જ ધીમે ધીમે બોલ્યા કરતો હતો. અલ્પ સમયમાં જ બન્ને જણા વીશી પાસે જઇ પહોંચ્યા એટલે હરનાથે ચન્દ્રકાન્તને પ્રવેશદ્વાર પાસે મૂકીને ત્યાંથી ચાલતો થયો.

હરનાથ જવા લાગ્યો એટલે ચન્દ્રકાન્ત તેનો હાથ પકડીને બોલ્યો: "હં! હં! મહારાજ, આમ શું કરો છો! તમે મ્હને જીવિતદાન આપ્યું છે; હજી તો મ્હેં તમારો હૃદયપૂર્વક આભાર પણ માન્યો નથી તે પૂર્વે તમે આમ ચાલતા કેમ થાઓ છો? હું તમને હમણાં જવા દેનાર નથી!"

"અરે ભલા માણસ, મ્હેં માત્ર મ્હારી ફરજ બજાવી છે! મ્હને કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી!" હરનાથે કહ્યું.

"તો પણ કૃપા કરીને તમે મ્હારું આ કાર્ડ તમારી પાસે રાખો! તેનો કોઇ પણ વખતે ઉપયોગ કરવો પડે તો મ્હને તમારો ચરણરજ સેવક જ માનજો! તમારા નામનો પરિચય મ્હને મળ્યો હોત તો હું બહુ આનંદ પામત!" એમ કહીને ચન્દ્રકાન્તે એક કાર્ડ પોતાના ખીસ્સામાંથી કાઢયું અને તે હરનાથના હાથમાં મૂક્યું. હરનાથ મૂંગે મોઢે ત્યાંથી ચાલતા થયા.

હરનાથનું આવું વિલક્ષણ વર્તન જોઇને ચન્દ્રકાન્ત વિસ્મિત થયો. તેણે આ મનુષ્યને કોઇ પણ સ્થળે જોયો હતો એમ તેને યાદ આ-વવા લાગ્યું. મનુષ્યને એક વાર જોયા પછી તેને નિરંતર સ્મરણમાં રાખવામાં ચન્દ્રકાન્ત ચતુર હતો. પરંતુ હરનાથનો સાધુવેષ તેના વધી ગયેલા કેશ અને પોતાની અંગપીડા એટલાં કારણોને લીધે ચન્દ્રકાન્ત હરનાથને અત્યારે ઓળખી શકયો નહિ. તેણે ઘણી વાર સુધી સ્મરણ કર્યું; પરંતુ આ વ્યક્તિને તે ઓળખી શકવામાં સફળ નીવડયો નહિ.

ચન્દ્રકાન્ત ઉપર ચાલ્યો ગયો અને ઘણી રાત્રિ થવા આવી હોવાથી બે કલાક વિશ્રાન્તિ લેવાના ઉદ્દેશથી કોચપર જઇને પડયો. અંગપીડાને લીધે, તેમજ દોડવાંના અતિ શ્રમને લીધે તે પથારીમાં સૂતાંની સાથે જ નિદ્રાવશ ગઇ ગયો અને બીજે દિવસે સૂર્યોદય થયા પછી જાગ્રત થયો.

---

## પ્રકરણ ૧૬ સું.

---

### હરનાથ કોણ?

આ તરફ રાઠોડ નાસતો નાસતો એક ન્હાની સરખી ટેકરી જેવી ઉંચાણવાળી જગ્યાએ જઇ પહોંચ્યો. રાઠોડે જોયું તો ત્યાં એક ખાઇ હતી. રાઠોડ અત્યારે એટલો બધો તો શ્રમિત થઇ ગયો હતો કે હવે તેનાથી એક ડગલું સુદ્ધાં ચલાતું નહોતું. તે ધીમે રહીને તે ખાઇમાં ઉતર્યો. અંધકારમાં ચોતરફ હાથ વતી થોડા ઘણા પત્થરો દૂર કરીને એક પત્થર ઉશિકા તરીકે ગોઠવીને સૂતો અને ઘસઘસાટ ઉંઘ કાઢવા લાગ્યો.

બીજે દિવસે એક કલાક દિવસ ચઢયા પછી રાઠોડ જાગ્રત થયો અને ખાઇમાં પલાઠી વાળીને બેઠો. તેનું આખું અંગ દુઃખતું હતું. ક્ષુધાને લીધે તેનું પેટ પાતાળમાં પેસી ગયું હતું અને આંખે અંધારાં આવતાં હતાં. ક્ષુધાના દુઃખને લીધે શારીરિક પીડાનું પણ તેને વિસ્મરણ થયું. ગમે તેમ થાય પરંતુ કંઇ પણ ખાવાનું હવે તો મળવું જ જોઇએ એમ તેને થઇ રહ્યું. તે ખાઇમાં ઉભો થયો અને બહાર દૃષ્ટિ ફેંકવા લાગ્યો તો તેની ખાત્રી થઇ કે દૂરથી કોઇ બે મનુષ્યો વાતચિત કરતા પોતાની ખાઇ તરફ ચાલ્યા આવતા હતા. રાઠોડે બારિકીથી જોયું તો તે બન્ને ચન્દ્રકાન્તના હાથ નીચેના 'ડિટેક્ટિવ' અમલદારો હતા એવી તેની તત્કાળ ખાત્રી થઇ.

"ઓ બાપરે! આ કૂતરાઓ મ્હારી પાછળ આટલા બધા કેમ લાગ્યા છે?" એટલું બોલીને રાઠોડ પુનઃ ખાઇમાં બેસી ગયો.

ક્ષુધાનું દુઃખ રાઠોડને જંપીને બેસવા દેતું નહોતું. તે પુનઃ ખાઇમાં ઉભો ઉભો ડોકીઆં કરવા લાગ્યો. અલ્પ સમયમાં જ તેણે સમુદ્ર કિનારે બે સ્ત્રીઓ તથા એક પુરુષને બેઠેલાં જોયાં. બન્ને સ્ત્રીનાં મ્હોં રાઠોડના મ્હોં તરફ હોવાથી તે કુમુદ અને તેની માશી ગોદાવરીને ઓળખી શક્યો. પરંતુ પેલો મનુષ્ય પીઠ ફેરવીને બેઠેલો હોવાથી રાઠોડ તેને ઓળખી શક્યો નહિ.

આજે બાર વાગ્યા પછી સમુદ્ર કિનારે ઉજાણી કરવાનું ગઇ રાત્રે કુમુદે નક્કી કરેલું હોવાથી કુમુદ અને ગોદાવરીમાશી ખાવાનું તૈયાર કરીને સમુદ્ર કિનારે આવ્યાં હતાં. તેઓએ ત્યાં બેસીને થોડા સમય સુધી વાર્તાવિનોદ કર્યો એટલામાં ચન્દ્રકાન્ત પણ ત્યાં આકસ્મિક રીતે આવી ચઢયો. ગોદાવરીમાશી ચન્દ્રકાન્તને આમ અચાનક આવી ચઢેલો જોઇને વિસ્મિત થઇ પરંતુ કુમુદ તો ચન્દ્રકાન્ત, ચન્દ્રકાન્ત, કહીને તેની સાથે વાર્તાલાપ કરવામાં લીન બની ગઇ.

ચન્દ્રકાન્તના શરીર તરફ બારિકીથી દૃષ્ટિ ફેંક્યા પછી કુમુદ બોલી: "રહસ્યભેદક સાહેબ, આ શું? તમને આ શું થયું? માંદામારી થઇ હતી કે?"

ચન્દ્રકાન્તે ડાબો હાથ પાટાવતી બાંધીને પાટો પોતાના ગળે બાંધ્યો હતો. તેના ગાલપર ઉઝરડો થયો હતો. નીચેનો ઓષ્ઠ સૂઝી ગયો હતો. એક પગે તે લંગડાતો લંગડાતો ચાલતો હતો. રાત્રિના ઉપચારથી તેમજ પ્રાતઃકાળના તેલમર્દન તેમજ ગરમ પાણીના સ્નાનાદિક ઉપાયેથી તેના શરીરનું કળતર અત્યારે સહજ કમી થયું હતું.

કુમુદનો હાથ પોતાના જમણા હાથમાં લેતાં ચન્દ્રકાન્ત સ્મિત કરતાં બોલ્યો! "કંઇ નહિ; તમારા મિત્ર મિ. રાઠોડને પ્રેમાલિંગન કરવા જતાં આ નિશાનીઓ થઇ છે!"

"એટલે?" કુમુદ આશ્ચર્યચકિત સ્વરે બોલી: "ગઇ કાલે સ્હાંજે તો તમે અમારે ત્યાં હતા! રાત્રે તમે શહેરમાં ગયા હતા કે? એ રાઠોડ તમને ક્યાંથી મળ્યો? તેની સાથે મારામારી થઇ હતી કે? ત્યારે અત્યારમાં તમે અહીં કેમ આવ્યા છો?"

"મ્હને શહેરમાં આવવાની તસ્દી ન પડે એટલા માટે તો તમે કોલાબાપર રહેવા આવ્યાં છો. ગઇ કાલે રાત્રે તે મ્હારી વીશી પાસે મ્હને ખાસ બોલાવવા માટે આવ્યો હતો અને તેને પ્રેમથી ભેટવા જતાં મ્હારી આવી દશા થઇ છે!"

"આ ગળામાં હાથ લટકાવ્યો છે એ પણ તેની ભેટનું જ પરિણામ છે કે? ગાલપર ઉઝરડો થયો છે, અને ઓષ્ઠ સૂઝી ગયો છે એ તેના મધુર ચુંબનની નિશાની છે કે?"

"હા, ચુંબનની નિશાની તો ખરી જ! પરંતુ તે રાઠોડના ચુંબનની નિશાની નથી! તેણે મ્હને ભૂમિ સાથે ભેટાડી દીધો હતો તેથી આ ભૂમિના ચુંબનની નિશાની છે! બીજી પણ કેટલીક નિશાનીઓ હતી; પરંતુ હમણાં તે અદૃશ્ય થઇ ગઇ!"

"અરે પ્રભુ!" કુમુદ ભય પામતી બોલી: "એ મુઆ રાઠોડે તમને જમીનપર પછાડ્યા કે? હવે કૃપા ભાવે મશ્કરી કરવાનું મૂકીને આ અલંકારિક ભાષાનો ત્યાગ કરો અને મ્હને સઘળી હકીકત સમજાવીને કહો!"

"કુમુદ!" ચન્દ્રકાન્ત ગદ્‌ગદ કંઠે બોલ્યો: "મ્હારા જીવન માટે તમને કેટલું બધું લાગી આવે છે!" એટલું બોલીને ચન્દ્રકાન્તે ગઇ રાત્રિનો સઘળો ઇતિહાસ કુમુદને વિનોદાત્મક ભાષામાં સવિસ્તર રીતે કહી સંભળાવ્યો તેમજ એક અપરિચિત સાધુ મહાત્માએ પોતાના પ્રાણ બચાવ્યા એ હકીકત પણ તેણે તેને કહી અને કૃતજ્ઞતાપૂર્ણ સ્વરે બોલ્યો: "રાત્રે જ્યારે તે સ્વામી મ્હને મ્હારી વીશીની નજીક મૂકી ગયા ત્યારે મ્હારું મગજ એટલું બધું ભમી ગયું હતું કે તે વખતે યોગ્ય શબ્દોમાં તેમનો આભાર માનવાનું સુદ્ધાં મ્હને સ્મરણ રહ્યું નહિ. જો તેને દ્રવ્યની જરૂર હોય તો દ્રવ્ય આપીને કિંવા બીજી કોઇ પણ પ્રકારની સહાય જોઇતી હોય તો તે આપીને તેમના ઋણ-

માંથી મુક્ત થવાની મ્હને ઉત્કટ ઇચ્છા થાય છે. રાત્રે તે આ માર્ગે થઇને એકલા જ જતા હતા અને તેમની સાથે એક પોટલી પણ હતી. હું ધારૂં છું કે તેઓ આટલામાં જ ક્યાંઇ રહેતા હોવા જોઇએ. અત્યારે તો હું એ સ્વામીની શોધ કરવા માટે જ અહીં આવ્યો છું."

"તેની મુખમુદ્રા પ્રકાશવાળી, તેના શરીરનું કદ મધ્યમસરનું અને તેણે દાઢી રાખી છે કે ?"

"હા; એમજ છે !" ચન્દ્રકાન્ત ઉત્સુક સ્વરે બોલ્યો: "તમે તે સ્વામીને ઓળખો છો કે ? તેમનું નિવાસસ્થાન તમે જાણો છો કે ?"

"હું તેમને ઓળખતી નથી. પરંતુ ગઇ કાલે જ્હાંજે હું અહીં ફરવા આવી હતી ત્યારે મ્હેં વર્ણન કર્યું તેવી આકૃતિવાળો એક મનુષ્ય અહીં ફરતો મ્હારા જોવામાં આવ્યો હતો ખરો ! પરંતુ તે મનુષ્ય અલ્પ સમયમાં જ આટલામાં અદૃશ્ય થયો હતો. સંધ્યાનો સમય થઇ ગયેલો હોવાથી તે વખતે મ્હેં વિશેષ ચોકસી કરી નહોતી."

"તમે મ્હને એ સ્થળ બતાવી શકશો કે ? એ મનુષ્યને મ્હેં પૂર્વે ક્યાંય પણ જોયો હોય એમ મ્હને લાગે છે પરંતુ યાદ આવતું નથી !"

કુમુદ અને ચન્દ્રકાન્તની વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં ત્યાં બે મનુષ્યો આવી પહોંચ્યા. તેઓ ચન્દ્રકાન્ત પાસે આવીને સલામ કરીને ઉભા રહ્યા. ચન્દ્રકાન્તે એ બન્ને ડિટેક્ટિવ અમલદારોને ઓળખી લીધા અને ચકિત સ્વરે પૂછ્યું: "અરે, તમે આજે અહીં ક્યાંથી ?"

"સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબના હુકૂમથી અમે એક મહત્વના કામ માટે અત્રે આવેલા છીએ. સાહેબે આપનાપર એક પત્ર લખી આપ્યો છે."

ચન્દ્રકાન્ત કુમુદ તરફ વળીને બોલ્યો: "તમે અહીં બેસજો ! હું આમને મ્હારૂં શું કામ છે તે સહજ પૂછીને આવું છું."

કુમુદ ગોદાવરીમાશી પાસે જઇને બેઠી. ચન્દ્રકાન્ત પેલા બે અમલદાર સાથે વાતચિત કરતો કરતો થોડે દૂર સુધી ગયો એટલે ગોદાવરીમાશી બોલી: "કુમુદ, તું આમ ઝેલી ન થા ! ઘેર જા ! ચન્દ્રકાન્તપર વિશ્વાસ રાખવો એ હવે ડહાપણ ભર્યું નથી, હોં કે ?" પરંતુ કુમુદે માશીના બોલવા તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ.

આ તરફ થોડે દૂર ગયા પછી ચન્દ્રકાન્તે પેલા બે અમલદારોને પૂછ્યું: "તમે શા કામ માટે આવ્યા છો ? સાહેબે મ્હારા ઉપર શો પત્ર લખી આપ્યો છે ?"

પહેલો અમલદારઃ—કેશવલાલ મિલવાળાનો ભાગીદાર કૃષ્ણલાલ વકિલ છે એ તો આપ જાણો છો.

બીજો અમલદારઃ—તેણે પોણા લાખ રૂપિયાનો ઘોટાળો કરેલો હોવાથી તેના ભાગીદારે તેના ઉપર ફોજદારી કરી છે અને 'વૉરંટ' કઢાવ્યું છે.

"તેને પકડવા માટે તમે અહીં આવ્યા છો કે ?" ચન્દ્રકાન્ત સ્મિત કરતાં બોલ્યો.

બન્ને અમલદારઃ—"હા સાહેબ! તે આટલામાં જ કોઇ ગુપ્ત સ્થળે નિવાસ કરે છે એવું અમારા સાંભળવામાં આવ્યું છે. સાહેબના હુકૂમથી અમે અત્રે આવ્યા છીએ. જો આપને પણ ફુરસદ હોય તો આ બાબતમાં અમને બનતી સહાય આપવાનું તેમણે પત્રમાં જણાવ્યું છે."

થોડી વાર સુધી વિચાર કર્યા પછી અત્યારસુધી પડદા પાછળ રહેલી હકીકત ચન્દ્રકાન્તના જાણવામાં આવી. તેની મુખમુદ્રા ગંભીર અને સચિંત જણાઇ. તે બન્ને છુપી પોલિસના અમલદારો પ્રત્યે દૃષ્ટિ ફેંકતો ચન્દ્રકાન્ત બોલ્યોઃ "કૃષ્ણલાલ અહીં રહે છે એવી બાતમી તમને ક્યાંથી મળી ?"

"મ્હારો એક માણસ અમને આ સઘળી હકીકત જણાવી ગયો છે. એટલું જ નહિ, પરંતુ તેણે તે સ્થળ મ્હને બતાવવાની પણ કબૂલત આપી છે. તે થોડા વખતમાં જ અહીં આવવાનો છે. હું પણ સાહેબ, આ શું ? આપે હાથને પાટો બાંધીને તે કેમ ગળે બાંધ્યો છે; આપના મ્હોંપર ઉઝરડા શાના થયા છે, આપનો ઓષ્ઠ શાથી સૂઝી ગયો છે ! ક્યાંય મારામારી કરવી પડી હતી કે ?"

"હા." ચન્દ્રકાન્ત હસતાં હસતાં બોલ્યોઃ "એમજ બનવા પામ્યું છે. એ વળી નવીન પ્રકરણ છે. ગઇ કાલે રાત્રે રાડોડની પૂંઠ પકડતાં તેની સાથે સ્નેહાલિંગન કરવા જતાં મ્હારી આ દશા થઇ છે."

"એમ ? ત્યારે તો એ બદમાશ રાડોડ પણ આટલામાં જ હોવો જોઇએ !" બન્ને અમલદારો સાથે જ બોલી ઉઠયા.

"હા; તમે કૃષ્ણલાલને પકડવાના નાદમાં ન લાગતાં રાડોડને પકડવાનો પ્રયત્ન કરશો તો તેથી તમને લાભ થશે એમ મ્હને ખાત્રીપૂર્વક લાગે છે." ચન્દ્રકાન્તે નવીન સૂચના કરી.

"પણ, સાહેબનો હુકૂમ પ્રથમ કૃષ્ણલાલને પકડવાનો હોવાથી અમારે તે હુકૂમ પ્રથમ બજાવવો જોઇએ. આ કામ થયા પછી આપની

સૂચના મુજબ રાઠોડની પૂંઠ અવશ્ય પકડીશું."

"વારુ, પણ તમારો સાથીદાર હજી સુધી કેમ આવ્યો નહિ?" ચન્દ્રકાન્તે હળવે રહીને વિષયને ઉલટાવ્યો.

"સાલો હજી ન આવ્યો! ફિકર નહિ! અમે જાતે જ આટલામાં તપાસ કરીએ છીએ. જોતાં જોતાં અવશ્ય મળી આવશે."

"વાહ! એમ તે પત્તો લાગતો હશે કે? અજાણ્યા હોવાથી તમે જ્યાં ત્યાં રખડશો અને જો કૃષ્ણલાલ તમને જોઇ ગયો તો હાથમાં આવેલો શિકાર છટકી જવાનો!"

"એ વાત પણ ખરી. સાહેબ, ત્યારે હવે કેમ કરવું?"

"હું ધારું છું કે તમે તમારા ભોમીઆને તેડી આવો! પછીથી તમે કૃષ્ણલાલના નિવાસસ્થાને અચાનક રીતે જઇ ચઢશો તો તે અવશ્ય પકડાવાનો જ!"

બન્ને અમલદારોને ચન્દ્રકાન્તની સલાહ પસંદ પડી. તેઓ બન્ને ચન્દ્રકાન્તને સલામ કરીને ત્યાંથી ચાલતા થયા. અલ્પ સમયમાં ચન્દ્રકાન્ત ગોદાવરી અને કુમુદ બેઠાં હતાં ત્યાં ગયો. ચન્દ્રકાન્તની ગંભીર મુખમુદ્રા જોઇને કુમુદ આશ્ચર્ય પામતી બોલીઃ—"કેમ, વળી કંઇ નવાજૂની છે કે?"

"હા; એવું કંઇક છે ખરું. એ બાતમી મ્હારા માટે તો ઉપયોગી છે. ગઇ કાલે જેણે મ્હને જીવિતદાન આપ્યું છે તે વ્યક્તિ બીજી કોઇ નહિ પરંતુ પલાયન કરી ગયેલો કૃષ્ણલાલ જ છે. પોતાના ભાગીદાર સાથે વિશ્વાસઘાત કરીને તેણે પોણોલાખ રૂપિયા ઉચાપત કર્યા હતા તે બદલ તેના ઉપર 'વૉરંટ' કાઢવામાં આવ્યું છે. આ બન્ને અમલદારો અત્યારે તેને પકડવા માટે જ આવ્યા હતા. મ્હને તો પ્રથમથી જ લાગ્યું હતું કે એ વ્યક્તિને મ્હેં કોઇ પણ સ્થળે પૂર્વે અવશ્ય જોઇ હતી!"

કૃષ્ણલાલ અહીં રહે છે એવી તેમને ચોક્કસ બાતમી મળી હોવી જોઇએ; ખરું કે નહિ?"

"તે અહીં રહે છે અને તેણે એકાદ ગુપ્ત નિવાસસ્થાન આટલામાં જ રાખ્યું છે, એ વાત પણ તેમના જાણવામાં આવી છે. તેઓ તો અત્યારે જ તેની શોધ ચલાવવાના હતા; પરંતુ તમે ભોમીઓ લઇ આવો તો સરળતા થાય, એવું તેમને સમજાવીને મ્હેં અત્યારે તો પાછા ધકેલ્યા છે. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે એ બન્ને અમલદારોને મદદ કરવા માટે મ્હારાપર ભલામણપત્ર લખી મોકલ્યો છે."

"પણ આપને જેણે જીવિતદાન આપ્યું છે તેને તુરંગમાં મોકલ-વાના કામમાં આપ એ અમલદારોને સહાય આપશો કે? રહસ્યભેદક સાહેબ! મ્હને દૃઢ પ્રતીતિ છે કે આપ આવી કૃતઘ્નતા નહિ જ કરો!" આટલું બોલીને પોતાના બોલવાની ચન્દ્રકાન્તના મનપર શી અસર થઈ હતી તે જોવા માટે કુમુદ તેના તરફ એકી ટશે તાકી રહી.

"અરેરે!" ચન્દ્રકાન્ત ખિન્ન વદને બોલ્યો: "કૃષ્ણલાલે મ્હને જીવિતદાન આપ્યું છે તે ઉપકાર મ્હારાથી વિસરી શકાય તેમ નથી. છુપી પોલિસના અમલદારોને પાછા ધકેલીને બને તેટલો વિલંબ કરવાનો પેંતરો રચ્યો છે. ન્યાયસર જોવા જઈએ તો મ્હેં આ ગેરવ્યાજબી કૃત્ય કર્યું છે. ન્યાયની બાબતમાં સરકાર સાથે પ્રમા-ણિકપણે વર્તવા માટે હું વચનબદ્ધ થયો છું. આથી સરકાર પ્રત્યે નિમકહરામી બતાવીને કૃષ્ણલાલને નાસી છૂટવાની સૂચના આપવાનું કાર્ય મ્હારાથી બની શકશે નહિ."

"પણ હું કંઇ તમારી માફક થોડી જ વચનબદ્ધ થઇ ચૂકી છું. હું હમણાં જ તેને શોધી કાઢીને સઘળી હકીકત કહી દઉં છું."

"અરે! અરે!" ચન્દ્રકાન્ત ચકિત સ્વરે બોલ્યો: "કુમુદ, એમ કરશો નહિ. હું તેને મ્હારાથી બનતી સહાય કાયદાનું પાલન કરીને અવશ્ય આપીશ."

"કુમુદ, ત્હારે એવી પંચાતમાં પડવાનું શું પ્રયોજન છે!" ગોદાવરીમાશી ચન્દ્રકાન્ત અને કુમુદ પ્રત્યે દૃષ્ટિ ફેંકતી બોલી: "જો તે ખરેખરો અપરાધી હોય તો તેને ન્યાયદેવતાના પંઝામાંથી મુક્ત કરવાની બિલકુલ આવશ્યકતા નથી. તેમ કરવું એ પણ એક પ્રકારનો અપરાધ છે."

"માશી, કૃષ્ણલાલ વકિલપરના આરોપ સંબંધની સઘળી હકીકત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ ત્યારે તે મ્હેં વાંચી હતી અને તે ઉપરથી હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે તે અપરાધી હોવો જોઇએ નહિ. મિલના કામદારોના પૈસા હુબાવવાની ખાતર જ્યારે તેના ભાગીદાર પેલા નરાધમ કેશવલાલે ચોપડામાં ખોટાં જમા ખરચ નાખી દીધાં ત્યારે તેની એ પદ્ધતિનો કૃષ્ણલાલે સ્વીકાર કર્યો નહિ, અને તેથી જ તેના ભાગીદારે પોતાનાપર વિશ્વાસઘાતનો આરોપ મૂકીને 'વૉરંટ' કઢાવ્યું છે એમ કૃષ્ણલાલે પ્રથમથી જ જણાવી દીધું હતું. જો તેનું આ કૃત્ય વ્યાજબી હોય તો અત્યારે તેને નાસી

છૂટવાની સૂચના કરવી એ બિલકુલ ગેરવ્યાજબી નથી. રહસ્ય ભેદક સાહેબ, તેણે આપના પ્રાણ ઉગાર્યા છે તે બદલ કૃતજ્ઞતા દર્શાવવાની ખાતર પણ આપે તેને ન્હાસી છૂટવાની સૂચના કરીને તેને તે બદલ સરળતા કરી આપવી ઘટે છે જ. ”

આટલું બોલીને કુસુદ ગોદાવરીમાશી કે ચન્દ્રકાન્તના પ્રત્યુત્તરની બિલકુલ પરવાહ કર્યા વિના ત્યાંથી ત્વરાથી ચાલતી થઇ. પોતાના હાથના પંઝાપર બળતરા થવા લાગેલી હોવાથી રક્તલાંછન ઉપસી આવ્યું હશે જ, એમ વિચારીને તે ઝપાટા બંધ ત્યાંથી ચાલી નીકળી. ચન્દ્રકાન્ત અને ગોદાવરીમાશી કુસુદ પ્રત્યે આશ્ચર્યયુક્ત દૃષ્ટિ ફેંકતાં ઉભાં હતાં.

કુસુદની દૃષ્ટિ ત્યાંથી થોડે દૂરની એક વિશાળ શિલાપર પડી ચૂકી હતી. તેણે તે શિલાપર થોડી વાર સૂધી બેસીને પોતાનું ચિત્ત શાન્ત કરવાનો વિચાર કર્યો હતો. તેના મનમાં એમ હતું કે ગોદાવરીમાશી અને ચન્દ્રકાન્ત થોડી વાર સૂધી પોતાના સંબંધમાં ચર્ચા કરશે અને ત્યાર પછી પોતાની પાસે અવશ્ય આવશે જ. આ સમય દરમ્યાન રક્તલાંછન અદૃશ્ય થઇ જશે અને ચન્દ્રકાન્તને પણ તત્સંબંધી કંઇ પણ માહિતી મળી શકશે નહિ. કુસુદ તે મોટી શિલા પાસે આવીને બેઠી અને કૃષ્ણલાલ સંબંધી વિચાર કરવા લાગી. પરંતુ એટલામાં તેને કોઇ મનુષ્ય બહુજ ધીમા સ્વરે ભજન ગાતું હોય એવું લાગ્યું. તેણે કાન માંડયા તો નીચે પ્રમાણે ધ્વનિ તેના કર્ણપર આવવા લાગ્યોઃ—

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરુણાસિંધુ ગ્રહો કર મારો–હરિ,

સાંકડાના સાથી શામળિયા, છો બગડયાના બેલી;
શરણ પડયો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી–હરિ૦ ૧

નિજ જન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રી રણછોડ;
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો બરદ–બળ કોડ–હરિ૦ ૨

અવળતું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાએ હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ–દુષ્કૃત–હારી–હરિ૦ ૩

વિનંતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો, હરિ૦ ૪

વિકટ પરાધીન પીડા પ્રજાળો, અંતરતું દુઃખ જાણો;
આરત બંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો. હરિ૦ ૫

સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી;
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ૦ ૬

કુમુદ ચકિત દૃષ્ટિથી આમતેમ જોવા લાગી; પરંતુ ત્યાં કોઇ પણ વ્યક્તિ તેના જોવામાં આવી નહિ. કોણ ગાય છે તે જોવા માટે તે શિલાપરથી કુમુદ ઉભી થવા જતી હતી એટલામાં શિલાને અંદરથી કોઇ ઉંચી કરતું હોય એવો તેને ભાસ થયો. તે થોડે દૂર ખસીને ઉભી રહી. તરત જ શિલા ઉંચી થઇ અને એક વ્યક્તિએ ડોકું બહાર કાઢીને ચોમેર દૃષ્ટિપાત કર્યો. પોતાની ગુફાના દ્વાર પાસે એક તરુણ સ્ત્રીને ઉભેલી જોઇને કૃષ્ણલાલ વિસ્મિત થયો. કુમુદ ઉભી ઉભી ચોમેર દૃષ્ટિપાત કરી રહી હતી એટલામાં તેની દૃષ્ટિ સામેથી આવતા છુપી પોલિસના અમલદાર તરફ ગઇ. તેણે કૃષ્ણલાલને સત્વર ગુફાની અંદર ચાલ્યા જવાની સૂચના કરી અને પોતે પણ તેમાં ઉતરી પડી. શિલા જેમની તેમ ગોઠવી દીધા પછી કુમુદ ગંભીર સ્વરે કૃષ્ણલાલને ઉદ્દેશીને બોલીઃ " કૃષ્ણલાલ, નાસી છૂટો ! છુપી પોલિસના અમલદારો તમારી પૂંઠે લાગેલા છે. હું ગુફાના દ્વારપરની શિલા પાસે બેઠી ઉભી હતી ત્યારે મ્હેં તેમને દૂરથી આવતા જોયા છે. "

કુમુદ અને ગુફાના દ્વાર તરફ કૃષ્ણલાલ ભય ભરી દૃષ્ટિથી જોઇ રહ્યો. પોતે આમ ગુપ્ત રીતે રહેતો હોવા છતાં આ તરુણી પોતાનું નામ શી રીતે જાણી શકી હશે, તે કૃષ્ણલાલથી સમજી શકાયું નહિ; તેમજ તે સ્ત્રીનું કહેવું સત્ય માનવું કિંવા નહિ, તેમજ એક તદ્દન અપરિચિત ખાસ એક પરકીય મનુષ્યને સંકટમાં સૂચના કરવા પણ તે શા માટે આવે એ પણ તેનાથી સમજી શકાયું નહિ.

કુમુદ કૃષ્ણલાલના અંતરમાં થઇ રહેલી ગડમથલ વિના વિલંબે સમજી ગઇ અને તે બોલીઃ " વકિલ સાહેબ, આપ મ્હને ઓળખતા નહિ હો, પરંતુ આપ તદ્દન નિરપરાધી છો એવી મ્હારી ખાત્રી છે. વળી ગઇ રાત્રે આપે ચન્દ્રકાન્ત રહસ્યભેદકના પ્રાણ બચાવ્યા છે તે બદલ તેમણે કૃતજ્ઞ બુદ્ધિથી આપને આ સૂચના કરવા માટે જ મ્હને આપની પાસે મોકલી છે. સત્વર કરો ! હવે સમય ઝાઝો નથી. છુપી પોલિસના અમલદારો હજી ઘણે દૂર છે ત્યાં સુધીમાં અહીંથી નાસી છૂટો ! હજી આપણે તેમની દૃષ્ટિએ પડયાં નથી. ધારો કે તેઓ સત્વર આટલામાં આવી પહોંચશે તો ચન્દ્રકાન્ત તેમને વાતોમાં રોકી રાખશે. ચન્દ્રકાન્ત તથા મ્હારી માશી અહીંથી થોડા જ અંતરે ઉભાં છે.

ચન્દ્રકાન્ત પોતાનું નામ શી રીતે જાણી શક્યો, તે પોતાને ઓળખી ગયો હશે કે શું, ચન્દ્રકાન્તે મ્હને સૂચના કરવા માટે તમને કેમ મોકલ્યાં, વગેરે વગેરે પ્રશ્નો કુમુદને પૂછવાનો કૃષ્ણલાલને વિચાર થયો, પરંતુ એટલામાં તો ગુફાની શિલા કોઇ ખસેડતું હોય એવી કુમુદ અને કૃષ્ણલાલની ખાત્રી થઇ. બન્ને જણાં એક બીજા પ્રત્યે ભયપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યાં. કુમુદ ગભરાઇ જતી બોલી: "કૃષ્ણલાલ, હવે શું કરીશું ! અહીંથી નાસી છૂટવાનો બીજો કંઇ માર્ગ છે કે ?"

કૃષ્ણલાલે કંઇ પણ બોલ્યા સિવાય નાકપર આંગળી મૂકીને કુમુદને મૌન રહેવાની સૂચના કરી અને પોતાની પાછળ પાછળ આવવાની સંજ્ઞા કરીને તેણે એક ગુપ્ત દ્વાર ઉઘાડ્યું. તરત જ કુમુદ અને કૃષ્ણલાલ ત્યાંથી પસાર થઇ ગયાં.

આ તરફ પેલા બે છુપી પોલિસના અમલદારો શિલા ખસેડીને ગુફામાં આવ્યા. તેઓ દૂરથી પણ કુમુદને ગુફાના દ્વાર પાસે ઉભેલી જોઈ શક્યા હતા. એક તરુણ સ્ત્રી એકાએક અદૃશ્ય થયેલી જોવામાં આવી એટલે અમલદારોની ખાત્રી થઇ કે ત્યાં જરૂર કોઇ ગુપ્ત સ્થળ હોવું જ જોઇએ. તેઓ ગુફામાં આવ્યા તો તેમને નિરાશા જ મળી ! ગુફામાં કોઇ જ નહોતું.

કુમુદ અને કૃષ્ણલાલ અલ્પ સમયમાં જ સમુદ્ર કિનારાપર આવી પહોંચ્યા. ગુફામાં છુપી પોલિસના અમલદારો ગુપ્ત તપાસ ચલાવવાના કામમાં ગુંથાયા તે દરમ્યાન કુમુદ અને કૃષ્ણલાલ સહિસલામત રીતે છટકી ગયાં. કૃષ્ણલાલને કોઇ સુરક્ષિત સ્થળે ન્હાસી જવાની સૂચના કરીને કુમુદ ગોદાવરીમાશી બેઠી હતી ત્યાં જવા લાગી. તે ત્યાં આવી ત્યારે ચન્દ્રકાન્ત ત્યાં નહોતો, પોતે હાજર હોય તો છૂપી પોલિસના અમલદારોને સહાય કરવી પડે, અને પોતાના પ્રાણ બચાવનાર કૃષ્ણલાલને પોતાને હાથે જ કેદ કરાવવો પડે એમ વિચારીને તે ક્યારનોયે 'આંખ આડા કાન' કરીને ત્યાંથી ચાલ્યો ગયો હતો !

ગોદાવરી અને કુમુદ તરત જ ઘર તરફ જવા લાગ્યાં. તેઓ થોડે દૂર ભાગ્યે જ ગયાં હશે એટલામાં તેમનો ચન્દ્રકાન્ત સાથે પુનઃ મેળાપ થયો. ચન્દ્રકાન્તે ઉત્સુકતાથી કુમુદને પૂછ્યું: "કેમ, શું થયું ?"

"કૃષ્ણલાલનું નિવાસસ્થાન તો મ્હને અનાયાસે મળી આવ્યું હતું; પરંતુ છુપી પોલિસના અમલદારો ત્યાં આવી પહોંચ્યા છે."

"ત્યારે તો તેઓ કૃષ્ણલાલને જરૂર કેદ કરશે." ચન્દ્રકાન્ત ઉદાસીન મુખમુદ્રા ધારણ કરતો બોલ્યો.

"નહિ; હવે તે તદ્દન સુરક્ષિત છે." એટલું કહીને કુમુદે સઘળી હકીકત ચન્દ્રકાન્તને કહી સંભળાવી.

"ચાલો, ત્યારે હવે આપણે છુપી પોલિસના અમલદાર પાસે જઈએ તો તેથી કંઈ હરકત છે?" ચન્દ્રકાન્તે કુમુદને પૂછ્યું.

"જેવી આપની મરજી!"

"તરત જ ગોદાવરીમાશી કુમુદને સહજ પોતાની પાસે ખેંચતાં તેના કાન પાસે પોતાનું મ્હોં રાખીને બોલી: "કુમુદ, ચાલો આપણે હવે ઘેર જ જઈએ! તું મ્હારું કહ્યું માનતી નથી; પરંતુ ત્હારે પસ્તાવું પડશે!"

"માશી, તું ગાંડી છે. અત્યારે હું તેની સાથે ન જાઉં તો જરૂર મ્હારા માટે પણ કંઈ સંશય ઉપસ્થિત થાય. તને ભય લાગતો હોય તો તું ઘેર જા. હું બિલકુલ ભય પામતી નથી; આમ જો, મ્હારો હાથ અત્યારે કેવો સ્વચ્છ છે?"

કુમુદ ચન્દ્રકાન્તની પાછળ જવા લાગી. એટલે ગોદાવરી તેની પાછળ પાછળ પોતાની નામરજી હોવા છતાં પણ જવા લાગી.

થોડે દૂર ગયા પછી ચન્દ્રકાન્તને પેલા બે છૂપી પોલિસના અમલદારો રસ્તામાં મળ્યા. ચન્દ્રકાન્તને તેઓએ પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. ચન્દ્રકાન્તે તેમને પોતાની સાથે લીધા અને કૃષ્ણલાલની ગુફામાં જઈને પુનઃ ગુપ્ત તપાસ ચલાવી; પરંતુ કંઈ જ પત્તો લાગ્યો નહિ.

ત્યાર પછી સૌ પાછા ફર્યા. જતાં જતાં ચન્દ્રકાન્ત વારંવાર કુમુદ ન જાણે એવી રીતે તેના ડાબા હાથ પ્રત્યે દૃષ્ટિ ફેંકતો હતો. ચાલાક કુમુદ ચન્દ્રકાન્તનો હેતુ કળી ગઈ હતી.

ચન્દ્રકાન્તે બે ત્રણ વખત તેના હાથ સામું જોયું ત્યાં સૂધી તો કુમુદે જાણ્યું ન જાણ્યું કર્યું; પરંતુ હજી પણ તેની દૃષ્ટિ પોતાના હાથ પરથી ખસતી નથી એવી જ્યારે કુમુદની ખાત્રી થઈ ત્યારે તેણે તેના પ્રત્યે એક ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકી.

ચાલાક ચન્દ્રકાન્ત કળી ગયો કે પોતે કુમુદના હાથ પ્રત્યે દૃષ્ટિ ફેંકતો હતો તે તેને ગમતું નહોતું. તેને પોતાના મનમાં સંશયી સ્વભાવ બદલ પશ્ચાત્તાપ થયો અને થોડી વાર પછી કુમુદને કહ્યું: "ઠીક ત્યારે હું હવે રજા લઈશ! મ્હારે આજે જુબાની આપવા માટે કોર્ટમાં હાજર રહેવું પડશે."

પોતાના ક્રોધાવિર્ભાવનું ઇષ્ટ પરિણામ આવેલું જોઈને કુમુદ

આનંદ પામી. તેણે એક વાર ચન્દ્રકાન્ત પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિ ફેંકી. એટલે તે પણ પોતાના મનમાં આનંદિત થયો. ત્યાર પછી સૌ ત્યાંથી છૂટાં પડયાં અને પોતપોતાના માર્ગે જવા લાગ્યાં.

કુમુદ જેવી સુશીલ તરુણી માટે મનમાં શંકા કરીને પોતે આજે તેનું મહાન્ અપમાન કર્યું છે એમ ચન્દ્રકાન્તને લાગ્યું. હવેથી આવો અવિચાર કદાપિ નહિ કરવાનો ચન્દ્રકાન્તે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

બિચારા છુપી પોલિસના અમલદારો નિરાશ હૃદયે શહેરમાં પાછા ફર્યા.

પ્રિય પ્રાઠક ! ગયા પ્રકરણમાં ચન્દ્રકાન્તના પ્રાણ બચાવનાર મહાત્મા કોણ હતા તે હવે સમજાયું હશે જ. ચાલો, હવે કૃષ્ણલાલને સમુદ્રકિનારે છોડી દઈને આપણે બદમાશ રાઠોડ તરફ વળીએ.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પાપીના પંજામાં.

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते
छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन संनह्यते ॥
महोऽम्भऽधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते

ખાવાનું ખાવાનો વખત તેમને મળ્યો નહિ અને ઘેર પાછા ફરવું પડ્યું. આથી કુમુદે ગોદાવરીમાશીને પોતાની પાસે બોલાવીને કહ્યું: "માશી, સ્હવારે બધો તાલ બગડી ગયો! ચાલો, સ્હાંજનો વખત થવા આવ્યો છે અને આપણે નિરાંતે સમુદ્રકિનારે જઇએ. સ્હવારની ઉજાણી સ્હાંજે થશે, બીજું શું!"

"નાં; હું ત્હારી સાથે આવવાની નથી. તું અહીંથી સાથે લઇ જાય છે અને પછી માર્ગમાં ચન્દ્રકાન્તને જુએ છે કે તું આખું જગત ભૂલી જાય છે–દીવાની જેવી બની જાય છે."

"એટલે?"

"એટલે એજ કે તું સ્વાર્થી છે!"

"હું સ્વાર્થી છું?"

"હા."

"તમારી પાસેથી મ્હેં મ્હારો શો સ્વાર્થ સાધી લીધો?"

"મ્હારી પાસેથી ત્હેં ત્હારો સ્વાર્થ નહિ સાધ્યો હોય તો જ્યાં સાધવાનો હશે ત્યાં સાધી લેતી હોઇશ!"

કુમુદ મૌન ધારણ કરી રહી અને મંદ મંદ સ્મિત કરવા લાગી. થોડી વાર પછી તે પુનઃ બોલી: "માશી, માર્ગમાં કોઇ મળે તો તેની સાથે વાતચિત પણ ન કરવી પડે કે?"

"તેની હું ક્યાં ના કહું છું!"

"ત્યારે?"

"ત્યારે શું? વાતચિતની પણ હદ હોય છે."

"ત્યારે શું હું હદબહાર જઇને વર્તું છું?"

"હા; ચન્દ્રકાન્ત મળે છે કે જાણે ઘેલી જ બની જાય છે."

"લ્યો, હવેથી ડાહી ને ડાહી જ રહીશ."

"એમ કંઇ હું માનવાની નથી."

"ત્યારે કંઇ શરત કરવાનો વિચાર છે કે શું?"

"હા."

"કેવી શરત કરવી છે?"

"મ્હારે ગમે તે શરત કરવી છે. તને તે કબૂલ છે?"

"શરત જાણ્યા સિવાય કબૂલત શી રીતે અપાય?"

"તો અમે અમારે ઘેર ભલાં! પછી છે કંઇ?"

ત્યારે તમે જેમ બાંધો તેમ બંધાઉં?"

"નારે ના! હું બાંધું તેમ તું બંધાય ખરી કે? એતો ત્હારા ચન્દ્રકાન્ત જેમ બાંધે તેમ જ બંધાવાય સમજીને?"

કુમુદ ગોદાવરીમાશીને ભેટી પડી અને સસ્મિત બોલીઃ "માશી, આજે મગજ ઠેકાણે નથી કે શું? આ શું માંડયું છે?"

"કંઇ નહિ. બોલ મ્હારી શરત કબૂલ છે?"

"હા;"

"તે પ્રમાણે વર્ત્તવું પડશે."

"જરૂર."

"જો ત્યારે, ચન્દ્રકાન્ત આજે આપણને રસ્તામાં મળે તો ત્હારે તેની સાથે જવું નહિ."

"માશી, મ્હેં ધાર્યું હતું તેજ તમારા મુખમાંથી નીકળ્યું! શરત આકરી તો છે, હોં!"

"હોય જ તો!"

"વારુ, આવી શરત કરવાનું કંઇ કારણ?"

"હા; સ્હવારે તેની દૃષ્ટિ ત્હારા હાથ સામે જ હતી. એ તને સ્મરણમાં છે કે નહિ? પોલિસખાતાના માણસ કયારે શું કરે તેનું કંઇ કહી શકાય નહિ! ચન્દ્રકાન્તથી તું ચેતીને નહિ ચાલે તો ભવિષ્યમાં કોઇવાર પશ્ચાતાપ કરવાનો પ્રસંગ જરૂર આવવાનો."

"પણ મ્હેં સ્હવારે કેવી ક્રોધપૂર્ણ દૃષ્ટિ તેના તરફ ફેંકી હતી? માશી સ્હવારે એ સ્હમજી તો ગયો હોં?"

"હા; પણ હવેથી તે ત્હારા માટે બિલકુલ શંકા મનમાં નહિ રાખે એમ આપણે માની શકીએ નહિ."

"એ પણ ખરું."

"ત્યારે જેમ બને તેમ હવે તેનો સહવાસ ઓછો કર!"

"ઠીક છે."

"ઠીક છે નહિ. મ્હારું વૃદ્ધાનું કહ્યું માનીશ તો તને જ લાભ છે."

"વારુ, આજની તમારી શરત કબૂલ છે. આજે એ રસ્તામાં મળે તો તેની સાથે નહિ જતી રહું. હવે તો મ્હારી સાથે આવશોને?" કુમુદે વિષયાંતર કરતાં કહ્યું.

કુમુદને ભેટી પડીને તેને એક મધુર ચુંબન કરતાં ગોદાવરી બોલીઃ "આજને માટે જ બંધાય છે કે? કાલથી શરતને અને ત્હારે લેવા દેવા નહિ કેમ?"

કુમુદ ઉચ્ચે પડી. તરત જ ભીખુને બોલાવવામાં આવ્યો અને એક જાજમ લઇને સમુદ્ર કિનારે જવાની આજ્ઞા આપવામાં આવી. ત્યાર પછી કુમુદ, ગંગા અને ગોદાવરી વિવિધ પ્રકારની ખાવાની વસ્તુઓ લઇને સમુદ્ર કિનારે ચાલ્યાં ગયાં.

ભીખુએ માણુસનો અવર જવર ઝાઝો નહોતો એવા એકાન્ત સ્થળે જઇને જાજમ બિછાવી અને તે કુમુદ વગેરેની રાહ જોતો બેઠો. અલ્પ સમયમાં જ તેઓ પણ ત્યાં આવી પહોંચ્યાં. રસ્તામાં કુમુદે સ્હવારે બનેલા કૃષ્ણલાલવાળા બનાવની હકીકત ગંગાને કહી.

જાજમપર ખાવાની વસ્તુઓ મૂકવામાં આવી એટલે ગંગા બોલી: “ કુમુદ, ભીખુ અહીં બેઠો છે. તું મ્હને પેલી ગુફા બતાવે તો આપણે જોઇ આવીએ અને પછી નિરાંતે જમવા બેસીએ. ”

“ ઠીક એમ કરો! ” એમ કહીને કુમુદ પોતાની માતાને તથા માશીને લઇને ગુફાના રસ્તે વળી.

ત્રણેના ગયા પછી ભીખુએ ફળફળાદિ વગેરે વસ્તુઓ બરાબર ગોઠવવા માંડી, તથા મીઠાઇ વગેરેનો ડબ્બો પણ ત્યાં મૂક્યો. તે સિવાય બીજો સરસામાન તે ગોઠવવામાં એટલો લીન થઇ ગયો હતો કે તેનું લક્ષ્ય આસપાસની હિલચાલ તરફ બિલકુલ નહોતું.

પાઠક, કુમુદ અને ગોદાવરીએ પસંદ કરેલી જગ્યાએથી થોડે અંતરે આવી રહેલી એક ખાઇમાં બદમાશ રાઠોડ બેઠેલો હતો. આજે સ્હવારથી ભૂખને લીધે તેના પ્રાણ વ્યાકુળ બની ગયા હતા. એ આપણે ગયા પ્રકરણમાં વાંચી ગયા છીએ. સ્હવારે તેણે ખાઇમાંથી બહાર નીકળવાનો વિચાર કર્યો એવામાં છુપી પોલિસના અમલદારો આવી પહોંચ્યા એટલે તેનાથી તેમ થઇ શક્યું નહોતું. હવે તો ગમે તેમ કરીને પણ ખાઇની બહાર નીકળીને પેટભર અન્ન મેળવવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. તેણે ખાઇમાંથી બે ત્રણ વાર ડોકીઆં કરીને બહાર જોયું પરંતુ ક્યાંયથી પણ અન્ન મળે તેવું તેને લાગ્યું નહિ. ધોળે દિવસે શહેરમાં જવાની પણ તેની હિંમત ચાલતી નહોતી. અંતે તે હતાશ થઇને ભૂખના દુઃખથી પીડિત થતો ખાઇમાં લાંબો થઇને સૂતો.

અલ્પ સમય પછી તેને કોઇનો પગરવ સંભળાયો કે તરત જ તે ઉઠીને ઉભો થયો અને ખાઇમાંથી ડોકીઉં કરીને બહાર જોવા લાગ્યો. તરત જ રાઠોડે જોયું કે થોડા અંતરે સમુદ્ર કિનારે બે ત્રણ સ્ત્રીઓ ચાલી જતી હતી અને તેમનાથી થોડે અંતરે એક પુરુષ

બેઠો હતો. પેલા પુરુષની નજીકમાં પડેલા ફળફળાદિના એક ડબ્બા-પર રાઠોડની દૃષ્ટિ પડી.

જગતમાં ભુખ જેવું દુઃખ નથી. કહ્યું છે કેઃ—

नास्ति क्षुधा समं दुखं क्षुधा प्राणापहारिणी ।
नास्त्याहारं समं सौख्यमाहारः प्राणरक्षकः ॥

**ભાવાર્થઃ**—ક્ષુધા સમાન એક પણ દુઃખ નથી, ક્ષુધા પ્રાણ-હારક છે; આહાર કરવા જેવું બીજું કંઇ જ સુખ નથી, આહાર પ્રાણનું રક્ષણ કરે છે.

હવે રાઠોડને ધૈર્ય રહ્યું નહિ. પરિણામ ગમે તે આવે પરંતુ પેલો મીઠાઇનો ડબ્બો ઉપાડી જવો અને તેમાંથી પેટ ભરીને મીઠાઇ ખાવી જ એવો રાઠોડે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. કુમુદ વગેરેને દૂર નીકળી ગયેલાં જોઇને રાઠોડ ખાઇની બહાર નીકળ્યો. તે લપાતો છૂપાતો ભીખુ બેઠો હતો ત્યાં જઈ પહોંચ્યો. ભીખુ સમુદ્ર તરફ મ્હોં રાખીને બેઠો હતો. રાઠોડે વિના વિલંબે પાથરેલી જાજમ ઉંચી કરીને ભીખુના અંગ પર વિંટાળી દીધી અને તે જાજમમાં તેણે ભીખુને બાંધી દીધો. ત્યાર પછી તેણે પેલો મીઠાઇનો ડબ્બો અને કેટલાંક ફળો લઇને ત્યાંથી પોબારા ગણ્યા. રાઠોડે મૂઠીઓ વાળીને નાસવા માંડયું. પોતે પ્રથમ છુપાયો હતો તે ખાઇમાં ઉતરીને રાઠોડે પોતાની સાથે આણેલી ખાદ્ય વસ્તુઓ ખાવાનો વિચાર કર્યો. તેણે એક વાર સમુદ્ર કિનારા તરફ ડોકીઉં કરીને જોયું તો હવે ભીખુ જાજમમાંથી લગભગ છૂટો થઇ ગયો હતો અને પેલી ત્રણે સ્ત્રીઓ પણ હવે ભીખુ તરફ પાછી આવવા લાગી હતી. ત્યાર પછી રાઠોડ નીચે બેસવા જતો હતો એવામાં તેની આંખે અંધારાં આવ્યાં અને તે જમીનપર પટકાઇ પડ્યો. તેના હાથમાંનો મીઠાઇનો ડબ્બો ઉથડી ગયો અને તેના હાથમાં માત્ર ડબ્બાનું ઢાંકણું રહ્યું. થોડીક મીઠાઇ જમીન પર વેરાઇ પણ ખરી. રાઠોડ થોડી વાર પછી શુદ્ધિમાં આવ્યો અને તે વેરાઇ ગયેલી વસ્તુઓ એકત્ર કરવા લાગ્યો; પરંતુ એટલામાં સમુદ્રમાં એકાએક ભરતી આવી અને તે જે ખાઇમાં છૂપાઇને બેઠો હતો ત્યાં પાણી પાણી થઇ ગયું. થોડી જ વારમાં ભરતી ઉતરી ગઇ એટલે તે સ્થળ ધોવાઇ ગયા જેવું બની ગયું અને રાઠોડની સઘળી ખાદ્ય વસ્તુઓ સમુદ્રના પાણીમાં તણાઈ ગઇ. રાઠોડના ક્રોધનો હવે પાર જ નહોતો. તેણે રીસમાંને રીસમાં ડબ્બાનું ઢાંકણું પણ સમુદ્રમાં ફેંકી દીધું. સમુદ્રને તે લાખો ગાળો દેવા લાગ્યો. થોડા સમય સુધી

બડબડાટ કર્યા પછી તેને પુનઃ તમ્મર આવવા લાગ્યાં અને તે બેશુદ્ધ થઇને ખાઇમાં નીચે પટકાઇ પડ્યો. તેના શરીરમાં હવે બિલકુલ શક્તિ રહી નહોતી. થોડા સમય પછી જ્યારે રાઠોડ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે એ ખાઇમાં પોતે આણેલાં ફળોમાંની એક નારંગી પડેલી જોઇ. તેણે તે ખાધી એટલે તેના શરીરમાં સહજ સ્ફુર્તિ આવી. ત્યાર પછી તે પુનઃ ખાઇમાંથી બહાર નીકળ્યો અને સમુદ્ર-કિનારા તરફ જવા લાગ્યો.

આ તરફ ભીખુ મહા મુસ્કેલીથી જાજમની બાંધેલી પોટલીમાંથી છૂટો થયો અને ત્યાર પછી તે કિનારે ઉભો રહીને ચોમેર દૃષ્ટિ ફેંકવા લાગ્યો. મીઠાઇનો ડબ્બો ગૂમ થયો તેથી તેને ઘણી જ દિલગીરી થઇ. આ તે કોઇ દૈવી ચમત્કાર હતો, કિંવા કોઇ બદમાશે આવીને લૂંટ ચલાવી હશે તેનો નિર્ણય ભીખુથી થઇ શક્યો નહિ. તે છેક જ ગભરાયલો દેખાતો હતો. એટલામાં કુમુદ પોતાની માતા તથા માશી સાથે ત્યાં આવી પહોંચી: ભીખુની ઉદાસીને અને ગભરાયલી મુખમુદ્રા જોઇને ગંગાએ તેને શું બનવા પામ્યું હતું તે વિષે પૂછ્યું એટલે તેણે તેને અથઇતિ હકીકત કહી સંભળાવી.

" અરે દીવાના ! " ગંગા સ્મિત કરતી બોલી: " આ નથી દૈવી ચમત્કાર કે નથી તે ભૂતપિશાચનું કામ ! આ કામ કોઇ બદમાશનું જ છે એમાં શંકા નથી. પરંતુ એ બાબતનો શોક કરવાની જરૂર નથી. ધોળે દિવસે આમ ધાડપાડુઓ આવીને લોકોને ત્રાસ આપે છે તો પછી પોલિસખાતાનો ઉપયોગ પણ શો છે ? ભીખુ, તું પોલિસ ચોકીપર જા અને આ બાબતની ખબર સુપ્રિન્ટેન્ડેન્ડ સાહેબને આપી આવ. કુમુદ અને ગોદાવરી, ચાલો. હું આટલામાં તપાસ કરી આવું ! જોઇએ, કોઇ બદમાશ આટલામાં તો છૂપાઇ રહ્યો નથી ! તમે અહિં જ બેસજો નહિંતર થોડું ઘણું જે કંઇ રહ્યું છે તે પણ જશે જ."

ગંગા અને ભીખુ ચાલ્યા ગયાં એટલે કુમુદ ચોમેર ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકવા લાગી. ધોળે દિવસે પોતાની વસ્તુઓની સમુદ્રકિનારે ચોરી થઇ એવો વિચાર મનમાં ઉદ્દભવતાંની સાથે તેને શરમ લાગવા માંડી. તેના મનને આજે અતિશય સંતાપ થયો. બદમાશની ખોડ ભૂલાવી દેવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો. તેના ડાબા હાથના પંઝાપર બળતરા થવા લાગી અને તે સાથે જ ભયંકર લાલચક્ર દેખાવા લાગ્યું.

રાઠોડ સામેથી ચાલ્યો આવતો હતો. તેણે દૂરથી જોયું તો

પોતાનાથી થોડા અંતરે ઉભેલી તરુણી બીજી કોઇ નહિ પરંતુ પોતાના પર સેંકડોવાર ઉપકાર કરનારી પરોપકારિણી દેવી કુમુદિની જ હતી એવી તેની ખાત્રી થઇ. હવે રાઠોડ ચમક્યો. હવે શું કરવું તે બદલ તે વિચારમાં પડી ગયો. જોકે રાઠોડ બદમાશ હતો, તથાપિ કુમુદનો ઉદાર અને દયાળુ સ્વભાવ હૃદયમાં લેતાં પોતે તેને વ્યર્થ ત્રાસ આપ્યો એ માટે તેને શોક થયા વગર રહ્યો નહિ. તેના ચરણોમાં પડીને તેની ક્ષમા માગવી અને તેનો ઉદાર આશ્રય સંપાદન કરવો એવો વિચાર પણ તેના મનમાં ઉદ્ભવ્યો. તે કુમુદની નજીક જઇ પહોંચતાંની સાથે તેના પ્રત્યે થોડી વાર તાકી રહ્યો અને પછી તેના ચરણોમાં માથું નમાવીને તેની ક્ષમા માગવા માટે તે થોડોક આગળ પણ વધ્યો. પરંતુ એટલામાં કુમુદના હાથના પંઝાપરના લાલચક્ર તરફ તેની દૃષ્ટિ ગઇ. તે ચમકીને બે ચાર ડગલાં પાછો હઠયો અને આશ્ચર્ય પામતો સ્વગત બોલી ઉઠયોઃ "લાલચક્ર ! કુમુદ બ્હેનના હાથપર લાલચક્ર! મ્હારા મિત્ર મૂળુના કુટુંબનો અભિશાપ કુમુદ બ્હેનપર! આ શું ?"

આ પ્રમાણે વિચાર કરતો રાઠોડ માથું ખજવાળવા લાગ્યો. પરંતુ તેને કંઇ સુઝ પડી નહિ. પરંતુ એટલામાં કુમુદ અને ગોદાવરીની વચ્ચેનો સંવાદ તેના કર્ણપર આવવા લાગ્યો.

જાજમને ઝટકીને નીચે પાથરીને સઘળો સામાન વ્યવસ્થિત કરતાં કરતાં ગોદાવરી ખિન્ન સ્વરે બોલીઃ "કોણ જાણે કોણ રોયો ડબ્બો ચોરી ગયો ? ગઇ રાત્રે આંખો ફોડીને ઉજાગરો વેઠીને મીઠાઇ બનાવી હતી. ત્હારા માટે સ્વાદિષ્ટ ચેવડો બનાવ્યો હતો; પરંતુ આપણા ભાગ્યમાં તે ખાવાનું લખાયું હોય ત્યારેને ? મ્હારો ડબ્બો જે ચોરી ગયો હશે તે મૂઓ સુખેથી ખાશે નહિ."

"વાહ ! વાહ ! માશી," કુમુદ ખડખડ હસતાં ઉપહાસસૂચક સ્વરે બોલીઃ "જોઇએ હવે ચોરને તમારો શાપ લાગે છે કે નહિ !"

"કુમુદ !" ગોદાવરી ક્રોધ કરતી બોલીઃ—"ત્હારે તો પ્રત્યેક બાબતમાં મશ્કરી કરવી ! એ રોયો ચોર નજરે પડેને તો હું તેનુ પેટ ચીરીને મ્હારી બધી વસ્તુઓ બહાર કાઢું સમજી કે ?"

"છટ ! ખાધેલું અન્ન પેટની બહાર કાઢવાથી તે ફરીને બનાય છે કે ? વૃદ્ધાવસ્થામાં હવે તમને સાઠી બુદ્ધિ નાઠી એવુંજ થયું લાગે છે, માશી ! ઘેર જઇને નવી રસોઇ બનાવી નહિ શકાય

કે ? ગયું તે ગયું ! હવે તે બદલ વ્યર્થ શોક કરવાથી શું વળે તેમ છે ? ”

“ગયું તે ગયું એમ કહેવામાં તેને શું દુઃખ છે ? એવા એવા સુંદર પદાર્થો દેવને પણ દુર્લભ છે ! સમજી કે ? ”

“ખરી વાત ! ” કુમુદ સ્મિત કરતાં બોલીઃ “અને તેથી જ દેવો તે પદાર્થો આકાશમાં લઈ ગયા હશે ! જુઓ એક, દેવ તમારો ડબ્બો લઇને આકાશ માર્ગે થઇને એ જાય ! પકડો ! પકડો ! ” કુમુદે આકાશ તરફ ઉંચું જોઇને આંગળી કરી.

તરત જ કુમુદના હાથનું લાસચિહ્ન ગોદાવરીમાશીના જોવામાં આવ્યું. “અરે પ્રભુ ! ” એટલા ઉદ્‌ગાર કાઢીને તેણે કુમુદનો હાથ પકડી લીધો અને ઝટઝટ પોતાના સોડીઆમાં તે છૂપાવી દીધો.

“અરેરે ! ” કુમુદ નિરાશાસૂચક સ્વરે બોલીઃ “પુનઃ તે ચક્ર ? હું ધારું છું કે મ્હારા હાથનું આ કલંક કદાપિ દૂર થવાનું નથી જ ! ”

“બાપુ ! ત્હારા બાપનું–મૂળુનું પાપ ત્હારે ભોગવવું પડે છે. એમાં ત્હારો બિલકુલ દોષ નથી જ. ”

“ઓહો ! ” રાઠોડ ચમકીને ઉભો રહ્યો અને સ્વગત બોલ્યોઃ– “કુમુદ તે મ્હારા મિત્ર મૂળુની દીકરી કે ? હું. હવે ઠીક ! હવે ફિકર રાખવા જેવું નથી ! ”

રાઠોડ ધીમે પગલે કુમુદ પાસે આવી પહોંચ્યો અને તેણે તેને ધીમેથી બોલાવી. રાઠોડને પોતાની પાસે આવી પહોંચેલો જોઇને કુમુદ અને ગોદાવરી બન્ને ચમકયાં.

“કોણ ? રાઠોડ ? ” કુમુદ આશ્ચર્ય પામતી બોલીઃ “ત્હેં મ્હને આટલાં આટલાં વચનો આપીને પણ—”

“કેમ બ્હેન, તમને આપેલા વચનની વિરુદ્ધ મ્હેં શું વર્તન ચલાવ્યું છે ? ” રાઠોડ વચ્ચે જ બોલી ઉઠયો.

“શું કર્યું ? ” કુમુદ ક્રોધપૂર્ણ સ્વરે બોલીઃ “આવું પૂછતાં તને શરમ પણ નથી આવતી કે ? ”

રાઠોડ કુમુદ પ્રત્યે તાકી રહીને ખડખડાટ હસી પડયો. ગોદાવરીએ કુમુદનો હાથ પકડીને તેને સહજ પાછી ખેંચી લીધી અને બોલીઃ “કુમુદ, ચાલો આપણે ઘેર જઇએ ! એ હરામખોરની સાથે વિશેષ વાતચિત કરવાથી કંઇ જ લાભ નથી ! જોને તે આપણી મશ્કરી કરતો હોય તે પ્રમાણે સામો ઉભો ઉભો હસે છે. આ બદમાશ મનુષ્ય પાસે એક ક્ષણ પર્યંતપણ ઉભાં રહેવું યોગ્ય નથી.”

ગોદાવરી અને કુમુદ જવા લાગ્યાં. પરંતુ રાઠોડ તેમનો માર્ગ રોકીને વચ્ચે આવીને ઉભો અને બોલ્યોઃ "માશી, આટલી બધી ઉતાવળ ઘેર જવા માટે શા સારૂ કરોછો ? હું કંઇ પરકીય મનુષ્ય નથી ! મૂળુ મ્હને પોતાના બન્ધુ સમાન ગણતો હતો. આથી કુમુદને હું મ્હારી પુત્રી તુલ્ય માનું છું."

રાઠોડના આ શબ્દો સાંભળીને કુમુદે પોતાના બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું. ગોદાવરી પણ ભયથી કંપી ઉઠી. તો પણ તે ધૈર્ય ધરીને બોલીઃ "ચાલ, ચાલ, મ્હારા રોયા ! ત્હને ઓળખે છે કોણ ? કુમુદ મૂળુની દીકરી છે એમ ત્હને કોણે કહ્યું ?"

"આ જુઓ !" એમ કહીને કુમુદના હાથના પંઝાપરનું લાલચક્ર આંગળી વડે બતાવતો રાઠોડ બોલ્યોઃ "આ લાલચક્રથી કુમુદ અને મૂળુની વચ્ચેનો સંબંધ સ્હેલાઇથી પારખી શકાય છે."

ગોદાવરી કુમુદનો ડાબો હાથ પકડીને બોલીઃ "કુમુદ ! ચાલ, આપણે ઘેર જઇએ ! આવી નકામી માથાકુટમાં પડવાની આપણને કંઇ જ જરુર નથી !"

"ઉભાં રહો ! અરે, અરે, જે તરુણી આટલી દયાળુ અને પરોપકારિણી છે તથા તુરંગમાંથી છૂટતા ગુનેહગારોને નીતિથી વર્તવાનો ઉપદેશ કરીને તેમને સહાય કરનારી છે તે પોતે જ આવી ગુનેહગાર હશે એવી કોઇ કલ્પના પણ કરી શકે કે ?" રાઠોડ ગંભીર સ્વરે બોલ્યો.

કુમુદ તેના પ્રત્યે ચકિત દૃષ્ટિ ફેંકતાં બોલીઃ "હવે ત્હારી ગરબાડ બંધ કર ! ત્હારે શું જોઇએ છીએ ?"

"મ્હને નિત્ય બે વખત પેટભર અન્ન અને પડી રહેવાની એક પથારી કરી શકાય તેટલી જગ્યા ! મ્હારી પાછળ લાગેલા પોલિસરૂપી કુતરાઓથી મ્હારું રક્ષણ કરવું એ આપના જેવાનું કર્ત્તવ્ય છે." રાઠોડ કુમુદ પ્રત્યે તાકી રહ્યો.

"ચાલ, હરામખોર ! રસ્તો પકડ ! ત્હારા બાપનું કંઇ દેવું રહ્યું છે કે ?" ગોદાવરી રાઠોડને ધમકાવતાં બોલી.

"જેવી તમારી ઇચ્છા ! મ્હને પોલિસ પકડશે તો હું આ સઘળી હકીકત જાહિર કરી દઇશ !"

પોલિસનું નામ સાંભળતાંની સાથે જ કુમુદને ગભરાટ છૂટ્યો. તે આમતેમ દૃષ્ટિ ફેંકવા લાગી તો ભીખુ અને ગંગાને સામેથી આવતાં તેણે દીઠાં. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

રાઠોડે કુમુદ જે દિશા તરફ દૃષ્ટિ ફેંકતી હતી તે દિશા તરફ

જોયું તો તેણે ગંગા અને ભીખુને આવતાં દીઠાં. હવે તે સ્મિત કરતો બોલ્યોઃ "ઠીક છે, હું તમારી માતાને પ્રથમ આ બધી હકીકત કહી દઉં છું."

"અરે! એમ ન કરતો!" કુમુદ કરુણાજનક સ્વરે બોલીઃ "જા, અત્યારે તું કયાંય છુપાઇ જા! રાત્રિના નવ વાગ્યા પછી તું મ્હારા ઘર પાસે આવીને ત્હારા હાથની ત્રણ ચપટીઓ વગાડજે એટલે હું દ્વાર ઉઘાડીને ત્હને અંદર લઇશ."

"તો ઠીક! ભલે ત્યારે જાઉં છું." એટલું બોલીને રાઠોડ એક વાર પોતાની આંખો મટમટાવી અને પછી સ્મિત કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

કુમુદ નિરાશ ચિત્તે ઉભી રહી તેનો હાથ પકડીને ગોદાવરી પ્રેમળ સ્વરે બોલીઃ "કુમુદ, સાવધ થા! જો, ત્હારી માતા! અહીં આવી પહોંચી છે! ત્હારા હાથપરનું ચક્ર તે જોઇ ન જાય તેમજ ત્હારી માનસિક સ્થિતિ તે કળી ન શકે તેટલા માટે હોશિયાર થા!"

"ખરી વાત! માશી, મ્હારી માતા આ બધી હકીકત જાણી જશે તો? પરંતુ હવે ઉપાય શો કરવો? મ્હને ચન્દ્રકાન્તની જેટલી ભીતિ લાગતી નથી તેના કરતાં દશગણી ભીતિ આ દુષ્ટ રાઠોડની લાગે છે. તે કયારે ફરી બેસશે તેનો કંઇ નિયમ નથી! હવે આ પાપીના પંઝામાંથી છુટવાનો કંઇ માર્ગ?"

"અરે, એને ગણે છે કોણ? હું એનો બંદોબસ્ત વિના વિલંબે કરી નાખીશ. તું તે બદલ બિલકુલ ચિન્તા કરતી નહિ!"

માશીના આશ્વાસનથી કુમુદના મનને કંઇક શાન્તિ વળી. તેણે પોતાનું ચિત્ત સ્વસ્થ કર્યું અને લાલચક્ર પણ અદૃશ્ય થયું. એટલામાં ગંગા અને ભીખુ પણ ત્યાં આવી પહોંચ્યાં.

"આ બાજુએ તો કોઇ આવ્યું કે ગયું હોય એમ જણાતું નથી!" ગંગા, કુમુદ અને ગોદાવરી જતાં હતાં ત્યાં આવી પહોંચી એટલી બોલીઃ "ભીખુ પણ પોલિસને સાથે લઇને આટલામાં ચોમેર ફરી આવ્યો પરંતુ તેના જોવામાં કોઇ પણ ન જ આવ્યું; તમને કંઇ પત્તો લાગ્યો છે કે?"

"ના; હું અને માશી કયારનાંય અહીં ઉભાં ઉભાં ચોમેર દૃષ્ટિ ફેંકીએ છીએ; પરંતુ અહીં કોઇ પણ જોવામાં આવ્યું નથી!"

"આશ્ચર્યની વાત! કુમુદ, મીઠાઇ ચોરાઇ એ કંઇ બહુ મહત્વની વાત નથી; પરંતુ તે જે રીતે ચોરાઇ છે તે પ્રકાર અતિ ચમત્કારિક છે."

"ભલે મીઠાઇ ચોરાઇ ગઇ તે એક સામાન્ય બાબત હોય તો પણ મ્હારાથી અત્યારે બિલકુલ ભૂખ્યાં રહેવાતું નથી!"

"ખરેખર! જોને ત્હારું મ્હોં આજે કેવું લેવાઇ ગયું છે?" ગંગા બોલી.

"ચાલો ત્યારે હવે આપણે ઘેર જ જઇએ! આજની ઉજાણીમાં વિઘ્ન આવ્યું! હવે તો મ્હને અહીં બેસવું સુદ્ધાં ગમતું નથી!"

"પણ હવે તો ઘેર જઇએ અને નવી રસોઇ તૈયાર થાય ત્યારે કંઇક પેટમાં પડે!" કુમુદ માતા અને ભાશી પ્રત્યે એકીટશે તાકી રહી.

"હું પણ ગોદાવરીના મત સાથે મળતી થાઉં છું. સંધ્યા સમય થઈ ગયો છે. ત્હારી પ્રકૃતિ મ્હને આજે સ્વસ્થ જણાતી નથી તો ચાલો, આપણે સત્વર ઘેર જઇએ!" ગંગા બોલી.

"ભલે તેમ કરો!" કુમુદે માતાના મત પ્રત્યે સંમતિ દર્શાવી.

"ચાલો, ઘેર ગયા પછી માત્ર એક જ કલાકમાં હું નવી રસોઇ તૈયાર કરી દઇશ!" ગોદાવરી બોલી.

ત્રણે જણાં તૈયાર થઇને ચાલવા લાગ્યાં. ભીખુ પણ સરસામાન લઇને જવા લાગ્યો.

ઘેર ગયા પછી ગંગાએ ગોદાવરીને રસોઇ નહિ કરવા દેતાં પોતે જ તે કામ કરવામાં ગુંથાઇ ગઇ. ગોદાવરી અને કુમુદ ઉપર ચાલ્યાં ગયાં.

એકાન્ત મળતાંની સાથે જ ગોદાવરી અને કુમુદ પ્રેમથી ભેટી પડ્યાં અને તેઓ પેટભરી ભરીને રડ્યાં. થોડી વાર પછી કુમુદ મનમાં ધૈર્ય ધારણ કરીને બોલી: "ભાશી, હવે તમને મ્હારા પ્રત્યે તિરસ્કાર આવતો હશે! પણ હું શું કરું? આનુવંશિક શાપથી હવે તો હું બહુ કંટાળી ગઇ છું!"

"બેટા!" કુમુદની પીઠપર હાથ ફેરવતાં ગોદાવરી સ્નેહસૂચક સ્વરે બોલી: "ત્હારા માટે મ્હને તિરસ્કાર આવે! કદાપિ નહિ! એવી કલ્પના સ્વપ્ને પણ કરતી નહિ! ત્હારા જેટલી પ્રિય અન્ય કોઈ વસ્તુ અખિલ વિશ્વમાં મ્હારા માટે છે જ નહિ. ત્હારા કલ્યાણાર્થે હું મ્હારા પ્રાણનો પણ ભોગ આપીશ. જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી ત્હારો વાળ પણ વાંકો કરવાની કોઇનામાં તાકાત નથી એમ તું ખાત્રી પૂર્વક માનજે."

"ત્યારે આ નવીન સંકટમાંથી બચવાનો હવે કોઇ માર્ગ છે કે?"

"હા; આપણે હવે વિના વિલંબે અહીંથી ચાલ્યાં જઇએ!"

"પણ એ બદમાશ પોલિસને સઘળી હકીકત કહીને ધમકીને સાચી ઠરાવે તો આપણી શી સ્થિતિ થાય?"

"અરે, એમ બનવું સંભવિત જ નથી. પોતાના પ્રાણ બચાવવાની ખાતર તેને પોતાને જીંદગીપર્યંત ગુપ્ત રહેવાની જરૂર છે. જ્યાં સુધી આપણે અહીં રહીશું ત્યાં સુધી તે આપણને ધમકી આપ્યા કરવાનો જ! આપણા શહેરમાંના મકાન પાસે આવવાની સુદ્ધાં હિંમત તેનાથી થઈ શકવાની નથી! ગમે તેમ કરીને આપણે કાલે સ્હવારે અહીંથી નીકળી જવું જોઇએ!"

"મ્હારા આગ્રહથી મ્હારી માતાએ અહીં આવવાનું કબૂલ કર્યું અને હવે માત્ર ચાર જ દિવસમાં પાછાં શહેરમાં જવાનું કહીએ તે તેને પસંદ પડશે કે? તેને શહેરમાં જવાનું પસંદ પડશે કે કેમ, તે માટે કાંઇ કહી શકાય નહિ!"

"ગમે તેમ હોય; પરંતુ શહેરમાં ગયા સિવાય હવે છુટકો જ નથી! આજે તું એ સંબંધની વાત જમતાં જમતાં ઉપાડજે એટલે હું ટાપશી પૂરીને નક્કી કરી નાખીશ."

રાત્રે વાળુ થઇ ગયા પછી ગોદાવરીએ વધેલું ભોજન એક થાળીમાં ભર્યું અને ન્હાવાની ઓરડી પાસે જઇને તે ઉભી. બદમાશ રાઠોડ ક્યારનોય ત્યાં આવીને બેઠો હતો. કુમુદે તેને ગુપ્તમાં દાખલ કરીને આ એકાન્ત સ્થળે બેસવાની સૂચના કરી હતી. કારણ કે રાત્રે ત્યાં કોઇનું જવું આવવું ભાગ્યેજ થતું.

અનાજની થાળી ઉંચકીને રાઠોડ જવા માટે તૈયાર થયો અને બીજે દિવસે કેટલા વાગે આવવું તે બદલ તેણે ગોદાવરીને પૂછ્યું. ગોદાવરીએ બીજે દિવસે તેને આજના જ વખતે આવવાની સૂચના કરી.

જતાં જતાં રાઠોડ બોલ્યો: "ગોદાવરીમાશી, મ્હને ત્યાં બાઇમાં ઠંડી લાગે છે! મ્હને કંઇ પાથરવાનું ગોદડું વગેરે આપો અથવા મ્હારી સુવાની વ્યવસ્થા અહીં જ કરો!"

"બે ત્રણ દિવસ ગમે તેમ ચલાવી લે! ત્યાર પછી હું ત્હારા માટે સઘળી વ્યવસ્થા કરીશ! ત્યાં સુધીમાં હું ત્હને પાથરવા માટે એક ગોદડી આપું છું એટલે થયુંને?" ગોદાવરી રાઠોડ પ્રત્યે તિરસ્કાર-સૂચક દૃષ્ટિ ફેંકતાં તાકી રહી.

રાઠોડ ગોદાવરીના કહેવા પ્રમાણે વર્ત્તવા તૈયાર થયો એટલે તેણે તેને એક ગોદડી લાવીને આપી. રાઠોડ ગોદડી લઇને ચાલતો

થયો. ગોદાવરીએ કુમુદને જઇને શઠોડને રવાના કરી દીધાની હકીકત કહી ત્યારે તેના મનને નિરાંત વળી.

પ્રિય પાઠક, મનુષ્યના જાતિસ્વભાવનું કદાપિ પરિવર્ત્તન થતું નથી જ એ તમે શઠોડના વર્ત્તનપરથી સમજી શક્યા હશો જ. કુમુદે પોતાના-પર સેંકડો ઉપકાર કર્યા હતા તે એક ક્ષણ માત્રમાં વિસરી જઇને ઉલટું તેને ધમકી આપવામાં તેણે બિલકુલ પાછી પાની કરી નહિ. ઉચ્ચ અને નીચ મનુષ્યમાં ભેદ આટલો જ છે. જાત વિના ભાત પડે નહિ; એ કથન સર્વાંશે સત્ય છે.

---

## પ્રકરણ ૧૯ મું.

### નરાધમની નીચતા.

રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થઇ ગયો હતો. દ્વિતીય પ્રહરની પણ પૂર્ણાહુતિ થવા આવી હતી. સર્વત્ર નિસ્તબ્ધ શાન્તિનો વિસ્તાર થયો હતો. દૈવિ કાર્યથી શ્રમિત થયેલાં સકળ મનુષ્યોને નિદ્રાદેવીએ પોતાની સુખકર ગોદમાં લઇ લીધાં હતાં. આકાશસ્થ ચન્દ્ર પોતાની ધવલ પ્રતિભાથી સૃષ્ટિપર અમૃતનો વર્ષાવ કરવા લાગ્યા હતા.

પ્રિય પાઠક! આપણી નવલકથાની નાયિકા કુમુદે શય્યામાં પડ્યાં પડ્યાં આજે ઘણી વાર સુધી તરફડીઆં માર્યા; પરંતુ તેને નિદ્રા ન જ આવી. આખી રાત્રિ આજે તેને નવીન ઉપસ્થિત થએલા સંકટ સંબંધીના વિચારો આવવા લાગ્યા એટલે તેની નિદ્રા ઉડી ગઇ. તેનું ચિત્ત અસ્વસ્થ બની ગયું.

બીજે દિવસે પ્રાતઃકાલે જ્યારે કુમુદ ઉઠી ત્યારે તેનાં નેત્ર અત્યંત ઉજાગરાને લીધે રક્તવર્ણ બની ગયાં હતાં. તેની મુખમુદ્રા નિસ્તેજ જણાતી હતી. તેના શરીરમાં સુસ્તી આવી હતી. તેની ઉલ્હાસવૃત્તિ નાશ પામી હતી, અને તેનું અંતર ઉદાસીનતાથી પરિપૂર્ણ બની ગયું હતું. આજે તેને, પોતે બિમાર હોય તેવો ઢોંગ કરવાની આવશ્યકતા નહોતી. કારણ કે, તે એક ખરેખર બિમાર મનુષ્યના જેવી જણાતી હતી. નિત્યકર્મ આટોપી લીધા પછી કુમુદ ન્હા પીવા બેઠી; પરંતુ તેને ન્હા પીવાનુંયે ગમ્યું નહિ. આજે કુમુદની આવી પરિસ્થિતિ જોઇને તેની માતા ગંગાએ તેને પૂછ્યું: " કુમુદ, આજે તું શા વિચારમાં

ચઢી ગઈ છે? તું ચ્હા કેમ નથી પીતી? આજે ત્હારી તબિયત સારી નથી કે શું?

"બા!" કુમુદ ખિન્ન સ્વરે બોલી: "આજે મ્હને કંઇ જ ગમતું નથી."

"એટલે?" ગંગા ચકિત સ્વરે બોલી: "ત્હને શું થાય છે? ત્હારાં નેત્રો લાલ બની ગયાં છે! ત્હારું મ્હોં પણ લેવાઇ ગયું છે! રાત્રે ઉંઘ આવી હોય એમ લાગતું નથી! તાવ આવ્યો હતો કે? ત્હારું માથું દુઃખે છે કે?"

"બા!" કુમુદ બોલવા લાગી: "મ્હને શું થાય છે તે તો હું પોતે પણ સમજી શકતી નથી! માથું દુઃખે છે, આખી રાત્રિ ઉંઘ નહિ આવવાથી ઉજાગરો થયો છે. ભૂખ લાગી હોય એમ લાગે છે; પરંતુ ખાવાની વસ્તુપર રૂચિ થતી નથી, અને શરીરમાં બિલકુલ સ્ફુર્તિ નથી. મ્હને લાગે છે કે, દરિયાની ભેજવાળી હવા મ્હને માફક નહિ જ આવે!"

"ગાંડીરે ગાંડી! માંદા માણસોની તબિઅત સમુદ્ર કિનારાની હવાથી સુધરે છે અને ત્હારી તબિઅત બગડશે કે? ત્હારા અવ્યવસ્થિત અને સ્વછંદી વૃત્તિનું જ આ પરિણામ આવ્યું હોવું જોઇએ!" ગંગા બોલી.

"હું શું અનિયમિતતાથી વર્તું છું?"

"મરજી પડે ત્યાં ઇચ્છા થાય ત્યારે ફરવા જવું, વખતસર જમવું નહિ, ઇચ્છામાં આવે તે ખાવું આ બધાં કારણો પ્રકૃતિ બગડવા માટે પૂરતાં નથી કે?"

"ગમે તેમ હોય પરંતુ મ્હને તો હવે અહીં રહેવું ગમતું નથી. મ્હારું દિલ અહીંથી ઉઠી ગયું છે."

"આપણે તે રાત્રે રમણલાલ શેઠને ત્યાં ગયાં હતાં તે દિવસથી જ કુમુદની તબિયત બગડવા પામી છે. જુઓને, તેનું મ્હોં પણ કેવું લેવાઇ ગયું છે! અહીં રહેવા આવવાથી તેના શરીરમાં કંઇ એટલો બધો સુધારો થવા પામ્યો હોય એમ મ્હને તો લાગતું નથી! ત્યારે આ કરતાં આપણે શહેરમાં રહેવા જઇએ તો તેમાં નુકસાન શું છે? અહીં રહેવા કરતાં શહેરમાં રહેવું મ્હને હજાર દરજ્જે સારું લાગે છે!" ગોદાવરીમાશીએ ટાપશી પૂરી.

"તમારી સૌની મરજી શહેરમાં જવાની હોય તો મ્હને કંઇ જ હરકત નથી. જવાની તૈયારી આજે જ કરો!" ગંગા બોલી.

ગંગાએ શહેરમાં જવાની હા કહી તેથી કુમુદને અપાર આનંદ થયો. શહેરમાં જવાથી રાઠોડના પંઝામાંથી મુક્ત થવાશે એમ તે ખાત્રીપૂર્વક માનવા લાગી. તે પોતાની ઓરડીમાં આનંદથી ફરતી ફરતી ગઈ. ગોદાવરીમાશીએ ભીખુને સઘળો સરસામાન બાંધવાની સૂચના કરી અને સાયંકાલ પૂર્વે સર્વેએ શહેરમાં પહોંચી જવું એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

ભોજનકાર્યથી નિવૃત્તિ મળ્યા પછી ગોદાવરી કુમુદના ઓરડામાં ગઇ અને તેનો સઘળો સરસામાન બાંધવા લાગી. ત્યાર પછી એક મ્હોટી પેટીમાં કુમુદનો સઘળો સામાન તેણે ભરી દીધો. ભીખુ પાસે બે ખટારા પણ ગોદાવરીએ મંગાવ્યા.

અલ્પ સમયમાં જ સઘળી તૈયારી થઇ ગઇ. સાયંકાળ થયો એટલે ગાડી બંગલાના દ્વાર પાસે આવીને ઉભી રહી. રાત્રે વાળુ કરવા માટે તૈયાર કરવામાં આવેલી વસ્તુઓ ગોદાવરીએ ગાડીમાં મૂકી ત્યાર પછી કુમુદ અને ગંગા ત્યાં આવી પહોંચ્યાં એટલે સર્વ ગાડીમાં બેઠાં. ગાડી શહેર તરફ રવાના થઇ ગઈ.

બે દિવસથી પેટપૂર્ણ અન્ન મળતું હોવાથી રાઠોડ ક્ષુધાની પીડાથી મુક્ત થયો હતો અને તેના શરીરમાં પણ નવા ચૈતન્યનો સંચાર થવા લાગ્યો હતો. ગઇ રાત્રે તેને જે અન્ન આપવામાં આવ્યું હતું તે વધારે હતું અને તેથી આજે તે તેણે સ્હવારે ખાધું હતું. સંધ્યાકાળ થવા આવ્યો ત્યારે તેણે પુનઃ કુમુદના મકાન તરફ જવાની તૈયારી કરવા માંડી.

રાત્રિનો સમય થયો એટલે ગોદાવરીએ આપેલી ફાટેલી તૂટેલી ગોદડી પોતાના શરીરપર વિંટાળીને અંધકારમાં લપાતો છૂપાતો રાઠોડ કુમુદના મકાન તરફ જવા લાગ્યો. તે મકાન પાસે જઈ પહોંચ્યો એટલે ખટારાવાળાઓનો ખડખડાટ તેના કર્ણપર આવ્યો. ખટારાવાળાઓએ પોતાના ખટારાઓને કુમુદના બંગલાના પ્રવેશદ્વાર પાસે ઉભા રાખેલા હોવાથી આ વળી શું નવીન પ્રકરણ છે તે જાણવાની રાઠોડના મનમાં ઇચ્છા થઇ આવી. તેણે એક દિવાલની ઓથે છૂપાઇને ઉભા રહીને સઘળો પ્રકાર નિહાળવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. તેણે ઉંચે દૃષ્ટિ કરી તો બંગલાની સઘળી બારીઓ બંધ હતી અને તેમાં દીપકનો પ્રકાશ ક્યાંય પણ જોવામાં આવતો નહોતો. રાઠોડના આશ્ચર્યનો અવધિ જ થયો. તે દિવાલને હાથ અડકાડીને થોડો આગળ વધ્યો. તરત જ તેની ખાત્રી થઇ કે રસોડાનું દ્વાર ઉઘાડું

હતું અને તેમાં એક દીપક મન્દ મન્દ બળી રહ્યો હતો. રાઠોડ રસોડાના એક જાળીઆ પાસે આવીને પગ ઉંચા કરીને અંદર જોવા લાગ્યો. તેણે ભીખુને રસોડાના દ્વાર પાસે પીઠ ફેરવીને ઉભેલો જોયો. ભીખુ અત્યારે સઘળાં વાસણ પેટીમાં ભરવા લાગ્યો હતો. આ સિવાય બંગલામાં સર્વત્ર શાન્તિનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. એટલામાં "ભીખુ! ભીખુ!" કરીને એક ખટારાવાળાને બુમો પાડતો રાઠોડે સાંભળ્યો.

બંગલાના પાછળના ભાગની દિવાલમાં એક બીજું દ્વાર હતું ત્યાં રાઠોડ ગયો અને તે રસ્તે થઈને તે રસોડા પાસે ગયો. તેણે ચોમેર દૃષ્ટિપાત કર્યો તો સઘળો સામાન બાંધી લેવામાં આવ્યો હતો એવી તેની ખાત્રી થઇ. તે તરત જ ત્યાંથી દિવાનખાનામાં ગયો અને ત્યાંથી દાદર ચઢીને મેડા ઉપર ચાલ્યો ગયો; પરંતુ બંગલામાં કોઇ પણ મનુષ્ય નહોતું એવી રાઠોડની ખાત્રી અલ્પ સમયમાં જ થઈ ગઇ. કુમુદ તેની માશી અને તેની માતા ક્યાંય પણ ચાલ્યાં ગયાં હોવાં જોઇએ, અને ભીખુ આ સઘળો સરસામાન લઇને અહીંથી જવાની તૈયારી કરતો હોવો જોઇએ, એવી રાઠોડની ખાત્રી થઇ.

અલ્પ સમયમાં ભીખુ બે ત્રણ ખટારાવાળાને બંગલાના અંદરના ભાગમાં તેડી ગયો અને દિવાનખાનામાં તથા રસોડાના દ્વાર પાસે પડેલી પેટીઓ તેમને ખટારામાં મૂકવાનું કહીને તે કુમુદના સામાનની પેટીઓ નીચે લાવવા માટે ઉપર ચાલ્યો ગયો. હવે રાઠોડ સઘળો ભેદ કળી શક્યો. કુમુદ વગેરે સર્વ શહેરમાં ગયેલાં હોવાં જોઇએ અને ભીખુ સઘળો સરસામાન લઇ જવા માટે પાછળ રોકાયો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ ગઇ. કુમુદે આ પ્રમાણે પોતાના પ્રત્યે દગાઇ કરી તેથી રાઠોડને તેના પ્રત્યે ગુસ્સો આવ્યો અને તે પોતાના મનમાં જ બબડાટ કરતો બોલ્યો: "ઠી......ક. મ્હને થાપ દેવી છે કે? વારુ; જોઉં છું કે હવે તમે મ્હારા પંઝામાંથી કેવી રીતે મુક્ત થઇ શકો છો?"

ભીખુ ઉપર આવ્યા પછી કુમુદના ઓરડામાં ચાલ્યો ગયો અને તેમાંની પેટીઓ તેણે પકેલીને દ્વારની બહાર કાઢી. ત્યાર પછી તેણે એક મ્હોટી પેટીનું બારણું ઉઘાડીને ઓરડામાંથી કેટલાંક પોટલાં લાવી લાવીને તેણે તેમાં ગોઠવવા માંડયાં. રાઠોડ અત્યાર સુધી એક સ્થળે છુપાઇને ઉભો હતો. તે હવે તરત જ આગળ ધસી ચાલ્યો અને ભીખુના પગને આંટી પાડીને તેણે તેને જમીનપર પટકી દીધો. ભીખુ બુમ પાડવા જતો હતો; પરંતુ તેની છાતીપર ચઢી બેસીને રાઠોડ બોલ્યો:

ચુપ કર ! ખબરદાર ! એક શબ્દ સુદ્ધાં ઉચાર્યો તો ત્હારા પ્રાણ તું અહીંજ ખોઇ બેસીશ ! મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તીશ તો જીવતો રહી શકીશ નહિ તો માત્ર અલ્પ કાળમાં જ ત્હને યમસદનમાં પહોંચાડી દઇશ !"

બિચારો ભીખુ છેક જ ગભરાઇ ગયો. રાઠોડના રાક્ષસી શારીરિક બળ નીચે તે દબાઇ ગયો. તેનાં નેત્રદ્વયમાં અશ્રુબિન્દુ ભરાઇ આવ્યાં. તેણે રાઠોડને નમ્રતાપૂર્વક વિનંતિ કરીઃ—"મ્હને દયા કરીને મ્હારી નાખશો નહિ ! હું તમે કહેશો તેમ અવશ્ય કરીશ—મ્હારી છાતીપરથી નીચે ઉતરો ! મ્હારો જીવ હમણાં જ જતો રહેશે !"

આટલું બોલતાં બોલતાં ભીખુ હાથપગ પછાડવા લાગ્યો—રાઠોડ ભીખુની છાતીપરથી નીચે ઉતરી પડયો એટલે તે બેઠો થઇ ગયો—રાઠોડની શયતાની મુખમુદ્રા પ્રત્યે ભયભીત દૃષ્ટિથી જોતાં ભીખુ બોલ્યોઃ "તમે કોણ છો ? તમે મ્હને શી આજ્ઞા કરો છો ? બોલો, હું તમે કહો તેમ કરવા માટે તૈયાર છું."

"ચુપ કર !" રાઠોડ ડોળા કાઢતો ક્રુદ્ધ સ્વરે બોલ્યોઃ "હું કોણ છું તેની પંચાત કરવાની ત્હને જરૂર નથી ! હું કહું તેમ કરવા માટે તું તૈયાર છે કે નહિ એટલું જ મ્હને જણાવી દે !"

એટલું બોલીને રાઠોડે ભીખુનો હાથ ઝાલીને તેને ધમધમાવ્યો. બિચારો ભીખુ તેને કાલાવાલા કરતાં બોલ્યોઃ "કરું છું ! કરું છું ! મ્હને કૃપા કરીને છોડો ! મ્હને મારશો નહિ !"

"બોલ, ત્હારી શેઠાણી કયાં ગઇ ? તું આ સઘળો સામાન કયાં લઇ જાય છે ?"

"તે તો આજે શહેરમાં રહેવા ગયાં ! હું પણ આ સઘળો સામાન લઇને ત્યાં જ જાઉં છું."

"વારુ, ત્યારે હું કહું તેમ કર ! હું આ પેટીમાં સુઇ જાઉ છું. મ્હારા શરીરપર બાકીનો સઘળો સામાન ગોઠવી દે અને મ્હને પણ બીજા સામાનની સાથે શહેરના બંગલે લઇ જા ! પેટીના પાટીઆમાં તીરાડો છે તેમાંથી મ્હને હવા મળી શકશે એટલે શ્વાસોચ્છ્વાસ લેવામાં હરકત પડે તેમ નથી ! હું આ પેટીમાં છું એ હકીકત કોઇને કહીશ તો પ્રથમ ત્હને પરલોકવાસી બનાવી દઇશ એ નક્કી માનજે !"

"નહિ સાહેબ ! હું કોઇને તે હકીકત નહિ કહું."

રાઠોડે એક તીવ્ર કટાક્ષ ભીખુ પ્રત્યે ફેંકયો અને પછી પેટીમાં પેઠો. જો કે પેટી મ્હોટી હતી તથાપિ પોતાના હાથપગ પહોળા રાખીને

રાઠોડ તેમાં સૂઇ શકે તેમ નહોતું. તે ટૂંટીઆં વાળીને પેટીમાં સૂતો. ભીખુએ રાઠોડના શરીરપર બે ત્રણ પોટલીઓ મૂકીને પેટી બંધ કરી અને તેને તાળું લગાવી દીધું. એટલામાં ખટારાવાળાઓ નીચેનો સઘળો સામાન ખટારામાં ભરીને ઉપરનો સામાન લઇ જવા માટે મેડાપર આવ્યા. ખટારાવાળાને રાઠોડ પૂરાયો હતો તે પેટી ખટારામાં મૂકવાનું કહીને ભીખુ ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી સઘળો સરસામાન ખટારામાં ભરાઈ રહ્યા પછી ભીખુ સઘળા ખટારા લઇને શહેરમાં ગયો. રાઠોડવાળી પેટી ત્રણ ખટારાવાળાઓએ મળીને મહામુશ્કેલીથી કુમુદના ઓરડામાં મૂકી.

ભીખુએ ખટારાવાળાઓને ભાડુ ચૂકાવીને રજા આપી અને પછી તે સઘળો સરસામાન ગોઠવવા લાગ્યો. માત્ર તેણે કુમુદના ઓરડામાં મૂકવામાં આવેલી પેટી અત્યારે ખોલવાની હિંમત કરી નહિ. એ પેટી જ્યારે ખોલવામાં આવશે ત્યારે તેનું શું પરિણામ આવશે, એ સંબંધી અનેકવિધ વિચારો કરતો બિચારો ભીખુ મોડી રાત્રે પથારીમાં જઇને સૂતો. તેણે સૂવા માટે પથારીમાં પડી રહીને ઘણા ધમપછાડા કર્યા; પરંતુ આજે તેને નિદ્રા ન જ આવી. અંતે જેમ જેમ રજનીનું સામ્રાજ્ય પૃથ્વીપર પથરાતું ગયું તેમ તેમ સર્વત્ર શૂન્યવત્ ભાસવા લાગ્યું. રાત્રિના લગભગ બે વાગ્યા પછી ભીખુ પોતાની પથારીમાંથી બેઠો થયો અને બગીચામાં જઇને એક પત્થરની બેઠકપર બેઠો અને ધીમે સ્વરે નીચે પ્રમાણે ભજન લલકારવા લાગ્યો:

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહીં;
અજાજૂથ માંહિ રે, સમરથ ગાજે સહી.—ટેક

સિંહ અજામાં કરે ગરજના, કસ્તુરી મૃગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન,
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા૦ ૧

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીં રે, વાણી ન પોંચે વિસ્તાર,
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં.—તરણા૦ ૨

મન પવનની ગતિ ન પોંચે, અવિનાશી રે અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ.
ઠામ નહીં ઠાલો રે, એક અણુ માગ કહીં—તરણા૦ ૩

સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપે થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ,
દાસ ધીરા કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—તરણા૦ ૪

# પ્રકરણ ૧૯ મું.

## ધર્મીંપર ધાડ.

દિવસના તૃતીય પ્રહરનો પ્રારંભ થઇ ચુક્યો હતો. ચન્દ્રકાન્તને ભોજન કર્યાં પછી એકાદ કલાક પણ નિદ્રસ્થ થવાની ટેવ હતી. નિત્ય નિયમ પ્રમાણે બપોરના સમયે નિદ્રામાંથી જાગ્રત થયા પછી તે પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસે જવા નીકળી પડયો.

ચન્દ્રકાન્તને આવી પહોંચેલો જોઇને સાહેબે તેનું સ્વાગત કર્યું, અને બોલ્યા: " ચન્દ્રકાન્ત, આજે તમારી મુખમુદ્રા ઉદાસીન કેમ જણાય છે ? રક્તલાંછન રહસ્ય સંબંધી વળી કંઇ નવી ખટપટ ઉપસ્થિત થવા પામી છે કે શું ? વારુ, પેલા બદમાશ રાઠોડનો કંઇ પત્તો લાગ્યો છે કે ? "

" સાહેબ ! " ચન્દ્રકાન્ત ગંભીર સ્વરે બોલવા લાગ્યો: " મ્હારું મગજ હમણાં બિલકુલ અસ્વસ્થ બની ગયું છે. આજ દિન સુધીમાં કોઇ પણ કાર્યમાં મ્હને આટલી બધી તકલીફ લેવી પડી નહોતી. પરંતુ આ રક્તલાંછનના રહસ્ય માટે હવે તો હાથ ખંખેરવા પડશે એમ જ જણાય છે ! આ કોકડું એટલું બધું ગુંચાઇ ગયું છે કે તેનો એક પણ તાર મ્હારા હાથમાં આવતો નથી ! તો પછી તે ઉકેલવાની આશા શી રીતે રાખી શકાય ? હવે શું કરવું તે બદલ મ્હને કંઇ જ સુઝ પડતી નથી. "

" ચન્દ્રકાન્ત ! રક્તલાંછન સંબંધી સઘળા વિચારો તમારા મગજમાંથી દૂર કરો ! બદમાશ રાઠોડને શોધી કાઢવાનો વિચાર માંડી વાળો ! હું તમને એક નવીન કાર્ય સોંપું છું, તે હાથ ધરો ! નવી કામગીરિથી તમારા મગજને સહજ વિશ્રાન્તિ મળશે અને થોડા સમય પછી રક્તલાંછન રહસ્યની પાછળ લાગવા માટેનો તમારો ઉત્સાહ સતેજ થશે. "

" વળી મ્હને નવું કામ સોંપવાનું આપ ધારો છો કે ? " ચન્દ્રકાન્ત વિસ્મય પામતાં બોલ્યો.

" હા. "

" નવું કામ શું છે ? "

" જુઓ, પેલા કેશવલાલ મિલવાળાના ભાગીદાર કૃષ્ણલાલ વકિલને તો તમે સારી રીતે ઓળખતા હશો જ ! તેણે તેના ભાગી

દાર પ્રત્યે વિશ્વાસઘાત કરીને લગભગ એક લાખ રૂપિયા ઉચાપત કરેલા હોવાથી તેના ઉપર પોલિસખાતાનું 'વૉરંટ' કાઢવામાં આવ્યું છે. તમે તેને પકડવા માટે તૈયાર થશોને ?"

"માફ કરો, સાહેબ! મ્હારાથી આ કામ બની શકશે નહિ!"

"એમ કેમ ? તેને તો ઘણી જ સહેલાઇથી પકડી શકાય તેમ છે. કોલાબા પાસે તે વેષાંતર કરીને રહે છે એવી ખબર મળવાથી મ્હેં આજે બે ઇન્સ્પેક્ટરોને તેને પકડવા માટે સ્હવારે મોકલ્યા હતા. પરંતુ તે બાબતની તેને અગાઉથી બાતમી મળવાથી તે ન્હાસી છૂટયો છે. ઘણું કરીને તે શહેરમાં જ હોવો જોઇએ."

"એ બધુંએ હું જાણું છું. સ્હવારે બન્ને ઇન્સ્પેક્ટરો મ્હને કોલાબાપર મળ્યા હતા."

"પણ તમે આ કાર્ય માથે લેવાની શા માટે ના પાડો છો ? હું તમારી મદદમાં બે અમલદારો આપું છું; પછી કંઇ હરકત છે વારૂ ?"

"સાહેબ, આ રક્તલાંછનનો રહસ્યનો ભેદ ખુલ્લો થયા સિવાય મ્હને બીજું કાંઇ પણ કામ સૂઝવાનું નથી. અત્યારે હું સમુદ્ર કિનારે ફરવા જાઉં છું. બે કલાક પછી પુનઃ આપની પાસે પાછો આવીશ. મ્હારી જરૂર જેવું જણાય તો ટેલીફોનથી ખબર આપજો !" એટલું બોલીને ચન્દ્રકાન્ત સાહેબની રજા લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

અલ્પ સમય પછી ભગવાન સહસ્ત્રરશ્મિ દૈનિક કાર્યથી નિવૃત્ત થઇને અસ્તાચળ પ્રતિ ઉતરી પડ્યા. સલુણી સંધ્યાએ રંગબેરંગી સાડી પરિધાન કરી લીધી. એક કલાક પૂર્વે જ વરસાદનું એક સખ્ત ઝાપટું પડી ગયેલું હોવાથી આકાશ હજી અભ્રાચ્છાદિત જોવામાં આવતું હતું. બરાબર આ સમયે બોરીબંદર સ્ટેશનની નજીકમાં થઇને એક વ્યક્તિ લપાતી છુપાતી ચોમેર દૃષ્ટિ ફેંકતી ચાલી જતી હતી. થોડે દૂર ગયા પછી તે વ્યક્તિ એકાએક ઉભી રહી. એક મકાનના પ્રવેશદ્વારપર 'ચન્દ્રકાન્ત રહસ્યભેદક' એવા સુવર્ણાક્ષરવાળું પાટીઉં લટકાવી દીધેલું હતું. તે વ્યક્તિએ તે પાટીઉં ધારી ધારીને બે ત્રણ વાર જોયું અને ત્યાર પછી તે મકાનના દ્વાર પાસે જઇને કમાડપર એક થાપો ધીમે રહીને તેણે માર્યો. તરતજ એક તરુણીએ દ્વાર ઉઘાડયું. તરુણી આવનાર વ્યક્તિને ઓળખી શકી. તેના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળી પડ્યા. તેણે વિના વિલંબે તે વ્યક્તિને અંદર લઇ લીધી અને દ્વાર બંધ કરી દીધું. "કૃષ્ણલાલ!" તરુણી દાદર પર ચડતાં ચડતાં ચકિત સ્વરે બોલી; "તમને આટલો બધો સમય મળ્યો હતો તથાપિ તમે ક્યાંય

દૂર નહિ નીકળી જતાં હજી સુધી મુંબઈમાં જ છો? તમે અહીં શા માટે આવ્યા છો?"

"કુમુદ બ્હેન! પોલિસ ખાતાના અધિકારીઓ પાછળ પડ્યા હોય ત્યારે ન્હાસી છૂટવાનું કામ સ્હેલું નથી; વળી જીંદગીપર્યંત અજ્ઞાતવાસ ભોગવવાથી પણ શો ફાયદો? આમ ગુપ્ત જીવન ગાળવું તે કરતાં તો મરવું હજારગણું શ્રેષ્ઠ છે. હું નિરપરાધી હોવા છતાં મ્હારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાનો ઇશ્વરીસંકેત હશે તે કંઇ થોડો જ મિથ્યા થઇ શકે? હવે હું છેક જ નિરાશ થઇ ગયો છું. ચન્દ્રકાન્તની એક ચિઠ્ઠી ત્હારી પાસે છે તેનો કંઇ ઉપયોગ થાય તો જુઓ! આ એક જ ઉપાય હવે હાથમાં રહ્યો છે. જો આ ઉપાય અજમાવવા જતાં આપણને યશ ન મળે તો હવે તો મ્હારી પોતાની જ ઇચ્છાથી પોલિસની સ્વાધીનતામાં જવાના નિર્ણયપર હું આવ્યો છું."

આટલું બોલીને કૃષ્ણલાલે ચન્દ્રકાન્તના નામનું એક કાર્ડ કુમુદના હાથમાં મૂક્યું. આ કાર્ડ જોતાંની સાથે જ કુમુદને ચન્દ્રકાન્તે પૂર્વે કહેલી હકીકત સાંભળી આવી. કૃષ્ણલાલને તે કાર્ડ પાછું સોંપ્યા પછી કુમુદ બોલીઃ "એ સઘળું હું જાણું છું. પરંતુ તમે હમણાં જ કહ્યું કે તમે નિરપરાધી છો એ શું સત્ય છે કે?"

"એ કર્મકથા બહુ લાંબી છે. એક વખત મ્હારાપર મહદુપકાર કરીને તમે મ્હને સંકટમુક્ત કર્યો છે, તે બદલ હું જીવનપર્યંત તમારો ઋણી છું. હવે મ્હારી દુઃખદ કર્મકથા કહીને તમારા કોમળ અંતરને વધારે દુઃખિત કરવાની મ્હને બિલ્કુલ ઇચ્છા નથી. એક વખત મ્હને ચન્દ્રકાન્તનો મેળાપ લાવી આપો એટલે હું તેમની સમક્ષ મ્હારી સઘળી કર્મકથા કહીને મ્હારા હૃદયનો ભાર ઓછો કરું. ગઈ કાલથી ખાવા માટે અન્નસુદ્ધાં મળ્યું નથી. હવે મ્હારાથી આ દુઃખ સહન થતું નથી."

"કૃષ્ણલાલ, ધૈર્ય ધરો. તમારી સઘળી હકીકત મ્હને વિસ્તારથી કહી સંભળાવો. તમે નિરપરાધી છો એવી મ્હારી ખાત્રી થશે તો હું ગમે તેમ કરીને પણ તમને સંકટમુક્ત કરીશ યા તો કરાવીશ જ. ચન્દ્રકાન્ત મ્હારા સ્નેહી છે. તે અત્યારે બહાર ફરવા ગયા છે અને થોડા જ સમયમાં પાછા અત્રે આવશે. જો કે તેમનો સ્વભાવ ઉદાર છે પરંતુ તે 'ડિટેક્ટિવ' છે અને સરકારને મદદ આપવા માટે બંધાયલા છે એટલું પણ લક્ષ્યમાં રાખજો. તમારી હકીકત સાંભળ્યા પછી તેમની સાથે મેળાપ કરવો કિંવા નહિ તે બદલ હું નિર્ણય કરી શકીશ.

હવે વિના વિલંબે તમે તમારી હકીકત મ્હને કહી સંભળાવો જોઇએ ?"

" તમારો જ્યારે આટલો બધો આગ્રહ છે ત્યારે હવે મ્હારે સઘળું સંક્ષિપ્તમાં પણ કહી સંભળાવવું પડશે જ." કૃષ્ણલાલે એટલું બોલીને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને પછી તે ગંભીર સ્વરે બોલવા લાગ્યો: " મ્હારો ધંધો વકિલનો છે. કેશવલાલની સાથે મિલમાં મ્હારો ભાગ છે. અમે એવો ઠરાવ કર્યો હતો કે જે મિલમજુરો આપણને કમાવવા માટે પોતાનાં શરીર ખપાવી દે છે તેમને પગાર ઉપરાંત પ્રતિ વર્ષે મિલના નફામાંથી એક દશાંશ ભાગ ઇનામ તરીકે વહેંચી આપવો. અમારી મિલે પ્રથમ વર્ષે જ સારો નફો કર્યો. દિવાળી ગયા બાદ હિસાબ કિતાબ થઇ ગયો એટલે મ્હેં કેશવલાલને નફાની રકમમાંથી એક દશાંશ ભાગ મિલમજુરોને વહેંચી આપવાનું જણાવ્યું. ' આજે નહિ ! પંદર દિવસ પછી, મહિના પછી ' એમ ઉડાવનારા જવાબ દઇને તેણે લગભગ પાંચ છ મહિના સુધી કંઇ જ કર્યું નહિ. દરમ્યાન તેણે મિલના હિસાબના ચોપડામાં મ્હોટી રકમોનાં જમાખરચ નાખીને મિલને નુકસાન જ હતું તેવું બતાવ્યું, અને મ્હને પણ સમજાવ્યું કે પગાર ઉપરાંત મિલમજુરોને નફાની રકમમાં ભાગ નહિ આપતાં તે રકમ સરખે ભાગે વ્હેંચી લેવી. કેશવલાલની આવી ખરાબ દાનત જાણવામાં આવતાં મ્હને તેના પ્રત્યે તિરસ્કાર છૂટયો. મ્હારી તેની સાથે તકરાર થઇ. મિલે ગયે વર્ષે સારો નફો કર્યો હતો એ વાત મિલમજુરોના જાણવામાં આવી ગયેલી હોવાથી તેમણે હવે કેશવલાલને નફાની રકમ વહેંચી આપવા માટે તગાદો કરવા માંડયો. કેશવલાલે હિસાબના ચોપડા પુનઃ તપાસી જોવા માટે થોડા સમયની મુદત માગી. અમુક સમય પછી કેશવલાલે મ્હને એક પત્ર લખીને મળવા બોલાવ્યો. હું તેના ઘેર ગયો ત્યારે તેણે મ્હારો સત્કાર કર્યો અને મ્હારી ઇચ્છાનુસાર મિલના નફાની રકમનો એક દશાંશ ભાગ ઠરાવ પ્રમાણે મીલમજુરોને વ્હેંચી આપીને અમારી વચ્ચે ઉપસ્થિત થયેલી ખટપટનો અંત આણવાની પોતાની ઇચ્છા બતાવી. મ્હને આથી આનંદ થયો. ત્યાર નફાનો તેણે એક દશાંશ ભાગ અમારી બન્નેની સંમતિથી જ મીલમજુરોને વ્હેંચી દેવામાં આવ્યો હતો, એવી મતલબનો એક દસ્તાવેજ તેણે તૈયાર કર્યો, અને તેમાં સહી કરવા માટે તે મ્હારી પાસે ધરી રાખ્યો. મ્હેં નીચેના ભાગમાં મ્હારી સહી કરી અને તેમાં તારીખ લખી. તરતજ તેણે દસ્તાવેજ મ્હારી પાસેથી ખેંચી લીધો; પરંતુ તત્કાળ મ્હને માલૂમ પડયું કે દસ્તાવેજવાળો

કાગળ એક નહિ પરંતુ તે બે કાગળ હતા. કેશવલાલે ઉપરનો કાગળ ફાડી નાખ્યો અને નીચેનો કાગળ કે જેનાપર મ્હારી સહી થઇ હતી તે પોતાના છોકરાને આપી દઇને તેને ઘરમાં મોકલી દીધો. હું તો તેના તરફ વિસ્મય પામતો જોઇ રહ્યો હતો; પરંતુ એટલામાં તેણે આનંદિત મુખમુદ્રાથી નીચે પ્રમાણે બોલવા માંડ્યું:—

"બસ થયું કે ? એ દસ્તાવેજમાં તમે મિલમાંથી પોણો લાખ રૂપિઆ તમારા ખાનગી કામ માટે લીધા છે અને તમે માત્ર બે દિવસમાં જ તે પાછા ભરવાનું કબૂલ્યું છે. એ પ્રમાણે લખેલું છે."

"થયું ! હું તો દીવાનો જ બની ગયો હતો. અલ્પ સમયમાં જ એક ભૈયાએ આવીને મ્હને કેશવલાલના ઘરમાંથી કાઢી મૂક્યો. હવે કેમ કરવું તેની મ્હને સૂઝ પડી નહિ. મ્હેં ઘેર જવાને મ્હારાં બૈરાં છોકરાંને ઘેર મોકલી દીધાં અને વેષાંતર કરીને કોલાબા પર રહેવા લાગ્યો. કારણ કે મ્હારાપર પોલિસખાતા તરફથી વિશ્વાસઘાતના આરોપ બદલનું 'વૉરંટ' નીકળી ચૂક્યાની બાતમી મ્હને તરત જ મળી ગઇ હતી. ત્યાર પછીની સઘળી હકીકત તમારા જાણવામાં છે એટલે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી."

કૃષ્ણલાલની આવી વિલક્ષણ કર્મકથા સાંભળીને કુમુદનું હૃદય દુઃખિત થયું. તેના હાથપર બળતરા થવા લાગી તે ઉપરથી પોતાના હાથપર રક્તલાંછન ઉપસી આવ્યું હોવું જોઇએ એવી તેની ખાત્રી થઇ. તેણે તરત જ પોતાનો ડાબો હાથ સોડીઆમાં છૂપાવી દીધો. ત્યાર પછી કુમુદ કંપિત સ્વરે બોલી:—"અરેરે, ધર્મીપર ધાડ ! કૃષ્ણલાલ ! માનવરાક્ષસ કેશવલાલે તમને બહુ દુઃખી કર્યા ! પરંતુ ચિંતા નહિ; હું તેની ખોડ અવશ્ય ભૂલાવી દઇશ."

"પરંતુ મ્હારી હકીકત સાચી છે એવું સાબિત કરવા માટે મ્હારી પાસે કંઇ જ પૂરાવો નથી. તેમજ આ હકીકતને કોઇ સત્ય માને પણ નહિ. મ્હને તો ખાત્રીપૂર્વક લાગે છે કે હું આ સંકટમાંથી કદાપિ મુક્ત થઇ શકનાર નથી જ." કૃષ્ણલાલે દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

"છટ છટ ! આમ નિરાશ ન થાઓ ! ધૈર્ય ધરો. બીજા ગમે તેમ માને પણ મ્હને તો તમારી હકીકત અક્ષરશઃ સત્ય જ લાગે છે પણ હવે અહીં બેસવાનું સહિસલામત ભરેલું નથી. ચન્દ્રકાન્ત ક્યારે આવશે તેનો નિયમ નથી. ચાલો, આપણે અહીંથી પલાયન કરી જઇએ ! હવે આગળ કામ કેમ લેવું તે બદલ હું તમને ત્યાં માર્ગે મ્હારા વિચારો જણાવીશ."

તરત જ કુમુદ બેઠી થઇ. કૃષ્ણલાલ પણ ઉભો થયો. ચન્દ્રકાન્તના કારકૂને પોતાની વાતચિત ગુપ્ત રીતે સાંભળી હશે તો તે પોતાની પૂંઠ પકડશે એમ વિચારીને તેણે કારકુન જે ઓરડામાં કામ કરતો હતો તે ઓરડાના દ્વારની સાંકળ વાસી દીધી. અલ્પ સમયમાં જ કુમુદ અને કૃષ્ણલાલ ચન્દ્રકાન્તની ઑફિસમાંથી બહાર નીકળી પડયાં.

'બોરીબંદર' સ્ટેશન પાસે જઇ પહોંચ્યા પછી કુમુદે એક ભાડાની ગાડી કરી લીધી. કૃષ્ણલાલ અને તે બન્ને જણાં ગાડીમાં ચઢી બેઠાં એટલામાં કૃષ્ણલાલની દૃષ્ટિ એક બીજી દોડતી ગાડી તરફ પડી એટલે તે ચકિત સ્વરે બોલ્યોઃ "કુમુદ બ્હેન, જુઓ પેલી ગાડીમાં બેઠેલો મનુષ્ય જ મ્હારો ભાગીદાર કેશવલાલ!"

"એમ કે?" એટલું બોલીને તે ગાડી તરફ કુમુદે જોયું. ચન્દ્રકાન્તને પણ કેશવલાલની ગાડીમાં બેઠેલો જોઇને કુમુદ બોલીઃ "કૃષ્ણલાલ તમે બેકબેપર જાઓ! હું હમણાં જ ત્યાં આવી પહોંચું છું." એટલું બોલીને કુમુદ ગાડીમાંથી નીચે ઉતરી પડી અને કૃષ્ણલાલની ગાડી 'બેકબે' તરફ જવા લાગી.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### કરૂણામયી.

પાઠક, કુમુદ ઉતાવળે પગલે ચન્દ્રકાન્તની 'ઑફિસ'ના પ્રવેશદ્વારથી થોડે દૂર આવેલા મકાન પાસે જઇને ઉભી રહી. અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્ત અને કેશવલાલ જે ગાડીમાં બેઠા હતા તે ગાડી ત્યાં આવીને ઉભી રહી. ચન્દ્રકાન્ત અને કેશવલાલ ગાડીમાંથી ઉતરીને તે મકાન તરફ આવવા લાગ્યા એટલે કુમુદ ચમકી હોય તેનો ડોળ કરીને બોલીઃ "ઓહો, રહસ્યભેદક સાહેબ, આજે તો આપનો મેળાપ અચાનક રીતે જ થઇ ગયોને શું?"

"કોણ? કુમુદ કે?" ચન્દ્રકાન્ત વિસ્મય પામતો કુમુદ પાસે દોડી જતો બોલ્યોઃ "તમે કોલાબાથી શહેરમાં રહેવા ક્યારથી આવ્યાં છો?"

"અમે આજથી જ શહેરમાં રહેવા આવ્યાં છીએ. ઘેર બેસી રહેવાથી બહુજ ગરમી લાગવા માંડી અને તેથી જ સહજ ફરવા માટે નીકળી છું." કુમુદ ચન્દ્રકાન્ત પ્રત્યે તાકી રહી.

ચન્દ્રકાન્ત હર્ષ પામતો કેશવલાલને સંબોધીને બોલ્યો: " મિ. કેશવલાલ ! હું તમારો આમની સાથે પરિચય કરાવી આપું છું. કુમુદ બ્હેનનો સ્વભાવ બહુજ દયાર્દ્ર હોવાથી મ્હને તેમના માટે માન છે. કેટલાક અતિ મહત્વના કાર્યમાં પણ તેમણે મ્હને અમૂલ્ય સહાય આપી છે. "

" આજે કુમુદ બ્હેનના પરિચયનો લાભ મળવાથી મ્હને અતિ આનંદ થાય છે. " કેશવલાલે વિવેક દર્શાવ્યો.

"હા, કંઇ તમે મ્હત્વના કાર્યમાં ગુંથાયા છો કે શું ? " કુમુદ ચન્દ્રકાન્તને ઉદ્દેશીને બોલી.

" નહિ, નહિ, " ચન્દ્રકાન્ત કુમુદ પ્રત્યે પ્રેમપૂર્ણ દૃષ્ટિ ફેંકતો બોલ્યો. " મિ. કેશવલાલ સાથે મ્હારે કેટલીક વાતચિત માત્ર કરવાની છે. "

" હું તમને કંઇ કહેવા ઇચ્છું છું. " કુમુદ બોલી.

ચન્દ્રકાન્ત કેશવલાલ અને કુમુદ પ્રત્યે દૃષ્ટિ ફેંકતો ઉભો હતો. થોડી વાર પછી તે બોલ્યો: " મિ. કેશવલાલ, મ્હારે આપની સાંથે કેટલીક વાતચિત કરવાની છે. "

કેશવલાલ સ્મિત કરતો બોલ્યો:—"ઠીક છે. તમે મ્હારા મકાનના ઉપરના દિવાનખાનામાં જાઓ ! ત્યાં તમારી એકાન્તમાં અડચણ કરે તેવું કોઇ જ નથી. હું નીચેનાં દિવાનખાનામાંજ બેસું છું. તમે વાતચિત કરીને નીચે આવશો તે અરસામાં હું રથ તૈયાર રાખીશ. લ્યો, આ ચાવીથી તમે દિવાનખાનું ઉઘાડજો. દિવાનખાનાના દ્વારની નજીકમાં જ એક બટન છે જે દાબતાંની સાથે જ ત્યાં દીપકનો પ્રકાશ થશે. "

વાંચનાર, આ મકાન કેશવલાલનું જ હતું અને તે અત્યારે ચન્દ્રકાન્તને કેટલીક ગુપ્ત હકીકત કહી સંભળાવવા માટે પોતાના મકાને તેને તેડી લાવ્યો હતો. ચન્દ્રકાન્તે કેશવલાલ પાસેથી ચાવી લીધી અને કુમુદને લઇને તે ઉપરના દિવાનખાના તરફ જવા લાગ્યો. દિવાનખાનાના દ્વાર પાસે પહોંચતાંની સાથે જ ચન્દ્રકાન્તે એક બટન દાબ્યું એટલે દિવાનખાનામાં પ્રકાશ થઇ રહ્યો. દિવાનખાનાનું પ્રવેશદ્વાર ઉઘાડીને ચન્દ્રકાન્ત અને કુમુદ અંદર દાખલ થયાં અને ત્યાં પડેલી બે આરામખુરસીઓપર સામસામાં બેઠાં, પછી કુમુદ ચન્દ્રકાન્તને સંબોધીને બોલી: " રહસ્યભેદક સાહેબ, આપને મ્હારી સાથે શી ખાનગી વાતચિત કરવાની છે ? "

"તમે જાણો છો કે કૃષ્ણલાલે મ્હને જીવનદાન આપ્યું છે. મિ. કેશવલાલ તેની સાથેની ખટપટના તમામ કાગળો અત્યારે મ્હને બતાવવાનો છે. હું ખુલ્લી રીતે તો કૃષ્ણલાલને કોઇ પણ પ્રકારની સહાય આપી શકું તેવી સ્થિતિમાં નથી એ તો તમે પણ જાણો છો. આ ધર્મસંકટમાંથી નિર્વિઘ્ને પસાર થવા માટે મ્હારે કયા માર્ગનું અવલંબન કરવું ઇષ્ટ છે એ બદલ હું તમારો અભિપ્રાય જાણવા ઇચ્છું છું.

"અને ત્યાં સૂધી તો કોઇ પણ રીતે કૃષ્ણલાલનો બચાવ કરવો એ તમારી ફરજ છે. તેણે તમને જીવનદાન દીધું છે એટલું જ નહિ, પરંતુ હું ધારું છું કે તે મનુષ્ય તદ્દન નિરપરાધી હોવો જોઇએ."

કુમુદ અત્યારે ચન્દ્રકાન્તની સાથે વાર્ત્તાલાપ કરતી હતી પરંતુ તેની ચાલાક દૃષ્ટિ તો સામેના કબાટમાં ગોઠવેલા કાગળપત્રો તરફ જ હતી. તેના મનમાં તો અત્યારે એમજ થઇ રહ્યું હતું કે ચન્દ્રકાન્ત સાથેની પોતાની અત્યારની વાતચિત ક્યારે પૂર્ણ થાય !

થોડી વાર સૂધી વિચારગ્રસ્ત રહ્યા પછી ચન્દ્રકાન્ત મૂછોપર હાથ ફેરવતાં બોલ્યોઃ "મ્હારી પણ એવી જ ઇચ્છા છે; પરંતુ તેનું નિરપરાધિપણું સિદ્ધ કેવી રીતે થઇ શકે ?"

"પ્રથમ તમે કેશવલાલની હકીકત સાંભળી લ્યો. તેના કાગળપત્રો બારિકીથી તપાસી જુઓ. ત્યાર પછી જ આપણે કૃષ્ણલાલના બચાવ માટે શું કરી શકીએ તેમ છીએ, તે બાબતનો નિર્ણય થઇ શકે."

"વારુ; એમ કરવું જ ઠીક થઇ પડશે. ચાલો ત્યારે હવે આપણે નીચે જઇએ. હું આવતી કાલે સ્હવારે તેની પાસે આવીને તેની હકીકત સાંભળી લઇશ અને તે તમને કહીશ. પછી શું કરવું તે બાબતનો વિચાર થઇ શકશે."

ચન્દ્રકાન્ત તરત જ ઉભો થયો. કુમુદ પણ ઉભી થઇ અને તેણે પોતાના અંગપર શાલ ઓઢી લીધી. ચન્દ્રકાન્તે દીપક હોલવી નાખ્યો. કુમુદે હળવે રહીને કબાટમાંના કાગળો કાઢી લીધા. મેજપર પડેલા લાલ શાહીના ખડીઆમાંથી તેણે આંગળી બોળીને ઝટ ઝટ એક લાલચક્ર કાઢ્યું. તરત જ તે ચન્દ્રકાન્તની પાછળ પાછળ જવા લાગી અને ચન્દ્રકાન્તે દિવાનખાનાનું દ્વાર બંધ કરીને તેને તાળું માર્યું. એટલે બન્ને જણાં નીચે જવા લાગ્યાં.

કેશવલાલ તો ચ્હા તૈયાર કરીને ક્યારનોય ચન્દ્રકાન્ત અને કુમુદની રાહ જોતો બેઠો હતો. કુમુદ અને ચન્દ્રકાન્ત દિવાનખાનામાં

આવ્યાં એટલે તેણે ચ્હાના ત્રણ પ્યાલા તૈયાર કર્યા અને ત્રણે જણાંએ ચ્હા પીધી. ત્યાર પછી કેશવલાલે ચન્દ્રકાન્તને બીજે દિવસે સ્હવારે પોતાને ત્યાં આવવાની વિનંતિ કરી જે તેણે માન્ય કરી.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્ત અને કુમુદ સરિઆમ રસ્તાપર જઇ પહોંચ્યાં એટલે કુમુદે પોતાની એક મૈત્રિણીને મળવા જવાનું બ્હાનું કાઢીને ત્યાંથી ચાલતી પકડી. જો અત્યારે ચન્દ્રકાન્તનું મન દૃઢ હોત તો તે ચાલાક કુમુદની હાથચાલાકી વિષે જાણી શક્યો હોત; પરંતુ અત્યારે તેનું મન કુમુદપરના પ્રેમપ્રવાહમાં તણાતું હતું. તેને કુમુદના સંબંધમાં બિલકુલ શંકા ઉપસ્થિત થઇ જ નહિ. તેના મનમાં તો એમ હતું કે કુમુદને તેના ઘર સૂધી મૂકવા જવી અને તેટલા સ્વલ્પ સમય સૂધી પ્રેમગોષ્ટિ કરવાનો જે લાભ મળે તે લઇ લેવો; પરંતુ કુમુદ તો આમ પોતાને છોડીને ચાલી ગઇ ! તે ખિન્ન હૃદયે પોતાની 'ઑફિસ' તરફ જવા લાગ્યો.

આ તરફ કુમુદ 'હોર્નબીરોડ' તરફ જવા લાગી. થોડે દૂર ગયા પછી તેણે પાછી ફરીને જોયું તો ચન્દ્રકાન્તને પોતાની ઑફિસ તરફ જતો તેણે જોયો. હવે તેણે એક ભાડુતી ગાડી કરી લીધી અને ગાડીમાં બેઠા પછી ગાડીવાનને ઉદ્દેશીને બોલી: "ચલાવ ! બેકબે !"

અલ્પ સમયમાં જ ગાડી 'બેકબે' પાસે જઇ પહોંચી. કૃષ્ણલાલ ત્યાં તેની વાટ જોતો બેઠો હતો. કુમુદ ગાડીમાંથી આમ-તેમ દૃષ્ટિ ફેંકવા લાગી એટલામાં કૃષ્ણલાલ તેની પાસે આવીને ઉભો રહ્યો અને બોલ્યો: "કેમ કુમુદ બ્હેન ! શી નવાજુની છે ? પરિણામ આશાજનક છે કે ?"

"પ્રભુ તમારો બેલી છે ! આવો સુયોગ પ્રાપ્ત થશે એવું મ્હેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. ફિકર ન કરો ! સઘળી ચિન્તા દૂર થઇ ગઇ છે."

"એમ કે ? હં—પણ શું બનવા પામ્યું છે તે કહો તો ખરા !"

"એમાં કહેવાનું છે શું ? આ જુઓ !" એમ કહીને ઝટને પોતાના પોલકાના ખીસ્સામાંથી એક કાગળ કાઢ્યો અને તેનું પ્રવેશ-લાલને બતાવ્યો. કૃષ્ણલાલ આનંદાતિશયથી વાંચવા—કૂદવા અને ત્યાં

અલ્પ સમય પછી હર્ષનો વેગ કમી થયો એટલે કૃષ્ણ્સુદ ચન્દ્ર-દૃષ્ટિ કુમુદ તરફ વળી. તેના નેત્રદ્વયમાં અશ્રુ ભરાઇ આવ્યાં ... સાથે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "કુમુદ બ્હેન, તમે

મનુષ્ય નથી ! મ્હારી સાથે તમારો કોઇપણ પ્રકારનો સંબંધ નહોતો એટલું જ નહિ, પરંતુ મ્હારી સાથે કોઇ પણ પ્રકારની પૂર્વની ઓળખાણ પણ નહિ હોવા છતાં તમે મ્હારા પ્રતિ અત્યાર સૂધીમાં જે જે ઉપકાર કર્યા છે તેનો બદલો જીવનપર્યંત હું તમારું દાસત્વ સ્વીકારું તો પણ વળી શકે તેમ નથી. તમારા માટે મ્હારા હૃદયમાં ઉદ્ભવેલી પૂજ્યબુદ્ધિ અને કૃતજ્ઞતા પ્રદર્શિત કરવા માટે મ્હને યોગ્ય શબ્દો જ મળી આવતા નથી; પરંતુ હું શુદ્ધ હૃદયથી અને ઇશ્વરની પ્રતિજ્ઞા લઇને જણાવીશ કે મ્હારા હૃદયમાં તમારા માટે ઇશ્વર પ્રત્યે હું જેવી આદરબુદ્ધિ રાખું તેવી જ આદરબુદ્ધિ તમારા માટે ઉત્પન્ન થઇ છે. આથી વિશેષ હું શું કહું ?"

"બહુ થયું ! બહુ થયું !" કુમુદ વચ્ચે બોલીઃ "મ્હને એવી ઉપમાઓ ન આપો ! દરેક મનુષ્યે એક બીજાને સહાયભૂત થવું તે તેનું કર્ત્તવ્ય છે; એટલું જ નહિ પરંતુ તેમ કરવાની ઇશ્વરી આજ્ઞા છે. કોઇનું હિતાહિત કરવાની સત્તા મનુષ્યના હાથમાં નથી. તે તો ઇશ્વરી સત્તાની વાત છે. સઘળાએ તેના પ્રત્યે નિષ્ઠા રાખવી જ જોઇએ."

"વારુ ! પણ બ્હેન ! આટલા ટુંક સમયમાં જ તમે એ સઘળા કાગળો શી રીતે હસ્તગત કરી શકયાં છો ? કેશવલાલને પોતાના કૃતકર્મ બદલ પશ્ચાત્તાપ થયો છે કે શું ?" કૃષ્ણલાલે ગંભીર સ્વરે પૂછ્યું.

"હમણાં મ્હને તેના સંબંધી કંઇ પણ હકીકત પૂછશો નહિ. આગળ ઉપર એ સઘળું સમજાશે. હાલ તરત તો આ કાગળીઆં ખીસ્સામાં મૂકીને ગુજરાત મેલમાં બેસીને તમે તમારા દેશમાં પલાયન કરી જાઓ. ત્યાંથી તમારાં છૈયાં છોકરાંને અહીં લઇ આવો અને હવે આનંદથી મુંબઇમાં રહો ! હાલ તમારે પૈસાની જરૂર હોય તો આ લ્યો !" એમ કહીને કુમુદે કૃષ્ણલાલના હાથમાં રૂપિઆ સોની એક નોટ મૂકી અને ત્યાર પછી તે ત્યાંથી વિદ્યુત્ વેગે ચાલી ગઇ.

કુમુદે પોતાનાપર કરેલા ઉપકાર બદલ હજી એક વાર ફરીને તેનો ઉપકાર માનવો તેમજ તેણે આપેલી સો રૂપિઆની નોટ પણ તેને પાછી આપવી, એમ વિચારીને કૃષ્ણલાલ કુમુદને હાંક મારીને બોલાવવા લાગ્યોઃ "કુમુદ બ્હેન! કુમુદ બ્હેન!" પરંતુ કુમુદ એક વાર પણ ક્યાંય ઉભી ન રહેતાં ઝપાટાબંધ ચાલી જતી હતી. ...ર સમયમાં જ તે દૃષ્ટિમર્યાદાની બહાર પણ નીકળી ગઇ. કુમુદ ...માર્ગે થઇને ગઇ હતી તે માર્ગ તરફ દીવાનાની માફક દૃષ્ટિ ફેંકતો ...લાલ ઉભો હતો. પરંતુ એટલામાં ગાડીની સીટી સંભળાઇ

એટલે કૃષ્ણલાલ ચમક્યો. કુમુદે આપેલી નોટ પોતાના ખિસ્સામાં મૂકીને, કુમુદની હુશિઆરી બદલ મનમાં જ તેની તારિફ કરતો તે 'ચર્નીરોડ' સ્ટેશન પાસે ગયો. એક 'લોકલ' ગાડી કોલાબે જવા માટે તૈયાર જ હતી. કૃષ્ણલાલે વિના વિલંબે કોલાબાની ટિકિટ લીધી અને તે ગાડીમાં ચઢી બેઠો. કોલાબે પહોંચ્યા પછી તેણે વડો-દરાની ટીકીટ લીધી અને 'ગુજરાત મેલ'માં બેસીને મોહમયી મુંબ-ઇનો ત્યાગ કરીને ચાલ્યો ગયો.

આ તરફ કુમુદ ભાડુતી ગાડીમાં બેસીને ઘેર ગઇ. નિત્ય કરતાં આજે તેને ઘેર આવતાં બહુજ મોડું થવાથી ગંગાએ તેને ખૂબ ધમકાવી. કુમુદે કંઇ પણ પ્રતિઉત્તર નહિ આપતાં માતાની પાસે નમ્રતાપૂર્વક ક્ષમા માગી. ત્યાર પછી વાળુ કર્યા પછી કુમુદ પોતાની ઓરડીમાં જઇને સૂતી.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠયા પછી કુમુદે પોતાની મ્હોટી પેટી ઉઘાડવા માટે ગોદાવરીમાશીને બોલાવી. ગોદાવરીએ ભીખુને બોલા-વ્યો અને કુમુદની પેટીની ચાવી માંગી. ભીખુએ ચાવી આપતાં આપતાં ગભરાયલી મુખમુદ્રાથી કહ્યું: "બા, એ પેટી ઉઘાડશો નહિ."

"કેમ ભીખુ? શું થયું?" કુમુદ આશ્ચર્ય પામતી બોલી:

ભીખુ કંઇ જ બોલ્યો નહિ. ગોદાવરી તેના પ્રત્યે દૃષ્ટિ ફેંકતી ભવાં ચઢાવીને બોલી: "મ્હારા રોયા, મ્હોંમાંથી ફાટ તો ખરો કે શું થયું છે? પેટીમાં રાક્ષસ પૂર્યો છે કે શું? તે આટલી બધી ભારે શાથી જણાય છે?"

ભીખુના મ્હોંમાંથી એક શબ્દ સુદ્ધાં નીકળતો નહોતો. તે થર-થર ધ્રૂજવા લાગ્યો. કુમુદ સહજ ગુસ્સે થઇને બોલી: "માશી, ઉઘાડો જોઇએ આ પેટી! એમાં શું છે તે જોઇને ખાત્રી કરી લઇએ."

ગોદાવરીએ ધ્રૂજતે હાથે પેટીનું તાળું ઉઘાડયું અને પેટીની સાંકળ ઉઘાડી કે તરતજ પોતાના અંગપરની પોટકી બહાર ફેંકી દઇને રાઠોડ બહાર આવીને ઉભો. કુમુદ ચમકીને બે ચાર ડગલાં પાછી હઠી ગઇ. ગોદાવરી અને ભીખુ કંપવા લાગ્યાં.

રાઠોડ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને આળસ મરડતાં ખડખડાટ હસી પડયો અને બોલ્યો: "મ્હને થાપ દેવાનો જ તમારો વિચાર હતો ને? કુમુદ બ્હેન, હું ધારું છું કે આ બુઢ્ઢીએ જ તમને આ નવીન યુક્તિ સુઝાડી હશે."

"રાઠોડ!" કુમુદ તેના પ્રત્યે એકી ટસે તાકી રહેતાં બોલી:

"અમે અહીં આવવાનાં હતાં છતાં ત્હારી સઘળી વ્યવસ્થા ત્યાં જ કરવાનાં હતાં !"

"ત્યારે મ્હને તે બાબતમાં અગાઉથી કેમ ન જણાવ્યું ? હવે તો થયું તે થયું ! હવે અહીંજ મ્હારી વ્યવસ્થા કરો એટલે થયું ! તમારો ભીખુ બહુ પ્રમાણિક છે. વચન આપ્યા પ્રમાણે તેણે અદ્યાપિ-પર્યંત આ બાબતમાં કોઇને કંઇજ હકીકત કહી નથી. પરંતુ આ પેટીમાં આખી રાત્રિ પડી રહેવાથી મ્હારું આખું અંગ અકડાઇ ગયું છે. જો આજે તમે અત્યારમાં આ પેટી ન ઉઘાડી હોત તો મ્હારે બૂમાબૂમ કરવી પડી હોત ! મ્હને બહુજ ભૂખ લાગી છે. થોડું ઘણું ખાવાનું હોય તો પ્રથમ આપો !"

"ત્હેં અહીં આવીને અમારા માથે મ્હોટું સંકટ આણ્યું છે તેની તને કલ્પના પણ છે કે ?" ગોદાવરી રાઠોડ પ્રત્યે તિરસ્કાર-સૂચક દૃષ્ટિ ફેંકતાં બોલી.

"ગમે તેમ હોય ! પરંતુ હવે તો તમારે જ મ્હારું સંરક્ષણ કરવું જોઇએ !" બદમાશ રાઠોડ કુમુદ અને ગોદાવરી પ્રત્યે દૃષ્ટિ ફેંકતો બોલ્યો.

ગોદાવરી અને કુમુદ એક બીજા પ્રત્યે નિરાશાપૂર્ણ દૃષ્ટિથી તાકી રહ્યાં. હવે આ ભયંકર સંકટમાંથી શી રીતે મુક્ત થવું, તેની તેમને સૂઝ પડી નહિ. અંતે ત્રીજા માળની એક ઓરડીમાં હાલ તુરત રાઠોડને રાખવાનો વિચાર તેમણે કર્યો. ગોદાવરી રાઠોડને ઉપર લઇ ગઇ. ભીખુ નીચેથી રાઠોડ માટે ખાવાનું વગેરે લઇ આવ્યો. કુમુદ તો બિચારી પોતાની ઓરડીમાં જ વિચારમગ્નાવસ્થામાં બેસી રહી.

અલ્પ સમયમાં જ ભીખુ અને ગોદાવરી નીચે આવી પહોંચ્યાં. ભીખુએ રાઠોડ સંબંધી સઘળી હકીકત કુમુદ અને ગોદાવરીને કહી સંભળાવવી. ત્યાર પછી ભીખુને નીચે જવાનું કહીને કુમુદ બદમાશ રાઠોડના સંબધમાં શું કરવું તે સંબંધમાં વિચાર કરતાં ત્યાં જ, બેસી રહ્યાં.

વાંચનાર, આપણી નવલકથાની નાયિકા કુમુદિની ખરેખર એક સામાન્ય સ્ત્રી નહિ પણ દેવી જ હતી. તેના હૃદયમાં દયાનો સ્રોત અવ્યાહત રીતે વહ્યાં કરતો હતો. જગતમાં કોઇ પણ દુઃખી મનુષ્ય જોવામાં આવતું તો તેના માટે પ્રાણાર્પણ કરીને પણ તે તેને સંકટ-મુક્ત કરવામાં પાછી પાની કરે તેવી નહોતી. એ વાતનો સાક્ષાત્કાર તમને પાછળનાં કેટલાંક પ્રકરણો વાંચવાથી થઇ ચૂક્યો છે જ. કૃષ્ણ-લાલને પણ મહાન્ આપત્તિમાંથી મુક્ત કરનાર એ **કરૂણામયી**

એટલે કૃષ્ણલાલ ચમકયો. કુમુદે આપેલી નોટ પોતાના ખિસ્સામાં મૂકીને, કુમુદની હુશિયારી બદલ મનમાં જ તેની તારિફ કરતો તે 'ચર્નીરોડ' સ્ટેશન પાસે ગયો. એક 'લોકલ' ગાડી કોલાબે જવા માટે તૈયાર જ હતી. કૃષ્ણલાલે વિના વિલંબે કોલાબાની ટિકિટ લીધી અને તે ગાડીમાં ચઢી બેઠો. કોલાબે પહોંચ્યા પછી તેણે વડોદરાની ટીકીટ લીધી અને 'ગુજરાત મેલ'માં બેસીને મોહમયી મુંબઇનો ત્યાગ કરીને ચાલ્યો ગયો.

આ તરફ કુમુદ ભાડુતી ગાડીમાં બેસીને ઘેર ગઇ. નિત્ય કરતાં આજે તેને ઘેર આવતાં બહુજ મોડું થવાથી ગંગાએ તેને ખૂબ ધમકાવી. કુમુદે કંઇ પણ પ્રતિઉત્તર નહિ આપતાં માતાની પાસે નમ્રતાપૂર્વક ક્ષમા માગી. ત્યાર પછી વાળુ કર્યા પછી કુમુદ પોતાની ઓરડીમાં જઇને સુતી.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠયા પછી કુમુદે પોતાની મ્હોટી પેટી

જોઇએ. પોતાને મળવા આવનાર વ્યક્તિ કોણ હતી તે સેક્રેટરી ન જાણે. કુમુદે સાંકળ વાસી લેવી જોઇએ એવું ચન્દ્રકાન્તે અનુમાન કર્યું. ચન્દ્રકાન્તે બહુ બહુ વિચાર કર્યો પરંતુ કુમુદને મળવા આવનાર વ્યક્તિ કોણ હોવી જોઇએ તત્સંબંધી તે કંઇ જ નિર્ણય કરી શક્યો નહિ. અંતે મોડું થઇ ગયું હોવાથી ચન્દ્રકાન્ત જમવા માટે ચાલ્યો ગયો.

થોડી જ વારમાં જમી પરવારીને ચન્દ્રકાન્ત 'ઑફિસ'માં જઇ બેઠો અને 'સીગારેટ' સળગાવીને ધૂમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો. પરંતુ એટલામાં ટેલીફોનની ઘંટડી વાગવા લાગી. ચન્દ્રકાન્તે 'સીગારેટ' ફેંકી દીધી અને ટેલીફોનના યંત્ર પાસે જઇને નળી કાનપર મૂકીને બોલ્યો: "તમે કોણ? તમારો નંબર?"

"ચન્દ્રકાન્તભાઇ, સત્વર આવો! મ્હારા સર્વસ્વનો નાશ થયો છે! પૈસા ગયા! દસ્તાવેજ ગયા! રક્તલાંછન!" આ પ્રમાણે ગભરાયલો કેશવલાલનો સ્વર ચન્દ્રકાન્તે વિના વિલંબે ઓળખી કાઢ્યો.

ચન્દ્રકાન્તે નળી યન્ત્રપર મૂકી અને કપડાં પહેરીને કેશવલાલના બંગલે જવા માટે ઝટ ઝટ નીકળી પડ્યો.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્ત કેશવલાલના બંગલા પાસે જઇ પહોંચ્યો. તે વિના વિલંબે મેડા ઉપર ચાલ્યો ગયો અને જઇને જુએ છે તો કેશવલાલ એક ગાદીપર પડ્યો પડ્યો દીર્ઘ નિઃશ્વાસ મૂકતો હતો. ચન્દ્રકાન્તને આવી પહોંચેલો જોઇને કેશવલાલ બોલ્યો: "રહસ્યભેદક સાહેબ, મ્હારું સત્યાનાશ વળી ગયું! શું કરું? ક્યાં જાઉં?"

"કેશવલાલ, આમ ગભરાઓ છો શા માટે? સ્ત્રીઓની માફક હિંમત હારી જાઓ છો કે? વારુ શું ગયું તે કહો જોઇએ? રક્તલાંછનની સાથે તેનો કંઇ સંબંધ છે કે? ચન્દ્રકાન્તે કેશવલાલને આશ્વાસન આપતાં કહ્યું.

"શું કહું? કૃષ્ણલાલના સંબંધમાં આપને રહવારે બતાવવાના કાગળ પણ હું ભેગા કરતો હતો તો બારસો રૂપિયાની નોટો તથા કૃષ્ણલાલનો દસ્તાવેજ ચોરાઇ ગયા છે એમ મ્હને જણાયું છે. કદાચ ભૂલમાં બીજે ક્યાંય મૂકાઇ ગયાં હશે એમ વિચારીને મ્હેં સઘળે સ્થળે તપાસ કરી પરંતુ ક્યાંય પત્તો જ લાગતો નથી. હું તદ્દન નિરાશ થઇને બેઠો હતો એવામાં સહજ મ્હારી દૃષ્ટિ મેજ તરફ જતાં મેજપર એક 'લાલચક્ર' મ્હારા જોવામાં આવ્યું હતું. હું ધારું છું કે રક્તલાંછનવાળી સ્ત્રીએ જ આ ચોરી કરી છે."

ચન્દ્રકાન્ત મેજ પાસે ગયો અને લાલચક્ર જોયા પછી બોલ્યો:

"કેશવલાલ, અહિંઆ કોઈ પરકીય સ્ત્રી કિંવા પુરુષ આવ્યો હતો કે? અહિં દાખલ થવાનો કોઇ ગુપ્ત માર્ગ છે કે શું?"

"હા, આ દિવાનખાનામાં એક-ગુપ્ત દ્વાર છે. પરંતુ તેના વ્હારના ભાગમાં જે દ્વાર છે તેને તો તાળું મારેલું છે. ખરું પૂછાવો તો તમે અને કુમુદ-વ્હેન સિવાય એ સ્થળે અદ્યાપિ મ્હેં કોઇને જવા જ દીધું નથી!"

ચન્દ્રકાન્ત કેશવલાલ પ્રત્યે તાકી રહ્યો. તે પોતાના મનમાં જ વિચારવા લાગ્યોઃ "કુમુદનું જ આ કૃત્ય હશે કે? નહિ, નહિ, તદ્દન અસંભવ!"

કેશવલાલ તો ચન્દ્રકાન્ત પ્રત્યે એકી ટશે તાકી રહ્યો હતો. તે ચન્દ્રકાન્તના ગંભીર મુખમુદ્રા પરથી તેના હૃદયનો ભાવ સ્હમજી ગયો અને બોલ્યોઃ "રહસ્યભેદક સાહેબ, ક્ષમા કરો! મ્હને એક શંકા ઉદ્દભવી છે. આ કૃત્ય કુમુદ વ્હેનનું જ હોવું જોઇએ એમ મ્હને ખાત્રીપૂર્વક લાગે છે?"

ચન્દ્રકાન્ત કેશવલાલને કંઇ પણ ઉત્તર ન આપતાં એક ખુરસીપર બેઠો. કુમુદના પરિચયમાં આવ્યા પછી અત્યાર સુધીમાં એક પછી એક બનતા આવેલા સઘળા બનાવો ચન્દ્રકાન્તની દૃષ્ટિ સન્મુખ તરવરવા લાગ્યા. સઘળા બનાવોની સાથે કુમુદનો થોડો થોડો સંબંધ હતો એની હવે ચન્દ્રકાન્તની ખાત્રી થઇ. તેનું હૃદય સંશયથી પૂર્ણ બની ગયું. કુમુદ બદલ ચન્દ્રકાન્તના હૃદયમાં તિરસ્કારની લાગણી ઉદ્દભવી; પરંતુ એટલામાં કુમુદની લાવણ્યમયી દેહલતા તેની દૃષ્ટિ સન્મુખ ખડી થતાંની સાથેજ ચન્દ્રકાન્તની સઘળી શંકાઓ નષ્ટ થઇ ગઇ અને તેના બદલ તેના હૃદયમાં પ્રેમનો પ્રવાહ વહેવા માંડયો. મનની આવી ચળવિચળને લીધે ચન્દ્રકાન્તનું મગજ ભમી ગયું. શું કરવું તેની તેને કંઇ જ સૂઝ પડી નહિ.

અલ્પ સમય પછી ચન્દ્રકાન્ત ખુરસીપરથી ઉઠ્યો થયો અને બોલ્યોઃ "ઠીક છે! મિ. કેશવલાલ, આ ચોરી પકડવા માટે હું મ્હારાથી બનતું કરીશ. જ્યાં સુધી મ્હારો પ્રયત્ન સફળ ન નિવડે ત્યાં સુધી આ ચોરીની વાત ગુપ્ત રાખજો અને કોઇને મ્હોએ એક શબ્દ સુદ્ધાં બોલશો નહિ."

"ઠીક, તેમ કરીશ." કેશવલાલ બોલ્યોઃ "પણ-પણ-સાહેબ, પૈસા ન મળે તો હરકત નથી પરંતુ કૃપા કરીને મ્હારો દસ્તાવેજ હાથ લાગે તેમ અવશ્ય કરશો જ."

"ઠીક ! શું થાય છે તે જોઉં છું; પરંતુ આ ખટપટની સાથે રક્તલાંછનનો સંબંધ, એ વાર્તા ભૂલી જશો નહિ."

એટલું બોલીને ચન્દ્રકાન્ત કેશવલાલની રજા લઇને ત્યાંથી ચાલતો થયો. ચન્દ્રકાન્ત પોતાની 'ઑફિસ'માં ગયો અને બિછાનામાં સૂતો. કુમુદ પ્રત્યેનો પ્રેમ, અને તેના માટે ઉદ્ભવેલી શંકા, એ બે પરસ્પર વિરુદ્ધ વિચારોને આધીન થવાથી ચન્દ્રકાન્તનું મગજ આજે ભમી ગયું. શય્યામાં સૂતાં સૂતાં આજે તે તરફડીઆં મારવા લાગ્યો. અંતે તેણે સૂતાં સૂતાં પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો કે આવતી કાલે સહવારે કુમુદના ઘેર જઇને તેને એકાન્તમાં મળીને સઘળી હકીકત ખાનગીમાં પૂછી લેવી. લગભગ બે ત્રણ વાગ્યા પછી ચન્દ્રકાન્ત નિદ્રસ્થ થયો.

વાંચક, કુમુદ અને ગોદાવરી જે સ્થિતિ અનુભવતાં હતાં એ આપણે ગયા પ્રકરણમાં વાંચી ગયા છીએ. જે રાઠોડપર કુમુદે ઉપકાર કર્યો હતો તે-રાઠોડ અત્યારે શત્રુ તરીકે નિવડ્યો હતો. આ કરતાં થોડા દિવસ સુધી હજી કોલાબા રહીને રાઠોડની વ્યવસ્થા કરી હોત તો ઠીક થાત, એમ હવે કુમુદ અને ગોદાવરીને લાગવા માંડ્યું હતું. પણ હવે શું થાય ? હવે તો રાઠોડનું રક્ષણ ફરજિયાત રીતે કરવું પડે તેમ હતું. જો તેમ ન કરે તો તેમને પણ રાઠોડની સાથે જેલમાં જવું પડે તેમ હતું. રાઠોડને વિષ દઇને તેનો અંત લાવવાનો ઉપાય ગોદાવરીએ કુમુદને બતાવ્યો. પરંતુ તેણે તે દુષ્ટ ઉપાય અમલમાં મૂકવાની સાફ ના પાડી. ગમે તો પોતાના પ્રાણનો ભોગ આપવો પડે તો ભલે, પરંતુ મનુષ્યનું ખૂન કરવા જેવું ઘાતકી કૃત્ય નહિ કરવા માટે કુમુદે પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો એટલે ગોદાવરી પોતાની ધારણા પાર પાડી શકી નહિ. કુમુદ અને ગોદાવરીને આ ભયંકર સંકટમાથી મુક્ત થવાનો એક પણ માર્ગ સૂઝતો નહોતો. અંતે ગોદાવરીને સાથે લઇને કુમુદ થોડી વાર મગજને શાન્તિ મળે તેટલા માટે સમુદ્ર કિનારે ફરવા માટે નીકળી પડી.

ગોદાવરી અને કુમુદ સમુદ્ર કિનારે ગયાં ત્યારે ત્યાં એક મદારી વાંદરાંને ખેલાવતો હતો અને કેટલાક લોકોનું ટોળું ત્યાં ઉભું હતું. કુમુદ અને ગોદાવરી પણ ત્યાં જઇને ઉભાં.

મદારી ડોલકું બજાવતાં બજાવતાં નિશાની કરતો હતો તે પ્રમાણે વાંદરું ખેલ કરતું હતું; એ જોઇને કુમુદ ગોદાવરી માસીનો હાથ દબાવતાં બોલી: "માશી, જૂઓ ! જૂઓ ! આ વાંદરું માણસને રામ

રામ કરે છે! માણસો સુદ્ધાં આવાં ચાલાક નથી હોતાં!"

ગોદાવરીની ઇચ્છા વાંદરાનો ખેલ જોવાની હતી જ નહિ. પરંતુ કુમુદના અત્યાગ્રહને લીધે તે તેની નજીકમાં આવીને ખેલ જોતી ઉભી હતી. વાંદરાનો ખેલ થોડી વાર જોયા પછી તે કુમુદને ઉદ્દેશીને બોલી: "કુમુદ, ચાલ હવે આપણે સત્વર ઘેર જઇએ! મોડું થશે તો પાછાં બ્હેન મ્હને વઢશે."

"તમારે જવું હોય તો ઘેર જાઓ! હું તો આ ખેલ પૂરો થશે ત્યાં સૂધી અહિં જ રહેવાની!" એટલું બોલીને કુમુદ પુનઃ ખેલ જોવામાં લીન થઇ ગઇ.

"ઠીક, ત્યારે હું તો આ ચાલી!" એમ કહીને ગોદાવરી ઘર તરફ વળી અને કુમુદ ત્યાં ખેલ જોતી ઉભી રહી.

મદારીએ વાંદરાને બહુ જ ખેલાવ્યું એટલે તે અંતે કંટાળી ગયું. હવે મદારી ઢોલકું વગાડતો હતો તો પણ તે ખેલ કરતું નહોતું આથી મદારીએ તે બિચારા વાંદરાને નિર્દયતાથી લાકડીના સપાટા લગાવવા માંડયા. બિચારું વાંદરું તેના પ્રત્યે દીન સુખમુદ્રાથી તાકી રહ્યું અને મૌન રુદન કરવા લાગ્યું.

મદારીની આવી નિર્દયતાથી કુમુદનું હૃદય ભરાઇ આવ્યું. કેવળ પોતાનું પેટ ભરવાની ખાતર આ પાષાણહૃદયી મદારી બિચારા મૂગા પ્રાણીપર આવો જુલ્મ કરે તે તેનાથી બિલકુલ સહન થઇ શક્યું નહિ. તેને મદારીપર ક્રોધ ચઢયો. તેના ડાબા હાથપર બળતરા થવા લાગી. તેણે પોતાના હાથના પંઝા તરફ દ્દષ્ટિ કરી તો ત્યાં રક્તલાંછન ઉપસી આવેલું તેના જોવામાં આવ્યું. કુમુદ વિના વિલંબે ત્યાંથી દૂર ચાલી ગઇ અને એક વૃક્ષની ઓથે જઇને વિચાર કરતી બેઠી. તેણે મદારી સંબંધીના વિચાર પોતાના મનમાંથી દૂર કરવાનો વિચાર કર્યો; પરંતુ તે વિચાર તેના મગજમાંથી દૂર થતા નહોતા. ગમે તેમ કરીને તે વાંદરાને મદારીના પંઝામાંથી છોડાવવાનો પોતાના મનમાં દૃઢ સંકલ્પ કરીને કુમુદ તે વૃક્ષની ઓથે બેઠી બેઠી મદારી તરફ દૃષ્ટિ ફેંક્યા કરતી હતી.

સ્હવારના નવ વાગી ગયા હતા. ઉન્હાળાની ઋતુ ચાલતી હોવાથી સખ્ત તાપ પડવા લાગ્યો. તમાશો જોવા ઉભેલા માણસો ધીમે ધીમે વીખરાવા લાગ્યા. બધા માણસો ચાલ્યા ગયા એટલે મદારી પણ એક વૃક્ષની ઓથે આવીને બેઠો. તેણે પોતાની ઝોળીમાંથી થોડું ખાવાનું ખાધું અને ત્યાર પછી ઝોળીનું ઉશિકું કરીને થોડી વાર વિશ્રાન્તિ

લેવા માટે તે સૂતો. પોતે ઉંઘી જાય ત્યારે વાંદરું ન્હાસી ન જાય એટલા માટે વાંદરાને પણ તેણે તે ઝાડના થડ સાથે બાંધી દીધું.

અલ્પ સમય પછી મદારી ઘસઘસાટ ઉંઘ લેવા લાગ્યો, અને તેના નસકોરાં બોલવા માંડ્યાં. કુમુદ વિના વિલંબે તે વૃક્ષની નજીકમાં ગઇ અને વાંદરાના ગળામાંનો પટ્ટો તેણે છોડી નાખ્યો એટલે તે આ વૃક્ષપરથી આ વૃક્ષપર એમ કૂદકા મારવા લાગ્યું. કુમુદે જે દોરીથી વાંદરાંને બાંધવામાં આવ્યું હતું તે દોરી વૃક્ષના થડથી છોડી લીધી અને મદારીના અંગ ફરતી તે વીંટાળવા માંડી. પરંતુ એટલામાં તે મદારી જાગ્રત થઇ ગયો. પરંતુ કુમુદે તેના શરીરને ફરતા મજબૂત બંધ બાંધી દીધેલા હોવાથી તેનું કંઇ જ વળ્યું નહિ. હવે માત્ર છેલ્લો આંટો મારવાનો બાકી રહ્યો હતો તે તેણે મદારીના અંગ ફરતો વીંટાળી દીધો એટલામાં મદારીએ કુમુદના હાથના પંઝાપરનું લાલચક્ર જોયું! કુમુદનું મ્હોં વૃક્ષની બીજી બાજુ તરફ હોવાથી મદારી તેનું મ્હોં જોઇ શક્યો નહિ. અલ્પ સમયમાં જ પોતાનું કાર્ય પૂર્ણ થયું એટલે કુમુદ બીજે માર્ગે થઇને ઘર તરફ ચાલી ગઇ.

બિચારો મદારી તો બંધાઇ ગયો હતો. તે આમ તેમ હાલવા ચાલવા લાગ્યો અને બૂમો પાડવા લાગ્યો. પરંતુ અત્યારે સમુદ્ર કિનારે કોઈ પણ મનુષ્ય હતું નહિ. તેણે બહુજ બૂમ બરાડા પાડવા ત્યારે 'ચર્ની રોડ' સ્ટેશનની નજીકના બાગમાંથી એક કોળી બહાર આવીને આમ તેમ દૃષ્ટિ ફેંકવા લાગ્યો. એટલામાં તેણે નજીકના એક વૃક્ષ સાથે પેલા મદારીને બંધાયલો જોયો. આ માણસને અહીં શા માટે બાંધવામાં આવ્યો હશે તે સમજ્યા સિવાય તેને છોડવાની હિંમત કોળી કરી શક્યો નહિ. તેણે વિના વિલંબે નજીકની પોલિસ ચોકી-પર જઇને આ બાબતની ખબર આપી અને ત્યાર પછી તે બાગમાં ચાલ્યો ગયો.

તરત જ એક પોલિસે ત્યાં આવીને મદારીને છૂટો કર્યો અને સઘળી હકીકત પૂછવા માંડી. બિચારા મદારીની ખરી સ્થિતિ હવે પોલિસ સમજી શક્યો. તે તેને પોલિસ ચોકીપર લઇ ગયો.

મદારી કાનડી ભાષામાં બોલતો હતો. પોલિસ નાયક મહા મુશ્કેલીએ સમજી શક્યો કે મદારીનું વાંદરું એક લાલચક્રવાળી સ્ત્રી ચોરી ગઇ હતી. નાયક મદારીને સાથે લઇને સમુદ્ર કિનારે આવ્યો અને તેણે જે જે હકીકત કહી તે પોતાની નોંધપોથીમાં ઉતારી લીધી. ત્યાર પછી નાયકે મદારીના રહેઠાણ સંબંધી હકીકત તેને પૂછી લીધી

અને આ નવીન હકીકતનો 'રીપોર્ટ' તૈયાર કરીને તેણે તે સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને મોકલી દીધો.

પાઠક, ચન્દ્રકાન્ત સ્હવારે નિત્યનિયમ કરતાં મોડો જાગ્રત થયો. તે નિત્યકર્મથી પરવારીને કુમુદને મળવાના વિચારમાં હતો એટલામાં એક સિપાહી ઑફિસમાં દાખલ થયો અને સલામ કરીને તેણે તેના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. ચન્દ્રકાન્તે તે ચીઠ્ઠી વાંચીને ખીસ્સામાં મૂકી અને તે સિપાઇને ઉદ્દેશીને બોલ્યોઃ "અચ્છા ! સાહેબ કુ બોલો કે મય અભી આતા હું !"

સિપાહી સલામ કરીને ચાલતો થયો. ચન્દ્રકાન્ત ઉભો થયો અને કપડાં પહેરતો પહેરતો સ્વગત બોલ્યોઃ " અરે ભલા ભગવાન ! આ રક્તલાંછન તે શું કરશે ? વળી નવીન ખટપટ ? ઠીક છે, આ પ્રેમદા પણ અતિ પરાક્રમી જણાય છે, પરંતુ આજે તો એ મદારીને હયરાન કરનારી બદમાશ સ્ત્રીનો પત્તો હું જરૂર મેળવીશ." એટલું બોલીને ચન્દ્રકાન્ત કપડાં પહેરીને ઑફિસની બહાર નીકળી પડ્યો અને અલ્પ સમયમાં જ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસમાં જઇ પહોંચ્યો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### આશંકા.

પાઠક, ચન્દ્રકાન્તને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસ તરફ જવા દઇને ચાલો, હવે આપણે આપણી નવલકથાની નાયિકા કુમુદ તરફ વળીએ. મદારીને વૃક્ષના થડ સાથે બાંધી દઇને તે ઉતાવળે પગલે ઘેર જઇ પહોંચી. ઘેર ગયા પછી તેણે ટાઇપરાઇટીંગપર એક પત્ર છાપી લીધો અને પછી કેશવલાલને ત્યાંથી ચોરી કરીને લાવેલી નોટો તથા તે પત્ર એક પરબીડીઆમાં મૂકીને તે પરબીડીયું બંધ કર્યું. પરબીડીઉં પોતાના પોલકાના ખીસ્સામાં મુક્યા પછી 'હું હમણાં જ પાછી આવું છું' એમ પોતાની માને કહીને તે ઘરની બહાર નીકળી પડી.

અલ્પ સમયમાં જ કુમુદ ભાડુતી મોટરમાં બેસીને કૃષ્ણલાલ અને કેશવલાલ મિલ્સ કંપની ઑફિસ પાસે જઇ પહોંચી.

મિલના મજુરોએ પોતાના પૈસા ન મળે ત્યાં સુધી હડતાલ પાડવાનો નિશ્ચય કરેલો હોવાથી આજે સંખ્યાબંધ કામદારો મિલના

કામદારો એવા નિર્ણયપર આવ્યા હતા કે જો કેશવલાલ કોઇ પણ રીતે પૈસા ન જ આપે તો પછી કોર્ટમાં દાવો સુદ્ધાં માંડીને પણ પૈસા મેળવવા. પરંતુ મીલ કામદારોનો મુકાદમ તેમને શાન્તિથી કામ લેવા માટે સમજાવતો હતો. તેણે કામદારોને એવી વિનંતિ કરી કે એક વખત શેઠને વિનંતિ કરી જોવી અને જો તે કોઇ પણ રીતે ન જ માને તો પછી તેના માટે કંઇ બીજો ઉપાય યોજવો. કામદારો મુકાદમની સલાહ સાથે સંમત થયા. મુકાદમ બે ત્રણ સમજુ કામદારોને સાથે લઇને શેઠની ઑફિસ પાસે ગયો અને દ્વારપર ધીમે રહીને તેણે થાપો માર્યો.

કેશવલાલ અત્યારે ઑફિસમાં જ હતો. કામદારોની વચ્ચે થતી વાટાઘાટ તે ઑફિસમાં બેઠો બેઠો સાંભળતો હતો. પરંતુ તેનો વિચાર એવો હતો કે ગમે તેમ થાય પણ મિલમજુરોને નફામાંથી ભાગ તો ન જ આપવો. દ્વારપર કોઇનો થાપા મારવાનો ધ્વનિ સાંભળવામાં આવતાં કેશવલાલ અંદરથી ધીમે સ્વરે બોલ્યોઃ "કોણ છે રે ?"

"હું મુકરદમ છું, સાહેબ !" મુકરદમ બહાર ઉભાં ઉભાં બોલ્યોઃ "આપને એક વિનંતિ કરવા માટે આવ્યો છું."

"અત્યારે હું કામમાં છું. તમારી સાથે વાતચિત કરવાની ફુરસદ નથી. બપોરનાં બે વાગ્યા પછી મ્હને મળજો." કેશવલાલે અંદરથી જ ઉત્તર આપ્યો.

"નહિ નહિ, શેઠ સાહેબ ! મ્હારે આપની સાથે એક મહત્વના કામ માટે કેટલીક વાતચિત કરવાની છે. થોડી વાર નિવૃત્તિ મેળવીને મ્હારી સાથે થોડી વાતચિત કરી લ્યો ! હું આપને બહુ વખત સૂધી નહિ રોકી રાખું !"

કેશવલાલે દ્વાર ઉઘાડ્યું. ચોગાનમાં બેઠેલા કામદારો પ્રત્યે પ્રસન્ન મુખમુદ્રાથી દૃષ્ટિ ફેંકતો તે બારણામાં ઉભો ઉભો જ બોલ્યોઃ "શું કામ છે ? બોલ જોઇએ !"

"કૃપા કરીને બિચારા કામદારોના પૈસા તેમને વ્હેંચી આપો અને તેમનાં છૈયાં છોકરાનાં આશીર્વાદ લ્યો ! મ્હારી આટલી વિનંતિ ધ્યાનમાં લ્યો !"

"ચલ, અહીંથી સત્વર ચાલ્યો જા !" કેશવલાલ મુકાદમ પ્રત્યે તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકતાં બોલ્યોઃ "તું જ આ લોકોનો નાયક બન્યો છે ! મિલમાં બિલકુલ નફો છે નહિ. કૃષ્ણલાલે મ્હને,

પોણોલાખ રૂપિઆ ઉચાપત કરીને વિશ્વાસઘાત કર્યો છે, વગેરે હકીકત મ્હેં કેટલીય વાર કહી સંભળાવી છે છતાં એકની એક જ વાત ફરી ફરીને કરવા આવો છો તે બદલ તમને લાજ પણ આવતી નથી !"

"એ બધી ઉડાવવાની વાતો છે, શેઠજી ! કૃષ્ણલાલે આપના રૂપિઆ ડૂબાવ્યા હોય એ વાત અમે માની શકતા નથી. માત્ર આપ જ અમારા ગરીબ મજુરોના પૈસા ડૂબાવવા તૈયાર થયા છો !"

"ચૂપ કર ! વધારે બોલવાની કંઇ જ જરૂર નથી. આ બધા કામદારોને સત્વર કામપર બેસાડી દે નહિ તો ત્હારી સામે કામ ચલાવીને પ્રથમ તો ત્હને તુરંગનાં દર્શન કરાવીશ, સમજ્યો ?!"

"શેઠ સાહેબ ! હું હજી પણ આપને વિનંતિ કરું છું કે આપ થોડી વાર વિચાર કરી જુઓ ! આ દુરાગ્રહનું પરિણામ વિપરીત આવશે. તેથી આપને તેમજ અમને ઉભય ને નુકસાન થશે.

"મ્હને ધમકી આપે છે ? ચાલ્યો જા ! તમને ફાવે તેમ કરજો ! મ્હારી પાસેથી તમને એક કોડી પણ મળવાની નથી !" કેશવલાલે હજી પણ દમમાં જ ચલાવ્યું.

બિચારો મુકાદમ નિરાશ થઇને પાછો ફર્યો. કેશવલાલે ઑફિસનું દ્વાર બંધ કરી દીધું. મુકાદમે શેઠની સાથે થયેલી સઘળી વાતચિત કહી. કામદારો બોલવા લાગ્યાઃ "કમાડ ભાંગી નાંખો ! શેઠને બહાર કાઢો ! "

મિલના ચોગાનમાં આ પ્રમાણે શોરબકોર થઇ રહ્યો હતો. કેટલાક કામદારો કેશવલાલની ઓફિસના દ્વારપર પત્થર ફેંકવા લાગ્યા. હવે કેશવલાલ ગભરાયો. પોતે આજ ઓફિસમાં ન આવ્યો હોત તો સારૂં એમ તેને લાગવા માંડયું.

મિલના કામદારો આ પ્રમાણે શોરબકોર કરતા બેઠા હતા. એવામાં મુકાદમ બેઠો હતો તે સ્થળે તેના પગની નજીકમાં એક મોહોરબંધ પરબડીઉં આવીને પડયું જે લોકો મુકાદમની પાસે ઉભા હતા તે સઘળા આ પરબીડીઉં જોઇને ચકિત થયા. મુકાદમે તે પરબીડીઉં ઉંચકીને હાથમાં લીધું. તેના ઉપર લેનાર કે મોકલનાર કોઇનું શિરનામું નહોતું. આ પરબીડીઉં કોણે મોકલ્યું હશે, તેમાં શું હશે, અને તે ફોડીને વાંચવું જ એવું સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું. મુકાદમે તે પરબીડીઉં ફોડયું તો તેમાંથી એક પત્ર તથા એક નોટોનું બંડલ નીકળ્યાં. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતુંઃ—"કેશવલાલ અને કૃષ્ણલાલ મિલ્સ કંપનીના કામદારોએ આ નોટો મિલના કાય-

ફાની રકમ તરીકે વહેંચી લેવાની છે." નોટોનું બંડલ જોવાથી સૌને અનહદ આનંદ થયો. કેશવલાલ પોતાની ઑફિસના દ્વારની ઓથે ઉભો ઉભો દ્વારની તીરાડમાંથી આ સઘળો પ્રકાર જોયાં કરતો હતો. પરબીડીઆમાંથી નોટો નીકળી અને તે સાથેનો પત્ર મુકાદમે વાંચ્યો તે તેણે સાંભળ્યો એટલે તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કોઇએ સાચી જ નોટો મોકલી છે, કે મિલના કામદારોને ફસાવવાની આ નવીન યુક્તિ શોધી કાઢી છે તે બદ્દલ ખાત્રી કરી લેવા માટે તેણે ઑફિસનું દ્વાર ઉઘાડ્યું અને બહાર ડોકીયું કર્યું. તરત જ તેણે મુકાદમના હાથમાં એક ટાઇપરાઇટરથી છાપેલો પત્ર અને એક નોટોનું બંડલ જોયાં.

શેઠને બહાર ડોકીઉં કરતાં ઉભેલો જોઇને કામદારોએ તેના નામનો જયધ્વનિ કર્યો અને તેને નમન કર્યું. મુકાદમ અને બીજા કેટલાક કામદારો દોડતે પગે શેઠની ઑફિસના દ્વાર તરફ જવા લાગ્યા. ઑફિસના દ્વાર પાસે પહોંચ્યા પછી મુકાદમ નમ્રસ્વરે બોલ્યો: "શેઠ સાહેબ! મ્હારા અપરાધની ક્ષમા આપજો. મ્હેં ઉદ્ધતાઇથી આપનું અપમાન કર્યું તે બદલ હવે મ્હને પશ્ચાત્તાપ થાય છે. ખરેખર, આપનું ઔદાર્ય અવર્ણનીય છે. આપના આ ઉદાર કૃત્ય માટે અમો સૌ આપશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમે અને અમારાં બાયડી છોકરાં આપને નિરંતર દુવા દઇશું. પ્રભુ આપનો જય કરો!"

મુકાદમની સાથે તમામ કામદારોએ કેશવલાલના નામનો જયધ્વનિ કર્યો. હવે તેની ખાત્રી થઇ કે વાત તો સાચી જ હતી. તે ગભરાઇ ગયો. આ શું થયું અને કોણે કર્યું તેની તેને સમઝ પડી નહિ. તેણે મુકાદમને પોતાની પાસે બોલાવ્યો અને નોટોનું બંડલ જોયું તો ગઇ કાલે પોતાની ચોરાયલી નોટોજ હતી એવી તેની તત્કાળ ખાત્રી થઇ. મુકાદમના હાથમાંથી નોટોનું બંડલ પડાવી લેવાનો વિચાર સુદ્ધાં તેણે પોતાના મનમાં એકવાર કર્યો. પરંતુ એમ કરવાથી પરિણામ ભયંકર આવ્યા વગર રહેશે નહિ, એમ વિચારીને તેણે તે વિચાર માંડી વાળ્યો. તે મુકાદમ પ્રત્યે આંખ્યો તાકી રહેતાં બોલ્યો: "મુકાદમ, આ રકમ ત્હને ક્યાંથી મળી?"

"આ શું? શેઠજી! આપેજ આ નોટોનું બંડલ ઑફિસમાંથી ચોગાનમાં ફેંક્યું નથી! અમે અમારી ધૂનમાં હોવાથી પરબીડીઉં કોણે ફેંક્યું હતું, તે અમે પણ જોઈ શક્યા નથી; પરંતુ તે ઉદાર કાર્ય આપનું જ હોવું જોઇએ એમ અમારી તત્કાળ ખાત્રી થઇ હતી."

કેશવલાલ વિશેષ વાતચિત ન કરતાં ઑફિસનું દ્વાર બંધ કરીને ત્યાંથી ચાલતો થયો. તેણે ગાડીમાં બેસી પછી ગાડીવાનને કહ્યું: "ચન્દ્રકાન્ત રહસ્યભેદકની ઑફિસ !"

ગાડી ઝપાટાબંદ દોડવા લાગી. શેઠને બહાર ગયેલો જોઇ કામદારો આનંદિત હૃદયે પોતપોતાના કામે વળગ્યા.

વાંચનાર, ચાલો હવે આપણે રહસ્યભેદક ચન્દ્રકાન્ત તરફ વળીએ. ચન્દ્રકાન્ત સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસમાં ગયો ત્યારે તે તેની વાટ જોતા જ બેઠા હતા. ચન્દ્રકાન્ત ઑફિસમાં દાખલ થયો એટલે સાહેબે તેનો નેત્રદ્વારા સત્કાર કર્યો. ચન્દ્રકાન્ત સાહેબની સામેની ખુરસીપર બેઠો એટલે સાહેબ બોલ્યા: "રહસ્યભેદક સાહેબ, તમારું રક્તલાંછન એવું છે કે, તેના રહસ્યનું કોકડું તો દિન પ્રતિદિન વધારે ગુંચવાતું જાય છે. હું ધારું છું કે તમને કોઇ પણ કાર્યમાં આટલો બધો શ્રમ નહિ લેવો પડયો હોય ખરું કે નહિ ?"

ચન્દ્રકાન્તે ખીસ્સામાંથી 'સીઝર સીગારેટ'ની પેટી કાઢી. તેણે એક 'સીગારેટ' સાહેબને આપીને બીજી પોતે સળગાવતાં સાહેબને સ્મિત કરતાં કહ્યું: "સાહેબ, હવે તો આ રક્તલાંછનના રહસ્યથી હું એટલો બધો કંટાળી ગયો છું કે કંઇ કહેવાની વાત નહિ. મ્હારું મગજ હવે ભમી ગયું હોય એમજ મ્હને તે લાગે છે."

"ઠીક, ચન્દ્રકાન્ત ! પેલા મદારીવાળો 'રીપોર્ટ' વાંચ્યો કે ?"

"હા; પણ આ રક્તલાંછનવાળી સ્ત્રી દરરોજ કેટલા ગુન્હા કરી શકે છે એ વાત પણ ખરેખર, આશ્ચર્ય પામવા જેવી જ છે."

"હું ધારું છું કે રક્તલાંછનવાળી વ્યક્તિઓ એક કરતાં વધારે હોવી જોઇએ."

"ના; હું તેવું માની શકતો નથી."

"કારણ ?"

"કારણ અત્યારે કહી શકતો નથી."

"કેમ કંઇ વિશ્વાસપાત્ર બાતમી મળી છે કે શું ?"

"હું જેટલા પ્રમાણમાં બાતમીઓ મેળવી શક્યો છું તે ઉપરથી ચોક્કસ અનુમાન કરી શકું છું કે મુંબાઇમાં રક્તલાંછનવાળી વ્યક્તિ એક જ છે. એક કરતાં વધારે નથી."

સાહેબ અને ચન્દ્રકાન્ત વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યો હતો. એટલામાં પહેરેગીર અંદર આવ્યો અને સલામ કરીને બોલ્યો:

સાહેબ, કેશવલાલ મિલવાળા બહાર આવીને ઉભા છે, અને તે ચન્દ્રકાન્તભાઇને મળવા ઇચ્છે છે."

"તેમને અહિં જ તેડી લાવ!" ચન્દ્રકાન્તે પહેરેગીરને ઉદ્દેશીને કહ્યું.

અલ્પ સમયમાં જ કેશવલાલ સાહેબની ઑફિસમાં દાખલ થયો અને સાહેબને સલામ કર્યા પછી ચન્દ્રકાન્તને સંબોધીને બોલ્યો: "હું આપની ઑફિસે થઇને જ અહિં આવ્યો છું. આપના સેક્રેટરીએ ખબર આપી કે આપ સાહેબના બોલાવવાથી આજે અહિં વહેલા આવ્યા છો."

"હા; કેમ કંઇ નવા જૂની છે કે શું?" ચન્દ્રકાન્તે પૂછ્યું.

"હા જી; ગઇ કાલે મ્હારી જે નોટો ચોરાઇ હતી તે તમામ નોટો એક પરબીડીઆમાં બીડીને અત્યારમાં કોઇએ મ્હારી મિલના મજૂરોને આપી દીધી!"

"એટલે?" ચન્દ્રકાન્ત આશ્ચર્ય પામતો બોલ્યો: "તે નોટો તમારા કામદારોને ક્યાંથી મળી આવી છે? તેમણે જ ગઇ કાલે ચોરી કરી હશે કે? અને તમારા દસ્તાવેજોનું શું થયું?"

"નહિ, સાહેબ! કામદારોએ ચોરી કરી નથી. આજે સ્હવારે તોફાન કરવાના ઉદ્દેશથી તેઓ બધા મિલના ચોગાનમાં ભેગા થયા હતા તે વખતે નોટોનું એક પરબીડીઉં ચોગાનમાં આવી પડ્યું!"

"તે ત્યાં કોણે ફેંક્યું? પરબીડીઆમાં કંઇ પત્ર હતો કે?"

"એ નોટોનું પરબીડીઉં મ્હેં જ ચોગાનમાં ફેંક્યું હશે, એમ માનીને કામદારોએ મ્હારો આભાર માન્યો હતો. પરંતુ એ પરબીડીઉં મ્હેં ફેંક્યું જ નથી! મ્હને લાગે છે કે જે વ્યક્તિએ ગઇ કાલે ચોરી કરી હશે તેણે જ આ પરબીડીઉં ચોગાનમાં ફેંક્યું હોવું જોઇએ. આ તરફ આવતી વખતે મ્હેં માર્ગમાં પોલીસ ચોકીપરના સિપાહીને પૂછ્યું હતું કે કોઇ વ્યક્તિને તેણે એક પરબીડીઉં મ્હારી મિલના ચોગાનમાં ફેંકતાં જોઇ હતી કે કેમ? ત્યારે તેણે મ્હને જણાવ્યું કે એક સ્ત્રી મોટરમાં બેસીને ત્યાંથી પસાર થઇ ગઇ હતી અને તેણે મોટરમાં બેઠે બેઠે મ્હારી મિલના, ચોગાનમાં ફેંક્યું હતું ખરૂં; પરંતુ મોટર ઝપાટાબંધ જતી હોવાથી, તેમજ તે સ્ત્રીએ કંઇ નકામો કાગળ ફેંકી દીધો હશે, એમ અનુમાન કરીને તેણે વિશેષ પૂછપરછ કરી નથી. સાહેબ! જે પરબીડીઆમાં નોટો હતી તેની સાથે એક 'ટાઇપરાઇટરથી છાપેલો પત્ર છે અને તેમાં એવું લખેલું છે કે એ નોટો મિલના નફા તરીકે કામદારોને આપવામાં આવી છે માટે તેમણે તે માંહો માંહે વહેંચી લેવી."

ચન્દ્રકાન્ત સ્તબ્ધ થઇ ગયો. તે સ્વગત બોલ્યો: "ગમે તેમ થાય તો પણ હવે તો કુમુદની પાસે સઘળો ખુલાસો પૂછવો જ પડશે. મ્હને તો ખાત્રીપૂર્વક લાગે છે કે અત્યાર સુધીમાં બનવા પામેલા સઘળા બનાવોમાં કુમુદનો આંતરિક રીતે હાથ હોવો જ જોઇએ. હું, પણ કદાચ મ્હારી શંકા ખોટી નિવડે તો મ્હારી પ્રાણપ્રિય કુમુદને મ્હારા વર્તનથી કેવું દુઃખ થશે? જો તે નિર્દોષ જ હશે તો પછી પુનઃ તે મ્હારી સાથે પ્રેમાળ વર્તન ચલાવશે ખરી કે?"

આ પ્રમાણે ચન્દ્રકાન્તના હૃદયમાં વિચારપરંપરા ઉદ્દભવી અને લય પામી. અંતે તે એવા નિર્ણયપર આવ્યો કે આજે તો કુમુદને પ્રયુક્તિથી પણ સઘળો ખુલાસો પૂછી જ લેવો.

થોડી વાર વિચાર કર્યા પછી તે પોતાની ખુરસી પરથી ઉભો થયો અને સાહેબને સંબોધીને બોલ્યો: "અત્યારે હું કેટલાક અગત્યના કામને લીધે જાઉં છું. અવકાશે મળીશ." ત્યાર પછી તે કેશવલાલ તરફ વળીને બોલ્યો: "કેશવલાલ શેઠ, તમે અત્યારે ઘેર જાઓ! હું તમારા કામ માટે જ અત્યારે બહાર જાઉં છું. કંઇ નવા જૂની બનશે તો તરત જ તમને ખબર આપીશ. પરંતુ આ બધી હકીકત ગુપ્ત રાખવાની છે તે યાદ છે કે?"

"હા જી!" કેશવલાલ ઓશીઆળું મ્હોં કરીને બોલ્યો: "પણ સાહેબ, પેલો દસ્તાવેજ મળે તેવું જરૂર કરજો. હું આપનો ઉપકાર કદાપિ નહિ ભૂલું!"

વિના વિલંબે ચન્દ્રકાન્ત ઑફિસની બહાર નીકળી પડયો. કેશવલાલ પણ ગાડીમાં બેસીને પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૩ સું.

---

### પાપીનો પરાજય.

દિવસનો પ્રથમ પ્રહર વ્યતીત થઇ ગયો હતો. દ્વિતીય પ્રહરનો પ્રારંભ થઇ ચૂકયો હોવાથી ભગવાન સવિતાનારાયણ અગ્નિદાહ કરવા લાગ્યા હતા. ચન્દ્રકાન્ત 'સાયકલ' પર બેસીને 'સડસડાટ' કરતો ચા... લ્યો જતો હતો.

ગરીબ લોકોનાં દુઃખ કાપવા માટે પોતાના પ્રાણની પણ પરવાહ નહિ કરનારી પરોપકારિણી—કરુણામયી—કુમુદિની 'કેશવલાલ

અને કૃષ્ણલાલ મિલ કંપનીના મકાનમાં નોટોનું પરબીડીકું ફેંકી દઇને ઝપાટાબંધ પોતાના ઘેર જઇ પહોંચી. આજે તેને અત્યાર સુધીમાં બે કામ કરવા પડયાં હોવાથી તે શ્રમિતા થઇ ગઈ હતી; તેમજ રાઠોડને પોતાના ઘરમાંથી દૂર કરવાની ચિન્તાનો ભાર પણ હજી તેના મગજપરથી દૂર થયો નહોતો. ઘેર જતાંની સાથે જ "મ્હારે આજે ખાવું નથી; મ્હારી તબિયત બિલકુલ સારી નથી." એમ પોતાની માતાને કહીને તે બગીચામાં ચાલી ગઇ અને વિચાર કરતી એક શિલાની બેઠકપર જઇને બેઠી.

વાંચનાર! આ તરફ બદમાશ રાઠોડ ત્રીજે માળે સ્વચ્છંદતાથી આનંદ કરતો હતો. તે પોતાને જે કંઇ વસ્તુ જોઇતી તે બધી ભીખુપર દમ ચલાવીને મંગાવતો અને પોતે બધાંનો શેઠ જ કેમ ન હોય તેવી રીતે વર્તવા લાગ્યો હતો. લગભગ અગીઆર વાગ્યાનો સમય થવા આવ્યો એટલે તેણે ભીખુને બોલાવ્યો અને બેવડાની બાટલી લઇ આવવાનો હુકમ કર્યો. ભીખુએ ગોદાવરી પાસે જઇને રાઠોડ દારુની બાટલી માગતો હતો તે બાબતની ખબર આપી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પરંતુ શું કરે? ઘંટી નીચે હાથ આવ્યો હોય તો તે કળથી કાઢવો પડે છે—બળથી નહિ. કારણ કે બળનો ઉપયોગ કરવા જતાં હાથ છોલાયા વગર રહેતો નથી. તેણે મનમાં જ દાંત કચકચાવ્યા અને ભીખુને બાર આના આપીને દુરાત્મા રાઠોડને દારુની બાટલી પહોંચતી કરવાનું જણાવ્યું. જો રાઠોડની ઇચ્છાનુસાર સગવડ કરી ન આપવામાં આવે તો તે પોલિસ ખાતાને સઘળી હકીકત જાહિર કરી દે એવો ભય હતો. આથી ગોદાવરીને તેની ઇચ્છાનુસાર નિરુપાયે વર્તવું જ પડતું હતું.

અલ્પ સમયમાં જ ભીખુએ દારુની બાટલી લાવીને રાઠોડને આપી અને પોતે નીચે ચાલ્યો ગયો.

'કાગનું બેસવું અને ડાળનું પડવું,' એવા પ્રકારો ઘણી વાર બનવા પામે છે. બદમાશ રાઠોડને જે સ્થળે રાખવામાં આવ્યો હતો ત્યાં ત્રીજે માળે સૂર્યનો પ્રકાશ બહુ આવતો નહોતો. કારણ કે, રાઠોડને ગુપ્ત રીતે રાખવાનો હોવાથી ત્રીજા માળના દિવાનખાનાની બારીઓ તદ્દન બંધ રાખવામાં આવી હતી. ભીખુના ગયા પછી રાઠોડે બાટલી ઇંગ્લીશ દારુની હતી કે દેશી દારુની હતી તે બદલ ખાત્રી કરવા માટે તેણે એક બારી અર્ધી ઉઘાડી અને તે બાટલીપરની ચીઠ્ઠી વાંચવા લાગ્યો. યોગાયોગ એવો બન્યો કે બરાબર આ સમયે જ ચન્દ્રકાન્તની 'સા-

નીચેના દિવાનખાનામાં ચાલી રહેલી ગડબડ રાઠોડના કાનપર આવી. તેણે ચન્દ્રકાન્તનો સ્વર ઓળખી લીધો. ચન્દ્રકાન્ત પોતાને પકડવા માટે જ આવ્યો હોવો જોઈએ એવી રાઠોડની ખાત્રી થઇ ગઇ. તેણે વિચાર્યું કે, "જો હું અહીં જ રહીશ તો ચન્દ્રકાન્ત મ્હને જરૂર પકડી પાડશે." આમ વિચારી તેણે આજૂબાજૂમાં ચોમેર દૃષ્ટિ ફેંકી તો એક જાડો લાકડાનો કકડો તેના જોવામાં આવ્યો. તેણે તે કકડો હાથમાં લીધો અને બીજે માળ ઉતરીને નીચે આવવા લાગ્યો, ચન્દ્રકાન્ત ક્યાં બેઠો હતો તેની રાઠોડે તપાસ કરવા માંડી. દાદર ઉતરતાં નીચેના દિવાનખાનામાં ચન્દ્રકાન્ત પીઠ ફેરવીને બેઠો હતો. કુમુદ તેના સ્હામી બેઠી હતી. હાથમાં જાડો લાકડાનો કકડો લઇને રાઠોડે નીચે આવીને દિવાનખાનામાં દૃષ્ટિ ફેંકી કે તરતજ ચાલાક કુમુદ તે બદમાશનો હેતુ કળી ગઇ. તેણે પોતાના હાથમાંનો લાકડાનો કકડો ચન્દ્રકાન્તના હાથમાં મારવા માટે ઉગામ્યો. તરત જ કુમુદે ચન્દ્રકાન્તનો હાથ પકડીને તેને પોતાની બાજૂમાં ખેંચી લીધો એટલે રાઠોડનો દાવ ખાલી ગયો. લાકડું જમીન સાથે પટકાવાથી તેનો અવાજ થયો અને પોતાને કુમુદે ખેંચી લીધો એટલે ચન્દ્રકાન્તે ચમકીને પાછું વાળીને જોયું. રાઠોડ દૃષ્ટિએ પડતાંની સાથે જ તે તેના અંગપર ધસ્યો. તરત જ બન્નેની વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢવાનો વિચાર કર્યો. પરંતુ તેમ કરવાની જોગવાઇ તેને મળતી નહોતી. ચન્દ્રકાન્ત વારંવાર પોતાના ખિસ્સાપર હાથ મૂકવા જતો હતો; પરંતુ બદમાશ રાઠોડ ચન્દ્રકાન્તનો હેતુ કળી ગએલો હોવાથી, તે તેને ખિસ્સાપર હાથ મૂકવા દેતો નહોતો.

મેડીપર થઇ રહેલી ધમાધમી સાંભળવામાં આવતાં ગોદાવરી અને ગંગા ઉપર ધસી આવ્યાં ચન્દ્રકાન્ત અને રાઠોડને દ્વંદ્વ યુદ્ધ કરતા જોઇને ગંગા નીચે ગઇ અને 'ટેલીફોન'દ્વારા તેણે પોલિસખાતાને ખબર આપી.

લડતાં લડતાં ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢી; પરંતુ રાઠોડે ચન્દ્રકાન્તના બન્ને હાથ ઝાલીને તે એવા તો જોરથી દબાવ્યા કે 'રિવોલ્વર' જમીનપર પડી ગઈ. હવે તે બન્ને જણા 'રિવોલ્વર' ઉંચકી લેવા માટે ધમાધમ કરવા લાગ્યા.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્તની દૃષ્ટિ સામેના કબાટપરની બરણીપર પડી. તેણે વિના વિલંબે તે બરણી ઉપાડી અને રાઠોડના માથાપર એવા તો જોરથી મારી કે તત્કાળ રાઠોડ બેશુદ્ધ બનીને પૃથ્વીપર

ઝટકાઇ પડયો. ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી હાથકડીઓ કાઢી અને રાઠોડના હાથમાં પહેરાવી દીધી. ત્યાર પછી તે કુમુદ પાસે આવીને બોલ્યોઃ "ધન્ય છે! કુમુદ સુંદરિ! આજે તમે સમયસૂચકતાથી બે વખત મ્હને જીવનદાન આપ્યું છે!"

અલ્પ સમયમાં જ 'ધડ ધડ' કરતા બે સિપાહી બીજા માળપર ચઢી આવ્યા. ચન્દ્રકાન્તે રાઠોડને ગાડીમાં ઘાલીને પોલિસ ચોકીપર લઈ જવાનો હુકમ કર્યો.

હવે કુમુદ અને ચન્દ્રકાન્ત એકલાં પડયાં. કુમુદ પ્રત્યે પ્રેમાળ દૃષ્ટિ ફેંકતો ચન્દ્રકાન્ત બોલ્યોઃ "કુમુદ સુંદરિ! મ્હારે તમારી સાથે કેટલીક અગત્યની વાતચિત કરવી છે; પરંતુ—"

"ધૈર્ય ધરો!" કુમુદ બોલીઃ "રહસ્યભેદક સાહેબ, અત્યારે તમે બહુ શ્રમિત થઇ ગયા છો! પ્રથમ તમે ભોજન કરો! તમારે જે કંઇ ખુલાસા પૂછવાના હોય તે ખુશીથી પૂછજો!"

ચન્દ્રકાન્તનો ઉદ્દેશ કુમુદ પૂર્ણપણે કળી ગઇ હતી. જે પ્રસંગ માટે પોતે ચિન્તાતુર રહેતી તે પ્રસંગ સમીપમાં આવી પહોંચ્યો હતો એવી કુમુદની ખાત્રી થઇ. આમ છતાં બને તેટલો વખત વીતાડવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

આ સમયની કુમુદની અનુરક્ત મુખમુદ્રા, તેની પ્રેમળ દૃષ્ટિ, અને તેની લાગણીભરી વિનંતિ, એ બધાયે અત્યારે ચન્દ્રકાન્તના હૃદયપર સચોટ અસર કરી. તેણે સ્મિતપૂર્વક કુમુદના પ્રસ્તાવને સંમતિ આપી. કુમુદ આનંદ પામતી નીચે ગઇ. કુમુદની ઉત્સાહિત મુખમુદ્રા અને તેનું અલૌકિક લાવણ્ય જોઇને ચન્દ્રકાન્ત પોતાના મનમાં જ બબડયોઃ "આ મોહમયી મોહિની મ્હને સહધર્મચારિણી તરીકે આપ! મ્હારું જીવન તેના સહવાસસુખથી સુખમય બનાવ!"

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પ્રેમનું સ્પષ્ટિકરણ.

तावदेव कृतिनां हृदि स्फुरत्येष निर्मलविवेकदीपकः ।
यावदेव न कुरङ्गचक्षुषां ताडयते चपललोचनांचलैः ॥

भर्तृहरि.

ભાવાર્થઃ—જ્યાં સુધી કુરંગના જેવાં નેત્રવાળી સ્ત્રીઓનાં ચંચળ

નીચેના દિવાનખાનામાં ચાલી રહેલી ગડબડ રાઠોડના કાનપર આવી. તેણે ચન્દ્રકાન્તનો સ્વર ઓળખી લીધો. ચન્દ્રકાન્ત પોતાને પકડવા માટે જ આવ્યો હોવો જોઇએ એવી રાઠોડની ખાત્રી થઇ ગઇ. તેણે વિચાર્યું કે, " જો હું અહીં જ રહીશ તો ચન્દ્રકાન્ત મ્હને જરૂર પકડી પાડશે." આમ વિચારી તેણે આજૂબાજૂમાં ચોમેર દષ્ટિ ફેંકી તો એક જાડો લાકડાનો કકડો તેના જોવામાં આવ્યો. તેણે તે કકડો હાથમાં લીધો અને બીજો માળ ઉતરીને નીચે આવવા લાગ્યો, ચન્દ્રકાન્ત ક્યાં બેઠો હતો તેની રાઠોડે તપાસ કરવા માંડી. દાદર ઉતરતાં નીચેના દિવાનખાનામાં ચન્દ્રકાન્ત પીઠ ફેરવીને બેઠો હતો. કુમુદ તેના સ્હામી બેઠી હતી. હાથમાં જાડો લાકડાનો કકડો લઇને રાઠોડે નીચે આવીને દિવાનખાનામાં-દષ્ટિ ફેંકી કે તરતજ ચાલાક કુમુદ તે બદમાશનો હેતુ કળી ગઇ. તેણે પોતાના હાથમાંનો લાકડાનો કકડો ચન્દ્રકાન્તના હાથમાં મારવા માટે ઉગામ્યો. તરત જ કુમુદે ચન્દ્રકાન્તનો હાથ પકડીને તેને પોતાની બાજૂમાં ખેંચી લીધો એટલે રાઠોડનો દાવ ખાલી ગયો. લાકડું જમીન સાથે પટકાવાથી તેનો અવાજ થયો અને પોતાને કુમુદે ખેંચી લીધો એટલે ચન્દ્રકાન્તે ચમકીને પાછું વાળીને જોયું. રાઠોડ દષ્ટિએ પડતાંની સાથે જ તે તેના અંગપર ધસ્યો. તરત જ બન્નેની વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢવાનો વિચાર કર્યો. પરંતુ તેમ કરવાની જોગવાઇ તેને મળતી નહોતી. ચન્દ્રકાન્ત વારંવાર પોતાના ખિસ્સાપર હાથ મૂકવા જતો હતો; પરંતુ બદમાશ રાઠોડ ચન્દ્રકાન્તનો હેતુ કળી ગએલો હોવાથી, તે તેને ખિસ્સાપર હાથ મૂકવા દેતો નહોતો.

મેડીપર થઇ રહેલી ધમાધમી સાંભળવામાં આવતાં ગોદાવરી અને ગંગા ઉપર ધસી આવ્યાં ચન્દ્રકાન્ત અને રાઠોડને દ્વંદ્વ યુદ્ધ કરતા જોઇને ગંગા નીચે ગઇ અને 'ટેલીફોન દ્વારા તેણે પોલિસખાતાને ખબર આપી.

લડતાં લડતાં ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢી; પરંતુ રાઠોડે ચન્દ્રકાન્તના બન્ને હાથ ઝાલીને તે એવા તો જોરથી દબાવ્યા કે 'રિવોલ્વર' જમીનપર પડી ગઈ. હવે તે બન્ને જણા 'રિવોલ્વર' ઉંચકી લેવા માટે ધમાધમ કરવા લાગ્યા.

અલ્પ સમયમાં જ ચન્દ્રકાન્તની દષ્ટિ સામેના કબાટપરની બરણીપર પડી. તેણે વિના વિલંબે તે બરણી ઉપાડી અને રાઠોડના માથાપર એવા તો જોરથી મારી કે તત્કાળ રાઠોડ બેશુદ્ધ બનીને પૃથ્વીપર

ઝટકાઇ પડ્યો. ચન્દ્રકાન્તે પોતાના ખિસ્સામાંથી હાથકડીઓ કાઢી અને રાઠોડના હાથમાં પહેરાવી દીધી. ત્યાર પછી તે કુમુદ પાસે આવીને બોલ્યોઃ "ધન્ય છે! કુમુદ સુંદરિ! આજે તમે સમયસૂચકતાથી બે વખત મ્હને જીવનદાન આપ્યું છે!"

અલ્પ સમયમાં જ 'ધડ ધડ' કરતા બે સિપાહી બીજા માળપર ચઢી આવ્યા. ચન્દ્રકાન્તે રાઠોડને ગાડીમાં ઘાલીને પોલિસ ચોકીપર લઇ જવાનો હુકુમ કર્યો.

હવે કુમુદ અને ચન્દ્રકાન્ત એકલાં પડ્યાં. કુમુદ પ્રત્યે પ્રેમાળ દૃષ્ટિ ફેંકતો ચન્દ્રકાન્ત બોલ્યોઃ "કુમુદ સુંદરિ! મ્હારે તમારી સાથે કેટલીક અગત્યની વાતચિત કરવી છે; પરંતુ—"

"ધૈર્ય ધરો!" કુમુદ બોલીઃ "રહસ્યભેદક સાહેબ, અત્યારે તમે બહુ શ્રમિત થઇ ગયા છો! પ્રથમ તમે ભોજન કરો! તમારે જે કંઇ ખુલાસા પૂછવાના હોય તે ખુશીથી પૂછજો!"

ચન્દ્રકાન્તનો ઉદ્દેશ કુમુદ પૂર્ણપણે કળી ગઇ હતી. જે પ્રસંગ માટે પોતે ચિન્તાતુર રહેતી તે પ્રસંગ સમીપમાં આવી પહોંચ્યો હતો એવી કુમુદની ખાત્રી થઇ. આમ છતાં બને તેટલો વખત વીતાડવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

આ સમયની કુમુદની અનુરક્ત મુખમુદ્રા, તેની પ્રેમળ દૃષ્ટિ, અને તેની લાગણીભરી વિનંતિ, એ બધાયે અત્યારે ચન્દ્રકાન્તના હૃદયપર સચોટ અસર કરી. તેણે સ્મિતપૂર્વક કુમુદના પ્રસ્તાવને સંમતિ આપી. કુમુદ આનંદ પામતી નીચે ગઇ. કુમુદની ઉત્સાહિત મુખમુદ્રા અને તેનું અલૌકિક લાવણ્ય જોઇને ચન્દ્રકાન્ત પોતાના મનમાં જ બબડ્યોઃ "આ મોહમયી મોહિનીને મ્હને સહધર્મચારિણી તરીકે આપ! મ્હારું જીવન તેના સહવાસસુખથી સુખમય બનાવ!"

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પ્રેમનું સ્પષ્ટિકરણ.

તાવ .વ. કાંતિનાં હૃદિ સ્ફુરત્યેષ નિર્મલવિવેકદીપકઃ ।
યાવ. ન કુરઙ્ગચક્ષુષાં તાડ્યતે ચપલલોચનાંચલૈઃ ॥

ભર્તૃહરિ.

ભાવાર્થઃ—જ્યાં સુધી કુરંગના જેવા નેત્રવાળી સ્ત્રીઓના ચંચળ

નેત્રકટાક્ષ વાગ્યાં નહોય, ત્યાં સુધી જ વિવેકી પુરુષના હૃદયમાં પણ નિર્મળ વિવેકદીપ પ્રકાશે છે.

અલ્પ સમયમાં જ ભીખુ બોલાવવા આવ્યો એટલે ચન્દ્રકાન્ત જમવા માટે નીચે ગયો. ગોદાવરીએ આજે વિવિધ પ્રકારની રસોઈ બનાવી હતી. કુમુદ ચન્દ્રકાન્તને પોતાના હાથે પીરસતી હતી અને ગંગા તેને આગ્રહ કરી કરીને પીરસાવતી હતી. જમતાં જમતાં ચન્દ્રકાન્ત, કુમુદ, ગોદાવરી અને ગંગા ચાલૂ ચર્ચાપર વાર્તાવિનોદ ચલાવતાં હતાં.

અલ્પ સમય પછી ચન્દ્રકાન્ત જમીને મેડાપર ચાલ્યો ગયો. ત્યાર પછી ગંગા, ગોદાવરી અને કુમુદ વગેરે પણ ચન્દ્રકાન્ત બેઠો હતો ત્યાં આવ્યાં. ચન્દ્રકાન્ત જ્યારે જ્યારે કુમુદના સહવાસમાં આવતો ત્યારે ત્યારે તે લાવણ્યમયીનું રૂપસૌન્દર્ય નીહાળવામાં અને તેના વિષે વિચાર કરવામાં તે એટલો બધો તલ્લીન થઇ જતો કે તેને પોતાના મુખ્ય કાર્યનું પણ વિસ્મરણ થઇ જતું. આજે પણ એની એવી જ સ્થિતિ થઇ. રાઠોડ જેવો બદમાશ આજે ચન્દ્રકાન્ત પાસે કેદ પકડાવાથી ચન્દ્રકાન્તને અત્યાનંદ થયો હતો. રાઠોડ કેવો ભયંકર મનુષ્ય હતો, આજ દિન સુધીમાં તેણે કેવા ગુન્હાઓ કર્યા હતા, અને કુમુદને તેણે કેવી થાપ ખવડાવી હતી વગેરે સર્વ બાબતનો ખુલાસો ચન્દ્રકાન્તે આજે ગંગા ગોદાવરી અને કુમુદની સમક્ષ કરવા માંડ્યો.

“ પણ, રહસ્યભેદક સાહેબ !” ગંગા વચ્ચે જ બોલીઃ “ રાઠોડ અમારા ઘરમાં દાખલ થયો હતો એ વાત તમારા જાણવામાં શી રીતે આવી ? અને તમે એકાએક અહીં શી રીતે આવી ચઢ્યા ? ”

ગંગાનો આ પ્રશ્ન સાંભળતાંનો સાથે જ ચન્દ્રકાન્તને પોતાના મુખ્ય ઉદ્દેશનું સ્મરણ થયું. તે થોડીવાર સૂધી શાન્ત રહ્યો અને પછી દીર્ઘ નિઃશ્વાસ મૂકીને ખિન્ન સ્વરે બોલ્યોઃ નહિ, નહિ; રાઠોડ તમારા ઘરમાં હશે એવી મ્હને તો કલ્પના સુદ્ધાં નહોતી. હું અહીં અન્ય કામ માટે આવ્યો હતો, પરંતુ રાઠોડ તો અનાયાસે જ મ્હારી દૃષ્ટિએ પડ્યો.

“ બીજું શું કામ હતું ? ” ગંગાએ પૂછ્યું.

ચન્દ્રકાન્ત કુમુદ તરફ વળીને બોલ્યોઃ “ જો આપને હરકત ન હોય તો હું કુમુદબ્હેનને થોડી હકીકત પૂછવા ઇચ્છું છું. ”

ચન્દ્રકાન્તની આવી વિલક્ષણ વિનંતિ અને તેની બોલવાની ઢબ બદલાઇ ગયેલી જોઇને ગંગાનું મન ઉદ્વિગ્ન થયું. ગોદાવરીની

મુખમુદ્રા પણ નિસ્તેજ બની ગઇ. મુખમુદ્રાપર માત્ર કોઇ પણ પ્રકારનો ફેરફાર થવા પામ્યો નહિ. થોડી વાર વિચાર કર્યા પછી ગંગા ગોદાવરીને પોતાની સાથે લઇને નીચે ચાલી ગઇ. ગોદાવરી નીચે ગઇ ખરી પરંતુ બીજા માળની એક બારીમાં તે છુપાઇને બેઠી. બીજા માળે થતી વાતચિત આ બારીમાં બેસવાથી થોડે ઘણે અંશે પણ સંભળાતી ખરી.

ચન્દ્રકાન્ત અને કુસુદ એક બીજાને પ્રત્યે દૃષ્ટિ ફેંકતા એક મેજ પાસે પડેલી બે ખુરસીઓપર બેઠાં હતાં. કુસુદની મનોહર મૂર્ત્તિ અને તેની નિશ્ચલ દૃષ્ટિ જોઇને ચન્દ્રકાન્તનો નિશ્ચય એક વાર ડગમગી પણ ગયો. તેના હૃદયમાં કુસુદ માટેના પ્રેમની ઉર્મિઓ પ્રબળ વેગે ઉછળવા લાગી. તે સ્વગત વિચારવા લાગ્યો: "કેશવલાલની દસ્તાવેજ તથા નોટોની ચોરી, કિંવા રક્તલાંછનના અન્ય અપરાધો સાથે આને કોઇ પણ જાતનો સંબંધ હોય એ સંભવિત લાગતું નથી. ગમે તેવી કુશંકાઓ કરીને કુસુદનું હૃદય દુઃખિત કરવું એ અયોગ્ય છે. વળી આજે તેણે મ્હને પ્રાણદાન દીધું છે. એના ઉપકારનો બદલો આમ અપકારથી વાળવો એ મ્હને શોભે ખરું કે?"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ચન્દ્રકાન્તનું સ્નેહાર્દ્ર હૃદય દ્રવ્યું. તે ખુરસીપરથી ઉભો થયો અને "પ્રાણપ્રિય કુસુદ" એવા અસ્પષ્ટ શબ્દો ઉચ્ચારીને તેણે કુસુદનો હાથ પોતાના હાથમાં લીધો. તેણે રોમાંચ અનુભવ્યો. તેનું શરીર કંપવા લાગ્યું. કુસુદ છાનીમાની પોતાની ખુરસીપર બેસી રહી હતી. તે ચન્દ્રકાન્ત પ્રત્યે વિસ્મિત દૃષ્ટિ ફેંકતી તાકી રહી હતી. તેનું હૃદય ધબકવા લાગ્યું. થોડી વાર સૂધી તારામૈત્રક જ રહ્યું. કુસુદ ચન્દ્રકાન્તના હૃદયની સ્થિતિ કળી ગઇ. પોતાના હૃદયમાં આજ દિન સૂધી દબાઇ રહેલી પ્રેમભાવના આજે સતેજ થઇ હતી એવી કુસુદની પ્રતીતિ થઇ. લજ્જાને લીધે તેના ગુલાબી ગાલ પર શરમના શેરડા પડ્યા. તેણે પોતાનું આરક્ત વદન નીચું નમાવ્યું. કુસુદ ઉભી થઇ ગઇ અને ચન્દ્રકાન્તના હાથમાંથી પોતાનો હાથ નહિ છોડાવતાં ચોમેર એક વાર ભયપૂર્ણ દૃષ્ટિ ફેંકીને નીચું જોઇ રહી.

ચન્દ્રકાન્ત કુસુદને સહજ પોતાની નજીકમાં ખેંચતાં બોલ્યો: "વ્હાલી કુસુદ! ત્હારા માટે મ્હારા હૃદયમાં કેવો પ્રેમ છે તેની ત્હને કલ્પના પણ છે કે? ત્હારા જેટલું સૌન્દર્ય હું અખિલ વિશ્વમાંની કોઇ પણ વસ્તુમાં હું જોઇ શકતો નથી. ત્હારા સુમધુર કંઠધ્વનિ કરતાં

કોઈ પણ વાદ્યનો સુર મ્હને વિશેષ મધુર લાગતો નથી. ત્હારા સહવાસસુખમાં જેટલો કાળ વ્યતીત થઇ શકે તેટલાનું હું સાર્થક્ય થયું સમજું છું–તે સિવાયનો કાળ હું વ્યર્થ ગયો માનું છું. તું મ્હને જે કંઈ આજ્ઞા કરે તે ઉઠાવવા માટે હું તત્પર છું. નિરંતર ત્હારા સુખ માટે પ્રયત્ન કર્યા કરવો એ જ હું મ્હારું પરમ કર્ત્તવ્ય સમજું છું. પ્રિયે! ત્હારા નિર્મળ અંતરમાં મ્હને સ્થાન આપવા જેટલી કૃપાળુ તું નહિ થાય કે?"

કુમુદનું સર્વાંગ ધ્રૂજવા લાગ્યું હતું. તે એકદમ નીચે બેસી ગઇ; પરંતુ તેણે હજી પણ પોતાનો કોમળ કર ચન્દ્રકાન્તના હાથમાંથી છોડાવ્યો નહિ. જે તરુણ પ્રત્યે પોતે પ્રેમ ધરાવતી હોય તે તરુણ પણ પોતાને માટે તેટલોજ પ્રેમ તેના અંતરમાં ધરાવતો હોય, એથી વિશેષ આનંદદાયક એક કુમારિકા માટે બીજું શું હોઇ શકે વારુ? તેનાં નયનદ્વય અશ્રુપૂર્ણ થઇ થયાં. હું પણ કુમુદનો અત્યારનો આનંદ નિર્મળ અને શુદ્ધ સ્વરૂપવાળો નહોતો. પોતે અનેક નીચ કૃત્યો કર્યાં હતાં અને ચન્દ્રકાન્ત તો એક સુંદર, સુશીલ અને પ્રેમળ તરુણ હોવાથી તેના કરતાં પોતાની યોગ્યતા ઘણાજ ઉતરતા દરજ્જાની હતી, એવો વિચાર મનમાં ઉદ્દ્ભવતાંની સાથે જ કુમુદનો આનંદ અદૃશ્ય થયો. પોતાની ખરી યોગ્યતા ચન્દ્રકકાન્તના જાણવામાં આવતાં તેની શી સ્થિતિ થશે, તેમજ પોતાના પણ કેવા હાલ થશે, એ કલ્પના ઉદ્ભવતાંની સાથે જ કુમુદનું આરક્ત વદન લેવાઇ ગયું. તેનાં નયનદ્વયમાં ભરાઇ આવેલાં પ્રેમાશ્રુ એક ક્ષણમાં દુઃખાશ્રુના સ્વરૂપમાં ફેરવાઇ ગયાં. અત્યાર સુધી પ્રેમાવેગને લીધે કંપતી તેની સુકુમાર દેહલતા હવે ભયને લીધે કંપવા લાગી. તે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને સ્વગત વિચારવા લાગીઃ "હાય! હાય! પ્રભુ, જો ત્હેં મ્હારા હાથના પંઝાપર રક્તલાંછન પેદા ન કર્યું હોત, અને હું શયતાની મનોવિકારોને વિવશ ન થઇ હોત તો આજે હું જગતમાં કેવી ભાગ્યશાળી ગણાત! પરંતુ મ્હારા જેવી અભાગિનીના નસીબમાં ક્યાંથી લખાયું હોય? ગોદાવરી માશીએ તે વખતે છોકરીઓની અદલાબદલી કરી ન હોત તો આજે તો હું ક્યારનીયે હતી નહોતી થઇ ગઇ હોત! આવી ભયંકર પરિસ્થિતિ અનુભવવી અને જીવવું, તેના કરતાં મૃત્યુ પામવું એ લાખ દરજ્જે ઉત્તમ છે."

ચન્દ્રકાન્તે કુમુદનો હાથ પકડયો હતો તથાપિ તેની દૃષ્ટિ તો કુમુદની મુખમુદ્રાનું જ અવલોકન કર્યા કરતી હતી. કુમુદની મુખમુદ્રા ઉતરી

ગયેલી જોતાંની સાથે જ ચન્દ્રકાન્ત બોલ્યો: "કુમુદ! મ્હારું સંભાષણ ત્હને પસંદ ના પડ્યું કે? જો એમજ હોય તો મ્હને ક્ષમા આપ! મ્હેં મ્હારા અંતરની શુદ્ધ પ્રેમાભાવના ત્હને દુઃખિત કરવા માટે વ્યક્ત કરી નથી. મ્હારો ઉદ્દેશ પ્રામાણિક અને શુદ્ધ છે. ત્હારા મનમાં કોઇપણ પ્રકારની કુશંકા કરીશ નહિ. કુમુદ! ત્હને મ્હારા શબ્દોથી દુઃખ થયું નથી એટલું તું નહિ કહે? બોલ, વ્હાલી કુમુદ! આટલું બોલીને તું મ્હારા અંતરમાં આનંદજ્યોતિ પ્રકટાવ!"

કુમુદ કંઈ પણ બોલી નહિ; તેમજ તેણે ઉંચી દૃષ્ટિ કરીને ચન્દ્રકાન્ત પ્રત્યે પણ જોયું નહિ. કુમુદ પોતાને ચ્હાય છે પરંતુ શરમને લીધે તે બોલી શકતી નથી, એમ વિચારીને ચન્દ્રકાન્તે કુમુદનો હાથ ઉંચક્યો અને તે જેવો તેના હાથપર ચુંબન કરવા ગયો તેવું જ 'રક્તલાંછન' તેની દૃષ્ટિએ પડ્યું! ચન્દ્રકાન્તના હૃદયને એક સખ્ત આઘાત લાગ્યો. કુમુદનો હાથ તેના હાથમાંથી છૂટી ગયો અને તે ખુરસીપર પટકાઇ પડ્યો. ચન્દ્રકાન્તના સઘળા અવયવો સ્થિર બની ગયા. તે પોતાનું મ્હોં બંધ કરીને તથા નેત્રો ઉઘાડાં રાખીને છત તરફ તાકી રહ્યો. અને નિઃશ્વાસ પર નિઃશ્વાસ મૂકવા લાગ્યો. તેની છાતી શ્વાસોચ્છ્વાસથી ઉછળવા લાગી.

એકાએક ચન્દ્રકાન્તના હાથમાથી પોતાનો હાથ છૂટો થવાથી કુમુદે ચમકીને ઉંચું જોયું. ચન્દ્રકાન્તની વિલક્ષણ સ્થિતિ જોતાંની સાથે જ કુમુદ ગભરાઇ. એટલામાં પોતાના હાથના પંઝાપર ઉપસી આવેલું 'લાલચક્ર' પણ તેની દૃષ્ટિએ પડ્યું. તરત જ કુમુદના મ્હોંમાંથી એક દુઃખોદ્ગાર નીકળી પડ્યો અને તે પોતાનો હાથ પાછો ખેંચવા લાગી. પરંતુ હવે ચન્દ્રકાન્ત શુદ્ધિમાં આવ્યો હતો. તેણે કુમુદનો હાથ પુનઃ પકડ્યો અને તે તેના સામે એકી ટશે તાકી રહ્યો. પરંતુ અત્યારે ચન્દ્રકાન્ત અને કુમુદની મુખમુદ્રાપર લજ્જા, અને ખેદની છાયા સ્પષ્ટ રીતે તરવરી રહી હતી. કેટલીક વાર સુધી બન્ને જણાં અવાક્ સ્થિતિમાં ઉભાં રહ્યાં. ત્યાર પછી થોડી વારે ચન્દ્રકાન્ત ખોખરા અવાજે બોલ્યો: "હાય! હાય! કુમુદ, ત્હારા જ હાથપર રક્તલાંછન! દુષ્ટે! તું આવી નીચ હોઇશ એવી કોઇને કલ્પના સુદ્ધાં હશે કે? આજ સુધી ત્હેં મ્હને એક રમકડાની પેઠે રમાડ્યો છે!"

"અરેરે! ચન્દ્રકાન્ત!" કુમુદ રડતાં રડતાં બોલી: "મ્હારા હાથપર રક્તલાંછન છે અને મ્હારા હાથે દુષ્કૃત્યો થયાં છે એ બન્ને વાત સાચી છે; પરંતુ મ્હારું અંતઃકરણ ખરેખરું દુષ્ટ-પાતકી નથી.

મ્હેં જે કંઈ દુષ્કૃત્યો કર્યાં છે, તે કેવળ પરોપકાર બુદ્ધિથી જ કર્યાં છે. પ્રત્યેક પાપકર્મ કરતી વખતે તેનાથી પરાવૃત્ત રહેવાની મ્હેં ઘણી જ ખટપટ કરી હતી; પરંતુ મ્હારા બાપ સુળુના કુટુંબનો અભિશાપ મ્હને તેમ કરવા દેતો નહોતો; એમાં મ્હારો શો દોષ? ચન્દ્રકાન્ત, તમારા અંતરમાં મ્હારા માટે પ્રેમભાવના જાગ્રત થઇ હતી તે હું ક્યારનીયે જાણું છું, અને હું પણ તમને ચ્હાઉં છું. પરંતુ એ પ્રેમનું સ્પષ્ટિકરણ કરવાની મ્હારી હિંમત ચાલતી નહોતી. મ્હારા શિરપર કલંક લાગેલું હોવાથી હું કુમારિકા હોવા છતાં કલંકિત કુમારિકા છું! તમારા જેવા સચ્ચરિત્ર તરુણની છાયામાં ઉભા રહેવાની યોગ્યતા મ્હારામાં નથી. આ કલંકરૂપ શાપચિહ્ન અને તેને લીધે મ્હારી ઉચ્છૃંખલ બની ગયેલી મનોવૃત્તિ, એ બન્ને ગમે ત્યારે પણ અવશ્ય અદૃશ્ય થશે જ એવી મ્હને આશા હતી, અને તેજ વખતે તમને હું મ્હને તમારી બનાવવાની વિનંતિ કરવાનો વિચાર રાખતી હતી. પરંતુ ચન્દ્રકાન્ત, હવે મ્હારી એ આશા નષ્ટ થઇ ગઇ છે. આ ગાંડી આશાના નિર્બળ પાયાપર મનોરથનો બાંધેલો મિનારો-'લાલચક્ર' ઉપસી આવતાંની સાથે જ નષ્ટ થઇ જાય છે! હવે મ્હારે જીવીને પણ શું કરવું છે? મ્હારું શુદ્ધ અંતઃકરણ મ્હેં ક્યારનુંયે તમારા ચરણોમાં સમર્પી દીધું છે, અને હવે આજે આ પાતકી શરીર પણ તમારા ચરણોમાં સમર્પું છું. હવે આપની ઇચ્છામાં આવે તેવી મ્હારી વ્યવસ્થા કરી નાંખો! અથવા મ્હને પોલિસને સ્વાધીન કરી દો! મ્હને હવે આ શરીરની બિલકુલ પરવાહ નથી!"

કુમુદનું પશ્ચાત્તાપપૂર્ણ સંભાષણ સાંભળીને તેમજ તેની અશ્રુપૂર્ણ મુખમુદ્રા જોઇને ચન્દ્રકાન્તનો ક્રોધ ઓગળીને ઠંડા બરફ જેવો થઇ ગયો. તેનું હૃદય પુનઃ પ્રેમથી ભરાઇ આવ્યું. ચન્દ્રકાન્તનો આ વખતનો પ્રેમ સંશયી નહોતો. અત્યારે તે અગ્નિથી તવાઇને નીકળેલા શુદ્ધ સુવર્ણ સમાન હતો. ચન્દ્રકાન્તે કુમુદ પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિ ફેંકી-ગદ્ગદ કંઠે તે બોલ્યોઃ 'પ્રાણપ્રિય કુમુદ! આમ નિરાશ ન થા! મ્હારો પ્રેમ ક્ષણિક નથી! જો કે આપણું બન્નેનું લગ્ન થયું નથી તોપણ આપણે ઉભયે પરસ્પર આપણાં હૃદય અર્પણ કરી દીધાં છે. તું ગમે તેવી હોય તો પણ ત્હારું રક્ષણ કરવું એજ મ્હારો પરમ ધર્મ છે. વારુ, પ્રિયે! તું મ્હારી સહધર્મચારિણી થઇશ ને?"

"અહાહા! નાથ!" કુમુદ સદ્ગદિત સ્વરે બોલીઃ "ધન્ય છે તમારા ઔદાર્યને! પણ—ના; ક્ષણિક સુખની ખાતર તમારા જેવા

સત્પુરુષને હું મ્હારી સાથે નરકના દ્વાર તરફ નહિ જ ઘસડી જાઉં! હું એટલી બધી નીચ, કૃતઘ્ની તથા દુષ્ટા નથી! મ્હારા હાથે આવું પાતક કદાપિ થવાનું નથી! આપ મ્હને ચ્હાઓ છો એટલું જાણીને પણ મ્હને અનહદ આનંદ થાય છે. જગત્ ગમે તેમ કહે; પરંતુ મ્હારા હાથે થએલાં દુષ્કર્મો **કેવળ સ્વાર્થ** બુદ્ધિ માટે જ મ્હેં કર્યાં નથી? માત્ર આપને જ આવી ખાત્રી થાય તેથી મ્હને શી રીતે સંતોષ થાય?"

"કુસુદ, ત્હારો પ્રત્યેક શબ્દ મ્હારા અંતઃકરણને વીંધી નાખે છે. ત્હારી સઘળી હકીકત મ્હને સત્યપૂર્ણ લાગે છે? તું મ્હારી પત્ની થા! તેમ થશે એટલે ત્હારું સંરક્ષણ કરવાનો કાયદેસર હક્ક મ્હને પ્રાપ્ત થશે. ત્હારા રક્ષણાર્થે હું મ્હારા પ્રાણની પણ પરવાહ કરીશ નહિ! ત્હારી નિર્દોષિતા પ્રભુ સાબિત કરશે!"

"નહિ, નહિ; પ્રાણનાથ! એવો દુરાગ્રહ ન કરો! જ્યાં સુધી મ્હારા શિરપર અભિશાપનું કલંક છે ત્યાં સુધી હું આપને સહપાતકી કરનાર નથી જ. મ્હારું પાપ મ્હને એકલીને જ ભોગવવા દ્યો! તે પાપનો બોજો હું બીજાને માથે લાદવા ઇચ્છતી નથી. આથી આપ એમ સમજશો નહિ કે આપના માટે મ્હારા અંતરમાં પ્રેમ નથી! આપના માટે હું પ્રાણાર્પણ કરવાનો પ્રસંગ આવશે તો પણ પાછી પાની કરનાર નથી. આપના સુખ માટે મ્હારું અંતર નિરંતર ચિંતવન કર્યા કરે છે. હું આપને મ્હારા પાપની સાથે સંડોવવા ઇચ્છું નહિં?"

"કુસુદ! કુસુદ!" ચન્દ્રકાન્ત ઉત્તેજિત સ્વરે બોલ્યોઃ "ત્હારા આ મધુર ભાષણથી મ્હારું અંતર આનંદથી ઉભરાઇ જાય છે. હવે તો ત્હારે મ્હારી સાથે લગ્ન કરવું જ જોઇએ! એક વખત આપણે લગ્નના પવિત્ર બંધનથી બંધાયાં કે પછી રક્તલાંછન કે તેથી પણ વિશેષ દુર્ઘટ સંકટની સ્હામે બાથ ભીડવામાં મ્હને બિલકુલ ભય લાગશે નહિ."

"નહિ! નાથ! નહિ!" કુસુદ ચન્દ્રકાન્તના હાથમાંથી પોતાનો હાથ છોડવી લઇને તેનાથી થોડે દૂર જઇને ઉભી અને પોતાતાના મ્હોં ફરતા બન્ને હાથ વીંટાળીને બોલીઃ "હવે તમે એક ક્ષણપર્યંત પણ અહીં ઉભા રહેશો નહિ. જ્યાં સુધી મ્હારા અંગમાં આત્મસંયમન કરવાની થોડી ઘણી પણ શક્તિ રહી છે ત્યાં સુધીમાં–અત્યારે મ્હારી દૃષ્ટિથી દૂર થઇ જાઓ! નહિ તો મ્હારા હાથે શું બનવા પામશે તે કંઇ કહેવાય નહિ!"

ચન્દ્રકાન્તે કુમુદ પાસે જઇને તેને એક દૃઢ સ્નેહાલિંગન આપ્યું, અને તેના મનનું સમાધાન કરવા માટે તે કંઈ બોલવા જતો હતો એટલામાં દાદરના પગથીઆંપર કોઇનો પગરવ સંભળાયો. ચન્દ્રકાન્ત કુમુદની પાસેથી દૂર ખસીને ઉભો રહ્યો. તરતજ ગોદાવરીએ દિવાનખાનામાં પ્રવેશ કરતાં કહ્યુંઃ " રહસ્યભેદક સાહેબ, કુમુદનું મગજ આજે સ્થિર નથી! હવે આપને ઘેર જવું હોય તો ખુશીથી જાઓ !"

ચન્દ્રકાન્ત ખિન્ન મુખમુદ્રાથી કુમુદ અને ગોદાવરી પ્રત્યે દ્રષ્ટિ ફેંકતો બોલ્યોઃ "ઠીક છે; અત્યારે તો હું જાઉં છું! પરંતુ પુનઃ સત્વર પાછો અહીં જ આવીશ! જ્યાં સૂધી મ્હને સ્પષ્ટ ઉત્તર નહિ મળે ત્યાં સુધી મ્હારે અવારનવાર આવવું જ પડશે!"

આટલું બોલીને ચન્દ્રકાન્ત કુમુદ પ્રત્યે એક પ્રેમભરી દષ્ટિ ફેંકીને ત્યાંથી ખિન્ન હૃદયે ચાલતો થયો. કુમુદ ગોદાવરી માશીની ડોકે વળગી પડી અને પેટ ભરી ભરીને રડી. થોડી વાર પછી કુમુદ શાન્ત થઇ એટલે માશી ભાણેજ બાગમાં ચાલ્યાં ગયાં.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### કર્મફળ.

બદમાશ રાઠોડને સરકારી દવાખાનામાં લઇ જવામાં આવ્યો હતો. ત્યાં ગયા પછી પણ તે કેટલીક વાર સૂધી બેશુદ્ધવસ્થામાં રહ્યો હતો. લગભગ એકાદ કલાક પછી તે સહજ શુદ્ધિમાં આવ્યો. તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં તો ઉંચે ધોળી છત જોવામાં આવી. ચન્દ્રકાન્તે તેના માથાપર લાકડાના ટૂકડાનો એવો તો સખ્ત ફટકો લગાવ્યો હતો કે તે શુદ્ધિમાં આવ્યો તો પણ પોતે કયાં હતો તે તેનાથી સહમજી શકાયું નહિ. તેણે પુનઃ પોતાનાં નેત્રો મીંચ્યાં અને વિચાર કરવા લાગ્યાં.

ઘણી વાર સૂધી વિચાર કર્યા પછી પોતે કુમુદના ઘરના ત્રીજા માળપર હતો એ બાબતનું રાઠોડને સ્મરણ થયું. ત્યાર પછી શું બનવા પામ્યું હતું તે વાતનું રાઠોડ સ્મરણ કરવા લાગ્યો. કેટલીક વાર પછી ચન્દ્રકાન્ત કુમુદને ઘેર આવ્યાનું તેને સ્મરણ થયું. ત્યાર પછી ચન્દ્રકાન્ત સાથે થએલી મારામારી પણ તેને યાદ આવી. એ વખતે ચન્દ્રકાન્ત પોતાના હાથમાંથી શી રીતે છટકી જવા પામ્યો તે સંબંધી રાઠોડ

વિચારવા લાગ્યો. કુમુદે એ વખત ચન્દ્રકાન્તના પ્રાણ બચાવ્યા એ વાત પણ તેને યાદ આવી. હવે તેને કુમુદપર ક્રોધ આવ્યો. કુમુદેજ ચન્દ્રકાન્તને પોતાને પકડવા માટે બોલાવ્યો હોવો જોઇએ એવી રાઠોડની ખાત્રી થઇ ગઇ. તે સ્વગત બોલ્યોઃ "એ દુષ્ટાએ મ્હારા પ્રત્યે વિશ્વાસઘાત કર્યો કે ? ઠીક છે ! તેની ખોડ ભૂલાવવાનું સામર્થ્ય મ્હારામાં છે કે કેમ, તે બાબતનો સાક્ષાત્કાર હું તેને અલ્પ સમયમાંજ કરાવીશ."

રાઠોડ પુનઃ આંખો ઉઘાડીને ચોમેર દૃષ્ટિ ફેંકવા લાગ્યો તો એક પરિચારિકાને પહેરેગીર સાથે વાતચિત કરતી તેણે જોઇ. રાઠોડે તે પરિચારિકાને પોતાની પાસે આવવાનો ઇશારો કર્યો એટલે તે તેની પાસે આવીને ઉભી રહી. રાઠોડ પરિચારિકાને સંબોધીને બોલ્યોઃ "હવે હું શુદ્ધિમાં આવ્યો છું. મ્હારે પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને સત્વર મળવાની જરૂર છે. મ્હારે તેમને 'લાલચક્ર' સંબંધી કેટલીક હકીકત કહેવાની છે માટે તેમને મ્હારી પાસે બોલાવી લાવો અથવા તો મ્હને તેમની પાસે લઇ જાઓ!"

આટલું બોલતાં બોલતાં રાઠોડને શ્રમ લાગ્યો. તેણે પુનઃ પોતાનાં નેત્રો મીંચ્યાં. પરિચારિકાએ પહેરેગીરને રાઠોડની હકીકત કહી. અને તેમણે 'ટેલીફોન' કરીને સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને દવાખાનામાં બોલાવવાનું નક્કી કર્યું.

પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ આજે સ્હવારથી કંઇ અગત્યના કામમાં ગુંથાયા હતા. કૃષ્ણલાલ વકિલ મુંબાઇમાં પાછો આવી ગયો હતો અને તે આજે પોતાની મેળેજ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ડ સાહેબની સમક્ષ હાજર થયો હતો. સાહેબે આથી કેશવલાલને ઑફિસમાં બોલાવ્યો અને કૃષ્ણલાલ વિરુદ્ધ જે કંઇ ફરિયાદ કરવાની હોય તે બાબતમાં અરજી આપવાનું જણાવ્યું. કેશવલાલની મુખમુદ્રાપર આજે શાહી ઢળી ગઇ હતી. તે કૃષ્ણલાલની સામે ઉંચી નજરે જોઇ પણ શકતો નહોતો. વળી કૃષ્ણલાલ પોતાની જાતે જ સાહેબની સમક્ષ હાજર થયેલો હોવાથી દસ્તાવેજ તેના હાથમાં ગયોજ હોવો જોઇએ, એમ વિચારીને કેશવલાલે સાહેબને ઉત્તર આપ્યોઃ "મ્હારે કૃષ્ણલાલ સામે કંઇ જ ફરિયાદ નથી. હું તેમના સામે કાઢેલું" વૉરંટ "રદ કરાવું છું."

સાહેબે કેશવલાલનું લિખિત રાજીનામું લઇને કૃષ્ણલાલપરનું "વૉરંટ" રદ કર્યું; એટલામાં 'ટેલીફોન'ની ઘંટડી વાગવા લાગી. 'ટેલીફોન'ની નળી કાનપર મૂકવા પછી સાહેબે સ્મિત કરતાં બોલવા

માંડયું: "રાઠોડ પકડાયો છે અને તે રક્તલાંછન સંબંધી કંઇ હકીકત મ્હને રૂબરૂમાં કહેવા ઇચ્છે છે. વારૂ, કેશવલાલ, તમારૂં કામ તો હવે પતી ગયું ને?"

"રક્તલાંછન!" કેશવલાલ ચકિત સ્વરે બોલ્યો: "સાહેબ, રક્તલાંછન સાથે મ્હારે પણ સંબંધ છે. આપને હરકત ન હોય તો હું પણ આપની સાથે દવાખાનામાં આવું! માર્ગમાં હું આપને મ્હારી સઘળી હકીકત કહી સંભળાવીશ."

"ઠીક, ચાલો ત્યારે; પરંતુ રાઠોડ એક અઠંગ ઉઠાવગીર છે! તેના શબ્દપર બિલકુલ ભરોસો રાખવાનો નથી!"

તરતજ કૃષ્ણલાલ સાહેબની રજા લઇને ચાલ્યો ગયો. કેશવલાલ સાહેબની સાથે દવાખાનામાં ગયો. રાઠોડ સાહેબની વાટ જોતો હતો. સાહેબને સત્વર આવી પહોંચેલા જોઇને રાઠોડ ખાટલામાં સૂતાં સૂતાં સાહેબને સલામ કરીને બોલ્યો: "મ્હારી રંકની વિનંતિ ધ્યાનમાં લઇને આપે સત્વર અહીં આવવાની કૃપા કરી તે બદલ હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

સાહેબે એક ખુરસી મંગાવી અને રાઠોડના ખાટલા પાસે તે મૂકાવી. સાહેબ ખુરસીપર બેસતાં બેસતાં બોલ્યા: "રાઠોડ, ત્હારી પ્રકૃતિ હવે સારી છે ને? ગઇ વખતે તો તું સત્વર અમારો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો અને તેથી અમને નિરાશા ઉપજી હતી. પરંતુ હવે ત્હારો સહવાસ દીર્ઘકાળ સુધી મળશે અને ત્હને પણ અમારા અતિથિસત્કારનો પરિચય લાંબા સમય સુધી મળશે, એમ જાણીને મ્હને આજે અનહદ આનંદ થાય છે. વારૂ, પણ આજે ત્હેં મ્હને કયા જરૂરી કામ માટે બોલાવ્યો છે?"

"આજે હું આપને એક અતિ મહત્વની હકીકત કહેવા ઇચ્છું છું. 'લાલચક્ર' વાળી સ્ત્રી કોણ છે તે સંબંધમાં હું તમને સત્ય હકીકત કહેનાર છું."

"અમારી મહેરબાની મેળવવાના ઉદ્દેશથી કોઇ નવીનજ યુક્તિ ત્હેં શોધી કાઢી છે, હાં? પણ—"

"યુક્તિ?" રાઠોડ વચ્ચેજ બોલ્યો: "સાહેબ, પ્રથમ હું કહું તે સાંભળી લ્યો! પછી આપ તેને યુક્તિ કે બીજું જે કંઇ કહેવું હોય તે કહેજો! પરંતુ જો મ્હારી હકીકત સત્ય હોય તો મ્હને યોગ્ય બક્ષિસ મળવીજ જોઇએ!"

"વારૂ, પણ ત્હારી હકીકત તો કહે?"

"'લાલચક્ર'વાળી સ્ત્રી કુમુદ છે. બીજી કોઇ નહિ."

"હેં ? કુમુદ !" સાહેબ અને કેશવલાલ આશ્ચર્યચકિત સ્વરે બોલી ઉઠયાઃ "ગંગાની દીકરી કુમુદિની કે ?"

"હા, હા, એજ કુમુદ !"

"છટ, છટ,! મ્હને તે સાચું લાગતું નથી !" સાહેબ બોલ્યોઃ "એ છોકરી કેવી સુશિક્ષિત, હોશિયાર અને પરોપકારી છે ! ચન્દ્રકાન્ત પણ તે છોકરીના સદ્‌ગુણોનાં વખાણ કરે છે !"

"પણ સાહેબ !" કેશવલાલ વચ્ચેજ બોલ્યોઃ "મ્હને લાગે છે કે કદાચ રાઠોડની હકીકત સાચી પણ હોય ! મ્હેં મ્હારા ઘરમાં ચોરી થઇ હતી તે હકીકત આપને કહી છેજ. કુમુદે જ એ ચોરી કરી હોવી જોઇએ એવી મ્હને શંકા ઉદ્‌ભવેલી. મ્હેં ચન્દ્રકાન્તને મ્હારી શંકા બદલ જણાવેલું પણ ખરૂં. પરંતુ તેમણે મ્હારી શંકા વિષે કંઇ વિચારજ કર્યો નહિ."

"તદ્દન અસંભવિત !" સાહેબ બોલ્યાઃ "કુમુદ ખાનદાન કુટુંબનું ફરજંદ છે. તેના હાથે આવાં નીચ કૃત્યો કદાપિ થાય નહિ !"

"પણ નજરો નજર મ્હેં તેના હાથના પંઝાપર લાલચક્ર જોયું છે, સાહેબ !" રાઠોડ સાહેબ પ્રત્યે તાકી રહેતાં બોલ્યો.

"ત્હેં તે ક્યારે અને ક્યાં જોયું હતું, રાઠોડ ?"

"સાહેબ !" રાઠોડ બોલવા લાગ્યો. "જ્યારે હું ન્હાસી છૂટયો હતો ત્યારે અહીંથી સમુદ્રકિનારે ગયો હતો. કુમુદ તેની માતા ગંગા અને તેની માશી ગોદાવરી વગેરે તે દિવસે ત્યાં ઉજાણી કરવા માટે આવ્યાં હતાં. મ્હને ક્ષુધા બહુ લાગેલી હોવાથી, મ્હેં તેમના ખાવાના ડબ્બાપર ઝડપ મારી હતી. પરંતુ કમભાગ્યે બધું ખાવાનું સમુદ્રમાં જઇને પડયું હતું; તે દિવસે કુમુદના ડાબા હાથના પંઝાપર મ્હેં મ્હારી પોતાની આંખે "લાલચક્ર" જોયું હતું. સાહેબ! વળી તે લાલચક્ર ભૂળુના હાથપરના પંઝાપર લાલચક્ર હતું તેવુંજ હતું. તે દિવસે કુમુદને ગોદાવરીએ ભૂળુ ચક્રવાળાની દીકરી કહી હતી, એ પણ મ્હેં કાનો કાન સાંભળ્યું છે."

"હવે તો શંકાને સ્થાન જ નથી !" કેશવલાલ બોલ્યો.

"સાહેબ !" રાઠોડ પુનઃ બોલવા લાગ્યો ! "આપને ખાત્રી કરવી હોય તો કુમુદના ઘેર જઇને તેનો હાથ જુઓ અને ગોદાવરીને ચૌદમું રત્ન દેખાડો એટલે આપની ખાત્રી થશેજ. આપ ભલ-

ભલા આરોપીઓનો ગુન્હો કબૂલ કરાવો છો તો પછી ગોદાવરી જેવી એક સ્ત્રીના શા ભાર છે?"

"વારૂ!" કહીને સાહેબ ઉભો થયો. કેશવલાલ અને સાહેબ કુમુદના ઘર તરફ જવા માટે બહાર નીકળી પડયા.

સાહેબના ગયા પછી રાઠોડ સ્વગત બોલ્યોઃ "હા...શ! હવે મ્હારું વૈર વળ્યું! હં. પણ એક નામર્દની પેઠે હું તરંગમાં કેદી તરીકે રહું એ મ્હારી વીરતાને કલંકિત કરનારૂં છે. ગમે તેમ કરીને પણ હવે મ્હારે અહીંથી ન્હાસી છૂટવું જ જોઇએ!"

"રાઠોડે પથારીમાં પડયાં પડયાં એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો. અત્યારે ત્યાં એકલો પહેરેગીરજ હતો. રાઠોડે તેને પોતાની પાસે બોલાવ્યો અને પછી તે બોલ્યોઃ "મ્હારૂં ડોકું બહુ દુઃખે છે. મ્હને એક ઓશીકું લાવી આપશો તો હું તમારો ઉપકાર માનીશ. આ બાજૂની ઓરડીમાંથી પરિચારિકાએ મ્હને આ ઓશીકું લાવી આપ્યું હતું. ત્યાં બીજાં ઓશીકાં પણ હશે જ."

પહેરેગીરને રાઠોડપર દયા આવી. 'વારૂ જોઉં છું,' એટલું બોલીને તે બાજૂની ઓરડીમાં ઓશીકાં હતાં કે કેમ, તે બદલ ખાત્રી કરવા સારૂ ડોકાઇને જોવા લાગ્યો. એટલામાં રાઠોડે પાછળથી આવીને બિચારા સિપાહીને એવા તો જોરથી ધક્કો માર્યો કે તે ઓરડીના મધ્યભાગમાં જઇને પટકાયો. રાઠોડે તરતજ ઓરડીનું દ્વાર બહારથી બંધ કર્યું અને તે ત્યાંથી ન્હાસી છુટયો. જ્યારે તેને દવાખાનામાં લાવવામાં આવ્યો ત્યારે તે બેશુદ્ધાવસ્થામાં હોવાથી રાઠોડને પલાયન કરી જવાના માર્ગની માહિતી નહોતી. દવાખાનાની ગેલેરીમાં કેટલાક માણસો વાતચિત કરતાં બેઠાં હોવાથી રાઠોડે બીજી દિશાનો રસ્તો પકડયો.

પરંતુ એટલામાં દવાખાનાના એક બે નોકરની દૃષ્ટિ રાઠોડપર પડી. તેઓએ રાઠોડની પૂંઠ પકડી. રાઠોડ જે દિશા તરફ દોડયો જતો હતો તે તરફ ગેલેરી પાસે માત્ર એક દ્વાર હતું. પરંતુ ત્યાંથી નીચે ઉતરવાનો દાદર નહોતો. તે દ્વાર જમીનથી કેટલી ઉંચાઇપર હતું તે બાબતની રાઠોડને માહિતી નહોતી. બૂમો પાડતા પાડતા પૂંઠ પકડનારા માણસો છેકજ પોતાની નજીકમાં આવી પહોંચ્યા હોવાથી રાઠોડે હવે ઇશ્વરપર ભરોસો રાખીને એ દ્વાર ઉઘાડયું અને તે નીચે કૂદી પડયો. આ દ્વાર બે માળ જેટલી ઉંચાઇએ હોવાથી રાઠોડ જમીનપર પટકાવાથી તેને સખ્ત ઇજા થઇ અને માત્ર બેજ ક્ષણમાં

તેના પ્રાણ પરલોકગમન કરી ગયા. તેની પૂંઠે પડેલા માણસો એક-દમ પાછા ફર્યા અને દાદર ઉતરીને નીચે જવા લાગ્યા. તેઓ રાઠોડ પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યા એટલે તેમની ખાત્રી થઇ કે એ દુ-ષ્ટાત્મા વિગતપ્રાણ થઇ ગયો હતો. કુમુદને ઘેરથી નીકળેલો ચન્દ્રકાન્ત રાઠોડને કંઇ હકીકત પૂછવા માટે અત્યારે દવાખાનામાં આવી પહોં-ચતાંની સાથે જ તેણે ચોગાનમાં કેટલાક મનુષ્યોની ગિર્દી જોઇ. તે તરત જ ત્યાં ગયો અને જુએ છે તો રાઠોડનું શબ નિશ્ચેષ્ટ અવસ્થામાં ત્યાં પડેલું હતું. રાઠોડને વિગતપ્રાણ થઇ ગયેલો જોતાંની સાથે જ ચન્દ્રકાન્તના વિસ્મયનો પાર રહ્યો નહિ.

રાઠોડે જે પહેરેગીરને ઓરડીમાં પૂર્યો હતો તે થોડી વાર પછી સહજ સ્વસ્થ થયો એટલે તેણે બૂમાબુમ કરવા માંડી અને એક પરિચારિકાએ ઓરડીનું દ્વાર ઉઘાડીને તેને બહાર કાઢ્યો. તે પણ અ-ત્યારે રાઠોડના શબ પાસે આવી પહોંચ્યો હતો. પહેરેગીરે ચન્દ્રકાન્તને સઘળી હકીકત કહી સંભળાવી.

પહેરેગીરની હકીકત સાંભળ્યા પછી ચન્દ્રકાન્ત દવાખાનાના ચો-ગાનમાં એક ક્ષણપર્યંત પણ ઉભો રહ્યો નહિ. કુમુદને સૂચના આ-પીને તેના સંરક્ષણની તજવીજ કરવા માટે ચન્દ્રકાન્ત ત્યાંથી ભાડાની મોટરમાં બેસીને વિના વિલંબે કુમુદના ઘેર આવી પહોંચ્યો.

પ્રિય પાઠક! જે ચન્દ્રકાન્ત રક્તલાંછન રહસ્યની સહજ પણ બા-તમી મળતી કે તરત જ તે સાહેબને કહી આવતો તે જ ચન્દ્રકાન્ત આજે રક્તલાંછન રહસ્ય સંબંધી સઘળી હકીકત પોતે જાણતો હોવા છતાં જ્યારે સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તે બાબતની તપાસ કરવા જાય છે ત્યારે કુમુદને અગાઉથી ચેતાવી દઇને તેને થાપ દેવા પ્રવૃત્ત થયો છે! ચન્દ્રકાન્તમાં આવું પરિવર્તન શાથી થયું હતું? આ પરિવર્તનનું કારણ માત્ર **પ્રેમપ્રાબલ્ય** જ હતું એ હવે સ્પષ્ટ છે.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### પિતાનો આદેશ.

પ્રિય પાઠક! ચાલો હવે આપણે ગોદાવરી અને કુમુદ તરફ વળીએ. તેઓ બન્ને બાગમાં જઇને એક પત્થરની બેઠકપર બેઠાં. ગોદાવરીમાશીના આશ્વાસનથી કુમુદના મનને કંઇક અંશે શાન્તિ મળી; પરંતુ તેની મુખમુદ્રાપરની ઉદાસીનતાની છાયા હજી સર્વાંશે

નષ્ટ થઇ નહોતી. ગંગા પણ અત્યારે બાગમાં આવી પહોંચી. ઘરમાં દાખલ થયેલા બદમાશ રાઠોડે જે ધમાધમી કરી હતી તે પ્રસંગને લીધે કુમુદ ભયભીત થઇ હશે અને તેથી જ અત્યારે તેની મુખમુદ્રા-પર ખિન્નતાથી છાયા તરવરી રહી હોવી જોઇએ, એવું ગંગાએ અનુમાન કર્યું. તેણે ગોદાવરી અને કુમુદની નજીકમાં આવી પહોંચ્યા પછી રાઠોડ ઘરમાં કેવી રીતે દાખલ થયો, તે બાબતની બાતમી ચન્દ્રકાન્તને કેવી રીતે મળી, અને ચન્દ્રકાન્તે કુમુદને એકાન્તમાં શી હકીકત પૂછી હતી, વગેરે પ્રશ્નો પૂછવા માંડયા. ગોદાવરીએ ગંગાના સઘળા પ્રશ્નોના સંતોષકારક ઉત્તર આપી દીધા અને કુમુદને બોલવાનો પ્રસંગ જ આવવા દીધો નહિ.

ગંગા, ગોદાવરી અને કુમુદ બગીચામાં બેઠાં હતાં એટલામાં ભીખુ બે ગૃહસ્થને લઇને ત્યાં આવી પહોંચ્યો. આ ગૃહસ્થ પૈકીનો ગૃહસ્થ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ અને બીજો કેશવલાલ હતો એ તત્કાળ કુમુદે જાણી લીધું. કુમુદે આ બન્ને ગૃહસ્થોને પોતાને ત્યાં આવેલા જોયા તેથી તે વિસ્મિત થઇ. પરંતુ તેણે આત્મસંવરણ કર્યું. તેણે તે બન્ને ગૃહસ્થોનું યથોચિત સંમાન કર્યું.

" સાહેબ ! આજે આપની સ્વારી અહીં ક્યાંથી ? " ગંગાએ સાહેબનો સત્કાર કરતાં પૂછ્યું.

સાહેબે કુમુદ તરફ દૃષ્ટિ ફેંકતાં કહ્યું. " આજે તો હું કુમુદને મળવા માટે જ આવ્યો છું. ચન્દ્રકાન્તે રાઠોડને પકડયો ત્યારે તે બેશુદ્ધ સ્થિતિમાં હતો અને તેને દવાખાનામાં રાખવામાં આવ્યો હતો. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે મ્હને દવાખાનામાં મળવા માટે ખાસ બોલાવ્યો હતો. હું તેને મળવા માટે દવાખાનામાં ગયો હતો. તેણે મ્હને રક્તલાંછન સંબંધી સઘળી હકીકત કહી સંભળાવી અને મ્હારી તેમજ કેશવલાલની પણ હવે ખાત્રી થઇ ચુકી છે કે રાઠો-ડની બાતમી સત્યજ હોવી જોઇએ ! "

સાહેબનું સંભાષણ સાંભળીને ગંગા તો ગભરાઇ જ ગઇ. આ હકીકત સાંભળીને સાહેબને અહીં આવવાનું શું પ્રયોજન હશે, તે ગંગાથી સમજી શકાયું નહિ. ગોદાવરીના ગભરાટનો પાર હવે રહ્યો જ નહોતો. કુમુદનું ચિત્ત પણ વ્યાકુળ બની ગયું. તે સાથે જ તેના ડાબા હાથના પંઝાપર બળતરા થવા લાગી અને રક્તલાંછને દેખાવ દીધો. પરંતુ કુમુદનું મન અત્યારે સ્વસ્થ નહિ હોવાથી તે તરફ તેનું બિલકુલ લક્ષ્ય જ નહોતું !

કેશવલાલની દૃષ્ટિ કુમુદના હાથ પ્રત્યે જ હતી. 'રક્તલાંછન' જોવામાં આવતાંની સાથે જ તે બોલી ઉઠયો: "સાહેબ જુઓ! જુઓ! લાલચક્ર!" એટલું બોલીને કેશવલાલે સાહેબનો એક હાથ પકડયો અને બીજે હાથ કુમુદના ડાબા હાથના પંઝા તરફ ધરી રાખ્યો. સાહેબ ઉભો થઇ ગયો અને તેના મ્હોંમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળી પડયો.

હવે કુમુદ કળી ગઇ. તે પોતાનો હાથ સોડીઆમાં સંતાડવા લાગી. તરત જ ગોદાવરીએ તેનો ડાબો હાથ પકડીને પોતાના બન્ને હાથમાં સંતાડી દીધો. સાહેબે કુમુદની નજીકમાં આવીને તેનો હાથ પકડયો અને ગોદાવરીને દૂર ખસી જવાની આજ્ઞા આપી. ગોદાવરી રડતી રડતી દૂર જઇને ઉભી રહી અને નિઃશ્વાસ નાખવા લાગી; પરંતુ તેજ ક્ષણે ચન્દ્રકાન્ત કુમુદના ઘરમાં દાખલ થયો. બાગમાં ચાલી રહેલો પ્રકાર દૃષ્ટિએ પડતાંની સાથે જ તેના અંતરમાં નિરાશા ઉપજી. તરત જ તેનો હાથ પોતાના ખિસ્સામાંની 'રિવોલ્વર' પર ગયો. પરંતુ બીજી જ ક્ષણે આવો અવિચાર નહિ કરવાનું તેણે વિચાર્યું. તે ધીમે પગલે સાહેબ અને કેશવલાલ ઉભા હતા ત્યાં જવા લાગ્યા. ચન્દ્રકાન્તને પોતાની સમીપમાં આવી પહોંચેલો જોઇને સાહેબ બોલ્યા: "આવો! આવો! ચન્દ્રકાન્ત! આખરે રક્તલાંછનનો પત્તો લાગ્યો ખરો!"

કુમુદે દીન મુખમુદ્રાથી ચન્દ્રકાન્ત પ્રત્યે દૃષ્ટિ ફેંકી અને ચન્દ્રકાન્તે પણ તેને નેત્રદ્વારા આશ્વાસન આપ્યું.

"આ શી ધાંધળ છે?" ગંગા ભયભીત સ્વરે બોલી.

"બાઇ, આ કુમુદ તમારી દીકરી નથી; પરંતુ તે ખૂની લાલચક્રવાળાની દીકરી છે. તે પોતાના બાપના જેવી જ બદમાશ છે. મ્હારૂં કથન સત્ય છે કિંવા અસત્ય તે બાબતમાં તમને આ ગોદાવરી કહી સંભળાવશે."

"ક્ષમા કરો, બ્હેન!" ગોદાવરી ગંગાના પગમાં પડતાં બોલી: મ્હેં આપના સુખ માટે તેમજ આ છોકરીના કલ્યાણ માટે જ તેમ કર્યું હતું. આ સિવાય મ્હારો અન્ય કંઇ પણ હેતુ નહોતો જ."

આ ભયંકર ઇતિહાસ સાંભળીને ગંગા કંપી ઉઠી. તેણે બન્ને હાથ વડે પોતાનું મ્હોં ઢાંકી દીધું તે એક શબ્દોચ્ચાર સુદ્ધાં કરી શકી નહિ.

સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ ચન્દ્રકાન્તની નજીકમાં આવી પહોંચ્યા અને બોલ્યા: "ચન્દ્રકાન્ત! રક્તલાંછન રહસ્ય શોધી કાઢવા માટે તમે ઘણા દિવસથી અવિશ્રાન્ત શ્રમ લીધા કરો છો; અને તેથી તેના મુખ્ય

આરોપીને પકડવાનું માન તમને જ મળવું જોઇએ!"

સાહેબ અને કેશવલાલ પુનઃ પોતાની બેઠકપર બેઠા એટલે ચન્દ્રકાન્ત કુમુદ પાસે ગયો અને તેનો હાથ પકડીને ઘણાજ ધીમા સ્વરે બોલ્યોઃ "કુમુદ! તું બિલકુલ ગભરાઇશ નહિ! હુંજ ત્હારૂં સંરક્ષણ કરીશ! પરંતુ અત્યારે તકરાર કરવામાં ફાયદો નથી! સઘળું કામ યુક્તિપ્રયુક્તિથી કરી લેવાનું છે! હાલ તરત તો તું મ્હારી સાથે ચાલ!"

કુમુદ વિના વિલંબે ચન્દ્રકાન્તની સાથે જવા લાગી. ગંગાની નજીકમાં આવી પહોંચતાંની સાથે 'બા' એટલું તે ધીમે સ્વરે બોલી. ગંગા કંપી ઉઠી. તેણે કુમુદના સામી દૃષ્ટિ સુદ્ધાં નહિ કરતાં નીચું જોયું. બિચારી કુમુદ નિરાશાપૂર્ણ અંતઃકરણે ચન્દ્રકાન્તની પાછળ પાછળ જવા લાગી. તેનું મગજ ભમવા લાગ્યું. આખું જગત્ તેને શૂન્યવત્ ભાસવા લાગ્યું. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. ચન્દ્રકાન્તે તરત જ એક ભાડુતી ગાડી કરી લીધી અને તે પોલીસ થાણા તરફ જવા લાગ્યાં.

કુમુદ ચન્દ્રકાન્તની સાથે ગયા પછી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબના હુકમથી ગોદાવરીએ ગંગાને કુમુદનું જન્મવૃત્ત કહી સંભળાવ્યું. ગંગાના હૃદયમાં આ સઘળું રહસ્ય સાંભળીને દયાનો સંચાર થયો. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ ગંગાના મનનું સમાધાન કરીને ત્યાંથી ચાલતા થયા.

કેશવલાલે પોતાને ત્યાં થયેલી ચોરી બદલ ફરિયાદી નોંધાવી. સાહેબે જે કંઇ પુરાવા માગ્યા તે કેશવલાલે રજુ કર્યા એટલે તેમણે 'કેઇસ' તૈયાર કરીને આરોપીને ન્યાયાલયાધિકારી તરફ મોકલી દીધો અને બાકીના ગુન્હાઓ શોધી કાઢવા માટે મુદત માગી.

ચન્દ્રકાન્તે મેજીસ્ટ્રેટ સાહેબની 'ઑફિસમાં જઇને લાગવગનો ઉપયોગ કર્યો અને કુમુદને જામીનપર મુક્ત કરાવી. ત્યાર પછી ચન્દ્રકાન્તે કુમુદને ગંગાને ઘેર નહિ મોકલતાં તેને પોતાની ઑફિસની નજીક એક મકાનમાં ગોદાવરીની સાથે રહેવાની વ્યવસ્થા કરી આપી.

જે કુમારિકા કુમુદિની થોડા દિવસ પૂર્વે એક ખાનદાન અને ધનાઢ્ય કુટુંબની કન્યા તરીકે ગણાતી હતી તેજ કુમુદિની અત્યારે દીન, હીન, અસહ્ય અને કલંકિતા બનીને એકાદ ક્ષુદ્ર ભાડાની ઓરડીમાં પોતાની પરિસ્થિતિનો વિચાર કરતી બેઠી હતી. ગંગા બજારમાંથી કંઈ વસ્તુઓ લઇ આવવા માટે બહાર ગઇ હતી. ઓરડીમાં એક ન્હાનો સરખો દીપક મંદ મંદ બળી રહ્યો

હતો; જે ઓરડીની ઉદાસીનતામાં વૃદ્ધિ કરતો હોય એવું જ ભાસતું હતું. કુમુદની દૃષ્ટિ સમક્ષ ભાવિ વિપત્તિનું સ્વરૂપ તરવરી રહ્યું હતું. ચન્દ્રકાન્તે આટલી બધી મહેનત લઇને પોતાને મેળવી આપેલી મુક્તિનું ક્ષણભંગુરત્વ તેને સમજાયું હતું. કુમુદ પોતાના ચરિત્રની પ્રત્યેક બાબતનો જેમ જેમ વિચાર કરવા લાગી તેમ તેમ તે તેમાં તલ્લીન બનતી ગઈ. તે સાથે જ એક વિલક્ષણ દૃશ્ય તેની દૃષ્ટિ સમક્ષ મૂર્તિમંત થયું.

એ ઓરડીના એક ખુણામાંથી એક આકૃતિ ધીમે ધીમે પોતાની તરફ આવતી હોય એમ કુમુદને લાગ્યું. જેમ જેમ તે આકૃતિ પોતાની નજીકમાં આવતી જતી હતી તેમ તેમ જાડી બનતી હતી અને તે જ્યારે પોતાની છેક જ સમીપમાં આવી પહોંચી ત્યારે તે પુરુષાકૃતિ હતી એવી કુમુદની ખાત્રી થઇ. પુરુષનું વય આશરે પીસ્તાળીસ પચાસ વર્ષનું હોવું જોઇએ એ વાત કુમુદના લક્ષ્યમાં તત્કાળ આવી. તેણે તેના ડાબા હાથના પંઝાપર દૃષ્ટિ ફેંકી તો ત્યાં તેણે રક્તલાંછન જોયું! તે પુરુષ ઉદ્દેશપૂર્વક જ પોતાનો હાથ લંબાવીને પોતાને 'લાલ-ચક્ર' બતાવતો હતો એવી કુમુદની તરત જ ખાત્રી થઇ. આ આકૃતિ પોતાના પિતા મૂળીની હોવી જોઇએ એવી કુમુદની ખાત્રી થઈ ગઇ. તે આકૃતિ પ્રત્યે કુમુદ એકી ટશે તાકી રહી. પોતાના પિતાને મૃત્યુ પામ્યાંને ઘણા દિવસ થઇ ગયા, હવે તો તેના અસ્થિ સુદ્ધાં પૃથ્વી-પર નહિ હોય, અને આમ છતાં તે અત્યારે ક્યાંથી અને શા માટે આવ્યો હશે, તે બાબતનો ખુલાસો તેને પૂછી લેવાનો વિચાર કુમુ-દના મનમાં ઉદ્‌ભવ્યો. પરંતુ કુમુદના દાંત અત્યારે જકડાઇ ગયા હોવાથી તેનાથી શબ્દોચ્ચાર થઇ શકતો નહોતો. તેણે મોટેથી રડવાનો વિચાર કર્યો પરંતુ તેના કંઠમાંથી ધ્વનિ નીકળી શકતો નહોતો. બન્ને હાથ વડે પોતાનું મ્હોં ઢાંકી દેવાનો કુમુદે વિચાર કર્યો. પરંતુ પોતાનું એક પણ અંગ તે હલાવી શકતી નહોતી. તેનાથી પોતાની દૃષ્ટિ સુદ્ધાં તે આકૃતિ તરફથી ખસેડી શકાતી નહોતી.

કુમુદના અંતરનો ભાવ ઉકેલીને તે પુરુષાકૃતિ ખોખરા સ્વરે બોલવા લાગી: "કુમુદ! દીકરી, તું મ્હને ઓળખે છે કે? હું ત્હારો બાપ મૂળુ છું. હું મૃત્યુ પામ્યો હોવા છતાં ત્હારી પાસે શી રીતે આવી શક્યો હોઇશ તે બદલ ત્હારા મનમાં અનેક પ્રકારના તર્ક-વિતર્ક થતા હશે. પરંતુ મૃત્યુ તો જડદેહને હોય છે. વાસનાત્મક લિંગદેહનો વાસના નષ્ટ ન થાય ત્યાં સુધી નાશ થતો નથી. મ્હારી

એક વાસના હજી અતૃપ્ત રહેલી હોવાથી મ્હારો આ સૂક્ષ્મદેહ હજી પણ ટળવળ્યા કરે છે. તું મ્હારી આ વાસના તૃપ્ત કરીશ કે ? મ્હને એટલે ત્હારા દુર્ભાગી પિતાને તું શાન્તિ આપીશ કે ? નહિ તો ત્હારી પાછળ હું ભમ્યા કરૂં છું. આજ સુધીમાં ત્હારા અંતરના અનુકૂળ પરિસ્થિતિ મ્હારાં જોવામાં આવી જ નહિ ! કુમુદ ! આ ભયંકર કુલકલંક-રકતલાંછન નષ્ટ કરવા માટે મ્હેં ઘણા પ્રયત્ન કર્યા હતા પરંતુ તેમાં મ્હને યશ મળ્યો નથી ! એક પણ અભિશપ્ત વ્યકિત આ જગતમાં રહેવી ન જોઇએ, એવી મ્હારી ઇચ્છા હતી. પરંતુ તે વખતે તું મ્હારી પુત્રી હતી એ વાત મ્હારા જડદેહથી અજ્ઞાત હોવાથી તું બચી જવા પામી છે ! જડ ઇન્દ્રિયોથી મુકત થતાંની સાથે જ ખરી વસ્તુ સ્થિતિ મ્હારા જાણવામાં આવી ગઇ છે અને ત્યારથી જ મ્હારો આત્મા અતિ સંતુષ્ટ રહ્યા કરે છે. આ સંતાપમાંથી મ્હને મુકત કરીને મ્હને અક્ષય શાન્તિનું દર્શન કરાવવાનું કેવળ ત્હારા જ હાથમાં છે ! ”

કુમુદ કંઇક બોલવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ તેની જીભ ઉપડતી નહોતી તેમજ દીવાલ ઓથે ટેકાવી રાખેલું પોતાનું શિર પણ તેનાથી ઉચકી શકાતું નહોતું. એટલામાં ગોદાવરી બજારમાંથી ત્યાં આવી પહોંચી. તેણે ઓરડામાં પ્રવેશ કર્યો તો તેણે કુમુદને દીવાલની ઓથે માથું ટેકવીને નિશ્ચલ સ્થિતિમાં બેઠેલી જોઇ. “ કુમુદની આંખ મળી ગઇ છે, તેથી તે થોડી વાર ભલે વિશ્રાન્તિ લે ” એમ વિચારીને તે ઓરડીના બહારના ભાગમાં જઇ બેઠી. અલ્પ સમય પછી ચન્દ્રકાન્ત કુમુદને મળવા આવ્યો એટલે તેને પણ ગોદાવરીએ બહાર બેસવાની સૂચના કરી.

પુનઃ પિતાનું સંભાષણ કુમુદના કાનપર આવવા લાગ્યું: “ દીકરી, મ્હારા છોકરા મોતીનું વર્તન સુધારવા માટે મ્હેં ઘણી ખટપટ કરી. પરંતુ મ્હારૂં પોતાનું દુશ્ચરિત્ર તેની દૃષ્ટિ સમક્ષ હોવાથી મ્હને તે કામમાં યશ મળ્યો નહિ. પરંતુ તું મ્હારાથી વિખૂટી પડી ગઇ. તેથી ત્હને ઉત્તમ શિક્ષણ મળ્યું. ત્હને સત્સંગતિનો લાભ મળ્યો; નીતિ અનીતિનો ભેદ તું સ્હમજી શકી; પરંતુ મ્હારૂં કુલકલંક તો ત્હને લાગ્યા વગર રહ્યુંજ નહિ ! માત્ર ભેદ એટલો હતો કે મ્હેં જે જે અપરાધ કર્યા તે કેવળ પરોપકારવૃત્તિથીજ કર્યા, તેને લીધે લાખો ગરીબ મનુષ્યો સંકટમુક્ત થવા પામ્યાં ! પરંતુ અપરાધ તે તો અપરાધ જ ! ત્હારા અપરાધથી ગમે તેટલાં મનુષ્યોનું કલ્યાણ થવા પામ્યું હોય તો

પણ ત્હારા અપરાધનું પ્રાયશ્ચિત્ત તો ત્હારે ભોગવવું જ પડે! હવે તું ત્હારા અંતરમાંથી અનીતિમૂલક વૃત્તિ દૂર કરી દે! તું ત્હારી ઇચ્છાશક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરીશ તો જ તને તારા કાર્યમાં યશ મળશે. ત્હારૂં અંતર શુદ્ધ થતાંની સાથે જ દુષ્ટ રક્તલાંછન ત્હારા હાથના પંઝાપરથી સદાને માટે અદૃશ્ય થશે જ અને મ્હારા આત્માને પણ તેમ થવાથી શાન્તિ મળશે. જો અત્યારે મ્હારામાં મ્હારા જડદેહનું સામર્થ્ય હોત તો મ્હેં અત્યારેજ ત્હારૂં ગળું દાબી દઇને મ્હારી વાસના તૃપ્ત કરી લીધી હોત! પરંતુ મ્હારા સૂક્ષ્મ શરીરને લીધે અત્યારે મ્હારાથી તેવું બની શકે તેમ છે જ નહિ! પણ દીકરી, હજી પણ હું ત્હને એક છેલ્લી વાત કહી દઉં છું. મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તીને તું ત્હારી સબળી ઇચ્છાશક્તિનો ઉપયોગ કરીને જો તું આ કુલકલંકમાંથી સર્વથા મુક્ત નાહ થાય, તો હું ત્હારા જડદેહને તો કંઇ કરી શકું તેમ નથી; છતાં એટલું યાદ રાખજે કે ત્હારૂં મન અને બુદ્ધિ મ્હારા કબજામાં છે જ. જો તું મ્હારી આજ્ઞા અમાન્ય કરશે તો હું ત્હારી બુદ્ધિ અને મનનો નાશ કરીને ત્હારૂં જીવન વ્યર્થ કર્યા સિવાય રહેનાર નથી, એટલું તું ખાત્રીપૂર્વક માનજે!"

આટલું બોલીને ભૂતની આકૃતિ અદૃશ્ય થઇ ગઇ. તેના છેલ્લા શબ્દો સાંભળીને કુમુદ એટલી બધી ભયભીત થઇ ગઇ કે તેણે હૃદયદ્રાવક કીકીઆરી પાડી અને તે બેશુદ્ધ થઇને ધરતીપર ઢળી પડી. તરતજ ચન્દ્રકાન્ત અને કુમુદ અંદર દોડી આવ્યાં અને કુમુદને શુદ્ધિમાં લાવવા માટે બનતા ઉપાયો કરવા લાગ્યાં.

કેટલીક વાર પછી કુમુદ શુદ્ધિમાં આવી. તેણે ભયભીત મુખમુદ્રાથી ચોમેર દૃષ્ટિપાત કર્યો. ચન્દ્રકાન્ત અને ગોદાવરી માશી સિવાય બીજું કોઇ પણ ત્યાં નહોતું એવી ખાત્રી થઇ ત્યારે કુમુદના અંતરને કંઇક શાન્તિ વળી. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

"તને શું થયું બેટા?" કુમુદની પીઠપર હાથ ફેરવતાં ગોદાવરી પ્રેમળ સ્વરે બોલી: "ત્હેં એકદમ કીકીઆરી શાથી પાડી હતી? નિદ્રામાં બ્હીક લાગી હતી કે! હવે ત્હને ઠીક છે ને?"

"માશી!" કુમુદ ગોદાવરીની ડોકે વળગી પડતાં બોલી: "મ્હને એક વિલક્ષણ સ્વપ્નું આવ્યું હતું. હં, તે સ્વપ્નું જ હશે! અરે, પણ માશી, હું આ સ્વપ્ન જીંદગીપર્યંત વિસરી શકું તેમ નથી. હાલ તરત હું કોઇને પણ તે બાબતમાં કશું કહેવાની નથી."

"નહિ, નહિ;" ચન્દ્રકાન્ત ગંભીર સ્વરે બોલ્યો: "હું પણ

હમણાં તને કંઇજ પૂછવાનો નથી ! હવે ત્હારા મનને કંઇ શાન્તિ વળી કે ? હવે થોડી વાર તું આરામ લે ! ઠીક, હું આવતી કાલે સ્હુવારે આવીશ."

"પણ તમને મ્હારાપર ક્રોધ નથી ઉપજ્યો ને ?"

"બિલકુલ નહિ."

ચન્દ્રકાન્ત ચાલ્યો ગયો. ગોદાવરી કુમુદની સારવાર કરવા લાગી.

આ બાજુ ગંગાને તે રાત્રે બિલકુલ નિદ્રા ન જ આવી. કુમુદ પોતાની કન્યા નહોતી, એટલું જ નહિ પરંતુ તે મૂળુ લાલચકવાળા જેવા બદમાશની છોકરી હતી ! અને આજ દિન સુધી તેનું પાલન પોષણ કરવાથી જ બેઆબરૂ થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો, એવો વિચાર મનમાં ઉદ્ભવતાંની સાથે જ તેને અપાર દુઃખ થયું. પરંતુ કુમુદના સહવાસને લીધે તેનો પ્રેમળ સ્વભાવ ગંગા એક ક્ષણ પણ વિસરી શકી નહિ. કુમુદનું સ્મરણ તેને સતત થવા લાગ્યું. કુમુદે ચન્દ્રકાન્તની સાથે જતાં જતાં પોતાને 'બા', એવું કોમળ સ્વરે કહ્યું ત્યારે પોતે તેના સામું સુદ્ધાં જોયું નહિ એ વાતનું સ્મરણ થતાંની સાથે જ ગંગાનું હૃદય ભરાઇ આવ્યું. આખી રાત્રિ ગંગાએ શય્યામાં પડયાં પડયાં તરફડીઆં મારીને વીતાવી દીધી. ચન્દ્રકાન્તે કુમુદને જામીનપર છોડાવી હતી અને ગોદાવરી તેમજ કુમુદને પોતાની ઑફિસની નજીકના એક મકાનમાં રહેવાની વ્યવસ્થા કરી આપી હતી, એવી બાતમી જ્યારે ભીખુએ ગંગાને આપી ત્યારે તેના મનને થોડા ઘણા અંશે પણ નિરાંત વળી.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### અડગ મનોબળ.

બીજે દિવસે પ્રાતઃકાળે ચન્દ્રકાન્ત નિત્યનિયમ કરતાં વહેલો ઉઠયો. કુમુદના બચાવ માટે સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબનું મન વાળવાનો પ્રયત્ન કરી જોવાના ઉદ્દેશથી આજે તેણે સાહેબને ખાનગીમાં મળવાનો વિચાર કર્યો. નિત્યકર્મથી પરવાર્યા પછી તે કપડાં પહેરીને ઑફિસની બહાર નીકળી પડયો અને અલ્પસમયમાં જ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની ઑફિસમાં આવી પહોંચ્યો.

સાહેબે ચન્દ્રકાન્તનું સ્મિતપૂર્વક સ્વાગત કર્યું અને ચન્દ્રકાન્તે પોતાની બેઠક લીધી એટલે સાહેબે તેને રકતલાંછન સંબંધીની હકીકત

પૂછવા માંડી. ચન્દ્રકાન્તે કુમુદના જન્મવૃત્ત અને તેના પરિણામ સંબંધમાં એક વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું. ત્યાર પછી જો કે કુમુદે પરોપકારવૃત્તિથી કરેલા ગુન્હાઓ કાયદાની દૃષ્ટિથી તો અપરાધ ગણી શકાય પરંતુ તે ગુન્હાઓનું સ્વરૂપ કેવું સૌમ્ય હતું, કુમુદે જેના જેના અપરાધ કર્યા હતા તે માણસો કેવા દુષ્ટ હતા, તેમનાથી જગતને કેટલું બધું દુઃખ સહન કરવું પડતું હતું વગેરે વિષયો પર પણ ચન્દ્રકાન્તે અસરકારક વિવેચન કર્યું.

સાહેબ તો આ બધું મૂગે મ્હોંએ સાંભળ્યા પછી સ્મિત કરતાં બોલ્યાઃ "ચન્દ્રકાન્ત, તમારા વક્તૃત્વનો શો ઉપયોગ? કાયદાએ મ્હારો અધિકાર મર્યાદિત કરી દીધો છે તે તમે નથી જાણતા કે? કુમુદનું દરેક કૃત્ય અપરાધ ઠરે છે તેથી તેને માજીસ્ટ્રેટ સાહેબની સમક્ષ રજૂ કર્યા સિવાય મ્હારો છુટકો થઇ શકે તેમ નથી. તમારો યુક્તિવાદ વિચારણીય છે એ મ્હારે કબૂલ કરવું જોઇએ; પરંતુ વિચારસ્વાતન્ત્ર્યનો અધિકાર મ્હારો નથી. તે અધિકાર ન્યાયાધીશ સાહેબનો છે. જો હું સ્વતંત્ર હોત તો તમારી માગણી અવશ્ય સ્વીકારત!"

"સાહેબ," ચન્દ્રકાન્ત ગંભીર સ્વરે બોલ્યોઃ "આપની સહાનુભૂતિ છે એટલું યે કંઇ થોડું નથી! હવે મ્હને ખાત્રીપૂર્વક લાગે છે કે હું કુમુદનો બચાવ કરી શકીશ જ."

"પરંતુ તમને કુમુદ માટે આટલી બધી લાગણી શાથી થાય છે? તેના માટે તમારા અંતરમાં પ્રેમભાવના જાગ્રત થઇ છે કે શું?"

"હા સાહેબ! કુમારિકા કુમુદ માટે મ્હારા હૃદયમાં અપાર પ્રેમ રહેલો છે એમ કહેતાં મ્હને અભિમાન ઉપજે છે. તેના બચાવ માટે હું મ્હારાથી બનતી ખટપટ કરીશ જ. ઇશ્વરેચ્છાથી મ્હારો પ્રયત્ન સફળ નિવડશે, અને તેને કાયદા પ્રમાણે શિક્ષા સહન કરવી જ પડશે, તો પછી તે તુરંગમુક્ત થશે ત્યાં સુધી હું રાહ જોઇશ અને પછી તેની સાથે સુખેથી લગ્ન કરીશ."

"પરંતુ એ કુમારિકા રક્તલાંછનથી કલંકિતા થયેલી છે!"

"તે ગમે તેવી હોય! જગત્ તેના માટે ગમે તેમ કહે! મ્હારી દૃષ્ટિએ તો તે એક સૌન્દર્યની મૂર્ત્તિ છે.

"પરંતુ તે ગંગાની ઔરસ કન્યા નથી! તેની મિલકતમાંથી તેને એક પાઇ પણ મળવાની નથી!"

"છટ્ છટ્! સાહેબ, સ્વર્ગીય પ્રેમના શુદ્ધ વાતાવરણમાં દ્રવ્યાદિક માદક વસ્તુનો પ્રવેશ સુદ્ધાં થઇ શકતો નથી! જ્યારે તેણે મ્હને પોતાનું હૃદય અર્પણ કર્યું ત્યારે તો તે ગંગાની સઘળી સંપત્તિની હક્કદાર માલિક હતી ને? પરંતુ તે સમયે પણ તેણે મ્હારા જેવા એક ગરીબ મનુષ્યને પતિ તરીકે સ્વીકારવામાં બિલકુલ સંકોચ અનુભવ્યો નહોતો. તે જ પ્રમાણે અત્યારે તે ગમે તેવી દીન બની ગઇ હોય તો પણ મ્હારે તે બાબતનો વિચાર કરવાની જરૂર નથી! પ્રેમને લીધે જ બે હૃદય એકરૂપ બને છે! સોનાને બે ઢગલાને એકત્ર કરવા એ પ્રેમ નથી!"

"ધન્ય છે, ચન્દ્રકાન્ત!" સાહેબ ઉત્તેજિત સ્વરે બોલ્યાઃ "તે કુમારિકા પ્રત્યેનો તમારો અપાર પ્રેમ જોઇને હું અતિ આનંદિત થયો છું. તમે તેના બચાવ માટે ખુશીથી પ્રયત્ન કરો! પરંતુ હું તો સરકારી પગારદાર હોવાથી માત્ર સહાનુભૂતિ સિવાય મ્હારાથી બીજું કંઇ પણ થઇ શકે તેમ નથી. તો પણ તમારો પ્રયત્ન સફળ નિવડો એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું."

"મ્હારા પ્રત્યેના આપના સદ્ભાવ બદ્દલ હું આપનો અતિ આભારી છું. સાહેબ, કુસુદની વિરુદ્ધમાં કોણે કોણે ફરિયાદ માંડી છે તે મ્હને આપ જણાવી શકશો કે?"

"ઘણી ખુશીથી! લ્યો આ ફરિયાદની અરજીઓ!" સાહેબે પોતાના મેજના ખાનામાંથી એક કાગળોઆનો થોકડો કાઢ્યો. ચન્દ્રકાન્તે એ થોકડામાંના કાગળોમાંથી પોતાને જોઇતી હકીકત નોંધપોથીમાં લખી લીધી અને પછી તે ત્યાંથી ચાલતો થયો.

વાંચનાર! હવે આપણે કૃષ્ણલાલ વકિલ તરફ વળીએ. આજે સ્હવારમાં ઉઠયા પછી તે દાતણ પાણી કરીને ચ્હા પીતો બેઠો હતો એટલામાં 'મુંબઇ સમાચાર' વહેંચનારો છોકરો નિત્યનિયમ પ્રમાણે એક આપીને ચાલતો થયો. કૃષ્ણલાલે પત્ર હાથમાં લીધું તો તરત જ **'લાલચક્ર રહસ્ય'** એ નામના મોટા અક્ષરો તેના વાંચવામાં આવ્યા. કૃષ્ણલાલે ચ્હા પીવાનું મૂકી દીધું અને તે ફકરો વાંચવા માંડયો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"મૂળુ ચક્રવાળાનો મિત્ર રાઠોડ કે જે થોડા દિવસ પૂર્વે અદૃશ્ય થઇ ગયો હતો તેને પકડવામાં આવ્યો છે. તેને ગંગા નામની એક શ્રીમંત બાઇના ઘેરથી બાહોશ રહસ્યભેદક ચન્દ્રકાન્તે પકડયો છે. રાઠોડ પાસેથી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને રક્તલાંછન સંબંધી માહિતી

પ્રથમ મળી અને તેમની સૂચના પરથી ચન્દ્રકાન્તે રક્તલાંછનવાળી સ્રીને પકડી છે. અતિ આશ્ચર્યની વાત તો એ છે કે રક્તલાંછન-વાળી સ્ત્રી બીજી કોઇ નહિ પરંતુ ઉત્તમ સુશિક્ષિતા, અત્યંત સુશીલા, પરોપકારિણી અને લાવણ્યમયી નવયૌવના કુમુદિની જ છે. વિશેષ આશ્ચર્યની ઘટના એ છે કે આ કુમુદિની ગંગાની દીકરી નથી પરંતુ તે ભૂળુ ચક્વાળાની દીકરી છે. હાલ તરતને માટે આરોપીને જામીન પર છોડવામાં આવેલ છે અને તેના વિરુદ્ધમાં ઘણી ફરિયાદો નોંધાયાનું સંભળાય છે."

આ વાંચીને કૃષ્ણલાલ એટલો બધો આશ્ચર્યચકિત થઇ ગયો કે તેને પ્રથમ તો પોતાની દૃષ્ટિપર પણ વિશ્વાસ બેઠો નહિ. પોતાને દૃષ્ટિભ્રમ તો નહિ થયો હોય એમ વિચારીને કૃષ્ણલાલ તે ફરીફરીથી વાંચવા લાગ્યો. હવે તેની ખાત્રી થઇ. તેણે તરત જ વર્તમાન-પત્ર પોતાના હાથમાંથી ફેંકી દીધું અને કપડાં પહેરીને તે બહાર નીકળી પડયો. પ્રથમ તે ગંગાને ઘેર ગયો. ત્યાં ગયા પછી તેને કુમુદના નવીન આવાસની માહિતી મળી એટલે ત્યાં આવી લાગ્યો.

અત્યારે ગોદાવરી અને કુમુદ ઉદાસ ચિત્તે બેઠાં હતાં. કૃષ્ણલાલ વકિલને ત્યાં આવી પહોંચેલો જોઇને કુમુદે તેનું સ્વાગત કર્યું.

"વકિલ સાહેબ!" કુમુદ ખિન્ન સ્વરે બોલી: "હું કોણ છું, અને મ્હારી ખરી યોગ્યતા શી છે તે આપ હવે તો સ્હમજી શકયા હશો જ. પૂર્વે મ્હેં આપને થોડી મદદ કરી હતી ત્યારે હું એક દેવકન્યા છું એવો આપને ભ્રમ થયો હતો; પણ હું દેવકન્યા નથી. હું એક શાપભ્રષ્ટ કુમારિકા છું એ બાબતની માહિતી મળ્યા પછી આપને મ્હારા પ્રતિ તિરસ્કાર આવતો હશે અને વિલક્ષણ—"

"છટ્ છટ્!" કૃષ્ણલાલ વચ્ચે જ બોલ્યો: "આવી બળતી જ શંકા ન કરો! જગતની દૃષ્ટિએ તમે ગમે તેવાં હો, તો પણ મ્હારી દૃષ્ટિએ તો તમે દેવકન્યા જ છો. તમે મ્હને સંકટમુક્ત કર્યો છે, તમે મ્હને જીવિતદાન આપ્યું છે, એ હું કદાપિ વિસરી શકું તેમ નથી. હું તો તમારો જન્મ પર્યંત રૂણી છું. મ્હને તમારો બન્ધુ માનો! મ્હારાપર વિશ્વાસ રાખો! તમારા તરફથી વકિલાત કરીને હું તમારા બચાવ માટે મ્હારાથી બનતું કરીશ. પરંતુ ધારો કે મ્હને મ્હારા પ્રયત્નમાં યશ નહિ મળે, તો પણ તમારા પ્રત્યેની મ્હારી આદરબુદ્ધિ લેશ માત્ર પણ ઓછી થશે નહિ."

"અહાહા! વકિલ સાહેબ!" કુમુદ ગદ્ગદ કંઠે બોલી:

"આખું જગત્ મ્હને ખુલ્લી રીતે ધિક્કારે છે ત્યારે તમે મ્હારા માટે—એક અનાથ બાલિકા માટે આટલી બધી અનુકંપા દર્શાવો છો એ જોઇને મ્હને આનંદ થાય છે."

"વારુ, પણ તમારી વિરુદ્ધમાં કોણે કોણે ફરિયાદો નોંધાવી છે?"

કુમુદ અને કૃષ્ણલાલની વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં ચન્દ્રકાન્ત ત્યાં આવી પહોંચ્યો. કૃષ્ણલાલનું છેલ્લું વાક્ય ચન્દ્રકાન્તે સાંભળ્યું હોવાથી તે બોલ્યો: "એ બધી હકીકત હું તમને કહું છું. કેશવલાલની તેરસો રૂપિઆની નોટની ફરિયાદ, પેલા પંડિતની પેટી બાબતની ફરિયાદ અને અર્થદાસ શેઠના દસ્તાવેજોની ચોરી કર્યા બદલની ફરિયાદ—આટલી ત્રણ ફરિયાદો કુમુદની વિરુદ્ધમાં નોંધાઈ છે."

ચન્દ્રકાન્તે વાંચેલી અપરાધમાલિકા સાંભળીને કૃષ્ણલાલની મુખમુદ્રા ચિંતાયુક્ત બની ગઇ. જો માત્ર કેશવલાલે જ ફરિયાદ માંડી હોત તો તેના દુષ્કૃત્યનું તેને સ્મરણ કરાવીને—શર્માવીને પણ તેની પાસે રાજીનામું અપાવત; પરંતુ બાકીના એ ગૃહસ્થો ધનલોભી હોવાથી તેમનું મન વાળવાનું કાર્ય કૃષ્ણલાલને અઘરૂં લાગ્યું. કુમુદ કૃષ્ણલાલ અને ચન્દ્રકાન્તની મુખમુદ્રા પ્રત્યે આશાપૂર્ણ દૃષ્ટિથી તાકી રહી.

ચન્દ્રકાન્ત અને કૃષ્ણલાલે કેટલીક વાર સુધી પરસ્પર વાતચિત કરી; પરંતુ કુમુદના બચાવ માટે તેમને એક પણ માર્ગ સૂઝ્યો નહિ, એમ જ્યારે કુમુદને લાગ્યું ત્યારે તે નિરાશ વદને બોલી: "કંઇ જ માર્ગ નીકળે તેમ નથી ને?"

"છે, એક ઉપાય છે;" ચન્દ્રકાન્ત બોલ્યો: "અને એ જ ઉપાય અત્યારે અજમાવવાની જરૂર છે. હું ધારૂં છું કે આ બાબતમાં કૃષ્ણલાલભાઇ પણ મ્હારી સાથે સંમત થશે."

"એ ઉપાય કયો?" કૃષ્ણલાલ ઉત્કંઠિત સ્વરે બોલ્યો.

"પલાયન!" ચન્દ્રકાન્ત ગંભીર સ્વરે બોલ્યો: "કુમુદ અહીંથી પલાયન કરી જાય. જામીનની બાબતમાં સરકાર ગમે તેમ કરશે તો પણ હું પહોંચી વળીશ."

"તો પછી આ ઉપાય અજમાવવામાં વિલંબ કરવાની શી જરૂર?" કૃષ્ણલાલ કુમુદ પ્રત્યે તાકી રહ્યો.

"દિવસના વખતે આ કામ બની શકે તેમ નથી." ચન્દ્રકાન્ત બોલ્યો: "હું કુમુદને ચ્હાઉં છું અને તેને મદદ કરું છું, એ વાત સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ જાણતા હોવાથી, તેમણે કુમુદપર સખ્ત દેખરેખ

રાખવા માટે એક બાહોશ રહસ્યભેદક રોકેલો છે. જો કે આ વાત બીજા કોઇના જાણવામાં આવી નથી; પરંતુ તે હુંને થાપ ખવડાવી શકે તેમ નથી જ."

"ત્યારે હવે ઉપાય શો?" કૃષ્ણલાલ શોકસૂચક સ્વરે બોલ્યો: "કુમુદને અહીંથી શી રીતે લઇ જવાય? ચન્દ્રકાન્ત, આ બાબતમાં હું મ્હારાથી બનતી સઘળી સહાય આપવા માટે એક પગે તૈયાર છું."

"તમારી સહાયની ખાસ જરૂર છે." ચન્દ્રકાન્ત બોલવા લાગ્યો: "આજે રહાંજે આઠ વાગતાં તમે મ્હારે ઘેર આવજો. ત્યાર પછી આપણે બન્ને સાથે જ અહીં આવીશું. આવતી વખતે આપણે એક કાળી ટોપી અને દોરી સાથે લેતા આવશું. રાત્રિના સમયે એ રહસ્યભેદક ક્યાં હોય છે તે હું જાણું છું. આપણે બન્ને ધીમે પગલે તેની પાછળ જઇને તેને આ કાળી ટોપી ઓઢાડી દઇશું અને તારના થાંભલા સાથે દોરીથી બાંધી દઇશું. ત્યાર પછી આપણે કુમુદને અહીંથી સહિસલામત રીતે લઇ જઇ શકીશું. પણ આ બધું કામ રાત્રિના નવ વાગ્યા પછી જ કરવાનું છે."

"વારૂ ઠીક છે. હું જમી પરવારીને નવ વાગ્યાના અરસામાં તમારા ઘેર આવી પહોંચીશ." કૃષ્ણલાલ બોલ્યો.

"ચાલો ત્યારે આપણે હવે જઇએ. હજી ઘણું કામ કરવાનું છે." એટલું બોલીને ચન્દ્રકાન્ત ગોદાવરી પ્રત્યે વળીને બોલ્યો: "ગોદાવરીમાશી, અમે અહીં આવીએ ત્યાં સુધીમાં તમે તૈયારી કરી રાખજો. ટિકીટ વગેરેની વ્યવસ્થા હું કરી રાખું છું."

ગોદાવરીએ આનંદથી સંમતિ દર્શાવી. ચન્દ્રકાન્તે કુમુદ પ્રત્યે દૃષ્ટિ ફેંકી પરંતુ તેની મુખમુદ્રાપર અત્યારે કોઈ પણ પ્રકારનો વિકાર દેખાયો નહિ. તેની મુખમુદ્રા અત્યારે ગંભીર હતી. પોતે બતાવેલો ઉપાય કુમુદને અશક્ય જણાતો હશે, એવું ચન્દ્રકાન્તે તેની મુખમુદ્રા-પરથી અનુમાન કર્યું પરંતુ તેના મનનું સમાધાન કરવામાં અત્યારે વ્યર્થ વખત વિતાડવા કરતાં રાત્રિએ કુમુદને પ્રત્યક્ષ ખાત્રી કરી આપવી એવો ચન્દ્રકાન્તે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

"કુમુદ, તું બિલકુલ ચિન્તા કરીશ નહિ. ઇશ્વરકૃપાથી આપણી યુક્તિ અવશ્ય પાર પડશે જ." આ પ્રમાણે કુમુદને આશ્વાસન આપીને ચન્દ્રકાન્ત કૃષ્ણલાલ વકીલની સાથે ત્યાંથી ચાલ્યો જવા લાગ્યો.

જો કે આ નવા મકાનમાં કંઇ એટલો બધો સરસામાન નહોતો તથાપિ ગોદાવરીમાશીએ સરસામાન બાંધવાની તૈયારી કરવા માંડી.

એકાન્ત મળતાંની સાથે જ રાત્રિના ભયંકર સ્વપ્નનું સ્મરણ થયું. તેની દૃષ્ટિ પોતાના હાથ તરફ ગઇ તો તેટલે ત્યાં રક્તલાંછન જોયું; તે સાથે જ કુમુદ ચમકી ઉઠી.

પોતાના હાથપરના રક્તલાંછન પ્રતિ નિશ્ચળ દૃષ્ટિ ફેંકતી કુમુદ સ્વગત બોલી: "ઇચ્છાશક્તિના સંપૂર્ણ જોરથી હું આ રક્તલાંછન દૂર કરી શકીશ. બસ, તેમજ કરવું જોઇએ ! હું ખાત્રીથી માનું છું કે પ્રયત્નથી મ્હારી આ ઇચ્છા અવશ્ય પાર પડશે જ. પિતાજી આ તમારી આજ્ઞાધારિણી તનયા આપણા કુલનો વંશાનુક્રમિક અભિશાપ દૂર કરીને તમને અવશ્ય શાન્તિ આપશે જ ! હવે તમે લેશ માત્ર પણ ચિન્તા રાખશો જ નહિ."

જોતજોતામાં રક્તલાંછન અદૃશ્ય થઇ ગયું. કુમુદના અંતરમાં આ જોઇને એક પ્રકારનું અનનુભૂત ધૈર્ય ઉત્પન્ન થયું. હવે તેના મનમાં એમજ લાગવા માંડ્યું કે, "સરકાર મ્હને ગમે તેવી શિક્ષા કરે તો પણ હું ડરવાની નથી જ." તેની ચિત્તવૃત્તિ અત્યારે આનંદિત દેખાવા લાગી. ઇચ્છાશક્તિનો વિષય આજે તેના મગજમાં ઘોળાયા કરતો હોવાથી તેના મનને ઘણી જ શાન્તિ મળી.

રાત્રિના આઠ વાગ્યા. ગોદાવરી ચન્દ્રકાન્ત અને કૃષ્ણુલાલ વકીલની રાહ આતુરતાથી જોવા લાગી. અલ્પ સમયમાં જ કૃષ્ણુલાલ અને ચન્દ્રકાન્ત વેષાંતર કરીને ત્યાં આવી પહોંચ્યા. કુમુદ પાસે ગયા પછી ચન્દ્રકાન્ત ધીમે સ્વરે બોલ્યો." કુમુદ! સઘળી તૈયારી કરી લીધી છે કે ? રહસ્યભેદકને તારના થાંભલા સાથે બાંધી દીધા પછી આપણે વિના વિલંબે આ સ્થળનો ત્યાગ કરવાનો છે. તમે તૈયાર છો કે કેમ, તે બદલ પૂછવા માટે જ અગાઉથી હું અહીં આવ્યો છું."

"હા, " કૃષ્ણુલાલ બોલ્યો: "બૂમાટો થાય તે પહેલાં આપણે અહીંથી અદૃશ્ય થવું જોઇએ."

"અમે તો ક્યારનાંય તૈયાર થઇને જ બેઠાં છીએ !" ગોદાવરી બોલી.

કુમુદ ચન્દ્રકાન્ત અને કૃષ્ણુલાલ પ્રત્યે નિશ્ચલ દૃષ્ટિ ફેંકતી શાન્ત સ્વરે બોલી: "વકિલ સાહેબ અને રહસ્યભેદક સાહેબ, મ્હારા બચાવની ખાતર આપે આપના પ્રાણુની પણ પરવાહ કરી નથી એ જોઇને હું અનહદ આનંદ પામી છું. પણ—"

"પણ શું ?" ચન્દ્રકાન્ત ચકિત સ્વરે બોલ્યો: "કુમુદ હવે

વાટાઘાટ કરવાનો સમય નથી. પોણાદશના 'ગુજરાત મેલ'માં રવાના થવું જ જોઇએ."

"પરંતુ ન્હાસી છૂટવાનો વિચાર મ્હેં માંડી વાળ્યો છે!"

"ત્યારે હવે શું કરવું?" કૃષ્ણુલાલ અને ચન્દ્રકાન્ત આશ્ચર્ય-ચકિત સ્વરે બોલ્યા.

"હું અહિં રેહીશ, કૉર્ટમાં હાજર થઈશ અને મ્હને જે ન્યાય મળશે તે હું શિરપર ચઢાવીશ." કુમુદ દઢતાસૂચક સ્વરે બોલી.

કુમુદનું આ શાન્ત, ગંભીર, અભિમાનયુક્ત અને નિશ્ચિત ભાષણ સાંભળીને તેમજ તેની મુખામુદ્રાપર વિલક્ષણ ધૈર્યની છટા જોઇને ચન્દ્રકાન્ત અને કૃષ્ણુલાલ દિઙ્મૂઢ જ થઇ ગયા. કુમુદ દીવાની તો નથી બની ગઇ, એવો વિચાર કરતાં માત્ર ગોદાવરી ગભરાઇ ગઇ ખરી.

હવે આ બાબતમાં વધારે વાટાઘાટ કરવાથી કંઇ જ વળે તેમ નથી એવી ચન્દ્રકાન્ત અને કૃષ્ણુલાલની ખાત્રી થઇ ગઇ. તેઓ બન્ને એક બીજા પ્રત્યે તાકી રહ્યા. ત્યાર પછી તેઓ કુમુદની રજા લઇને ત્યાંથી ચાલ્યા ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળે ચન્દ્રકાન્ત કુમુદ પાસે આવ્યો અને તેનું મન વાળવાનો પ્રયત્ન તેણે કરી જોયો; પરંતુ તેનો કંઇ જ ઉપયોગ થયો નહિ. ચન્દ્રકાન્તે કેસ કોર્ટમાં ચાલે તે પહેલાં પોતાની સાથે લગ્ન કરી લેવાની કુમુદને વિનંતિ કરી; પરંતુ કુમુદે તેને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે પોતાના કુલનું કલંક—રક્તલાંછન જ્યાં સૂધી સદાને માટે અદૃશ્ય નહિ થાય ત્યાં સૂધી તે લગ્ન સંબંધી વિચારને પોતાના હૃદયમાં સ્થાન જ આપશે નહિ. ચન્દ્રકાન્ત નિરુત્તર રહ્યો. કાયદેસર રીતે કુમુદના અપરાધ બદલ તેનો બચાવ કરવા માટે, તેમજ તેના અપરાધનું સ્વરૂપ બને તેટલું સૌમ્ય કરવા માટે જે ખટપટ કરવી પડે, તે સઘળું કરવામાં ચન્દ્રકાન્ત ગુંથાયો.

કૃષ્ણુલાલ અને ચન્દ્રકાન્તે કુમુદને અત્યાર સૂધીમાં તેણે કરેલા ગુન્હાઓની હકીકત પૂછી લીધી. કુમુદે સઘળી હકીકત તેમને વિસ્તારથી કહી સંભળાવી. કુમુદના હૃદયમાં અત્યારે અડગ મનોબળ હોવાથી પોતાના સઘળા અપરાધની હકીકત સ્પષ્ટપણે અને નિડરતાથી કહેવામાં તેને બિલકુલ સંકોચ જણાતો નહોતો.

કુમુદની સઘળી હકીકત સાંભળી લીધા પછી, તેના બચાવ માટે શી શી યુક્તિઓ રચવી એ સંબંધી મસલત કરવામાં કૃષ્ણુલાલ અને ચન્દ્રકાન્તની રાત્રિઓની રાત્રિ પસાર થઇ જવા લાગી.

---

## ઉપસંહાર.

જોતજોતાંમાં એક અઠવાડિઉં વ્યતીત થઇ ગયું. આજે 'પ્રેસિડેન્સી મૅજીસ્ટ્રેટ' સાહેબની કોર્ટમાં કુમુદની ચોકસી થવાની છે. પોલિસ ખાતા તરફથી સઘળા પૂરાવા રજુ થયા. ચન્દ્રકાન્ત અને કૃષ્ણુલાલ પણ કોર્ટમાં હાજર થયા હતા. 'મેજીસ્ટ્રેટ' સાહેબે કૃષ્ણુલાલને આરોપીના બચાવ સંબંધમાં કંઇ ખુલાસો કરવાનો હતો કે કેમ, તે સંબંધમાં પૂછ્યું ત્યારે તે બોલ્યો: "સાક્ષીદારોની ઉલટપાલટ તપાસ, પુરાવા સંબંધમાં આક્ષેપ, અને આરોપીના બચાવ સંબંધમાં હું આ 'કેસ' હાઇકોર્ટમાં લઈ જવા ઇચ્છું છું."

ફરિયાદી પક્ષના પુરાવા રજુ થઇ ગયા પછી મેજીસ્ટ્રેટ સાહેબે આરોપીની જુબાની લીધી. કુમુદે પોતાના સઘળા ગુન્હા નિર્ભયતાથી કબૂલ કર્યા તેમજ તે ગુન્હાઓ પોતાને હાથે શા માટે થવા પામ્યા હતા, તે બદલ કારણો પણ દર્શાવ્યાં. સુનાવણીનું કામ શરુ થયું ત્યારે પોલિસખાતું, ફરિયાદીપક્ષ અને સ્વતઃ મેજીસ્ટ્રેટ સાહેબ–એ સઘળાનું લક્ષ્ય કુમુદના ડાબા હાથના પંઝા તરફ હતું. પરંતુ કુમુદના હાથના પંઝાપર રક્તલાંછન દૃષ્ટિગોચર થયું જ નહિ!

મેજીસ્ટ્રેટ સાહેબે સઘળી હકીકત 'ચાર્જશીટ'માં લખી લીધી અને 'કેસ' હાયકોર્ટમાં મોકલવાનું ઠરાવ્યું. કોર્ટમાં રજુ થયેલા પુરાવાપરથી સઘળાની ખાત્રી થઇ ગઇ કે કુમુદને અવશ્ય લાંબી મુદતની સજા થશે. ચન્દ્રકાન્ત કૃષ્ણુલાલની ખટપટને લીધે કુમુદને જામીનગીરિપર હજી પણ છોડવામાં આવી હતી અને હાલ તરત તો તેને તુરંગવાસમાં જવું પડ્યું નહિ.

પુનઃ એક અઠવાડીઆ પછી હાઇકોર્ટની સુનાવણીનું કામ શરુ થયું. હાઇકોર્ટની એક પણ 'બેન્ચ' આજે ખાલી જણાતી નહોતી. કુમુદને પિંજરામાં ઉભી કરવામાં આવી હતી, ફરિયાદીપક્ષ તરફથી સરકારી વકિલ હાજર હતો; જ્યારે આરોપી તરફથી કૃષ્ણુલાલ વકિલ હાજર થયો હતો. પંચની નિમણુક થયા પછી ઇન્સાફ આપવાનું કામ શરુ થયું. આ વખતે કૃષ્ણુલાલ વકિલે પ્રત્યેક ફરિયાદી અને સાક્ષીદારની ઉલટપાલટ તપાસ ચલાવી. અર્થદાસ શેઠની ફરિયાદના સંબંધમાં વિવેચન કરતાં કૃષ્ણુલાલે અર્થદાસ શેઠના વ્યાજનો જુલ્મી દર, તેથી ગરીબ લોકોને થતું નુકસાન વગેરે સઘળું વિસ્તારથી છટાદાર ભાષામાં કહી સંભળાવ્યું તેમજ ચોરેલા દસ્તાવેજો તેના મૂળ

માલિકોને પહોંચતા કરવામાં કુમુદનો કોઇ પણ પ્રકારનો સ્વાર્થ નહોતો એ પણ અસરકારક ભાષામાં જણાવ્યું.

પંડિતજીની પેટી ચોરાઇ હતી તે બાબતમાં કૃષ્ણલાલે જણાવ્યું કે, "તેમણે તૈયાર કરેલો દસ્તાવેજ જો શત્રુપક્ષના હાથમાં જાય તો આપણા મહારાજ્યપર વિપત્તિ આવી પડે અને તેથી તે દસ્તાવેજ ચોરાયો તે એક રીતે ઠીક જ થયું છે." એવા રાજભક્તિના કાર્ય માટે કુમુદને ગુનેહગાર નહિ ગણતાં રાજ્ય તરફથી તેને અભિનંદન મળવાની પણ કૃષ્ણલાલે માગણી કરી.

કેશવલાલની ફરિયાદ સંબંધમાં કેશવલાલની જમાખરચ કરવાની પ્રપંચી પદ્ધતિ, ગરીબ કામદારોને એક પાઇ પણ નહિ આપવાનો તેનો દુષ્ટ ઉદ્દેશ, અને તેના કુટિલ વ્યવહાર સંબંધમાં કૃષ્ણલાલે કોર્ટ સમક્ષ છટાદાર ભાષામાં વિવેચન કર્યું. એટલુંજ નહિ, પરંતુ જ્યારે મિલના કામદારો મિલના ચોગાનમાં એકત્ર થઇને કેશવલાલનો જીવ લેવા પ્રવૃત્ત થયા હતા ત્યારે તેનાં જ નાણાંથી તેનો બચાવ થવા પામ્યો હતો. અને મિલનું કામ પુનઃ નિયમિત રીતે ચાલવા લાગ્યું તથી કેશવલાલને જ ફાયદો થયો હતો, એ પણ કૃષ્ણલાલે જણાવ્યું.

ત્યારપછી પુનઃ કુમુદની જુબાની લેવામાં આવી. કુમુદે પોતાની વિરુદ્ધમાં માંડવામાં આવેલી સઘળી ફરિયાદોના સંબંધમાં પોતાનો અપરાધ કબૂલ કર્યો. આ બધા અપરાધ કરવામાં પોતાનો કંઇ ખાસ લાભ નહોતો, તેમજ પોતાને કોઇના પ્રત્યે દ્વેષભાવ પણ નહોતો એ કુમુદે જણાવ્યા પછી તેણે રક્તલાંછનને લીધે પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી વિલક્ષણ ઉર્મિ વિષે પણ ન્યાયમૂર્ત્તિ સાહેબને અથઇતિ કહી સંભળાવ્યું. આ બધી હકીકત કહેતાં કહેતાં કુમુદે કોર્ટ સમક્ષ પોતાનું જીવનવૃત્ત કહી સંભળાવી અને અડગ મનોબળને લીધે પોતાના હાથના પંઝાપરનું 'બાલચક્ર' હવે સદાને માટે દૂર થયું હતું એમ પણ તેણે જાહિર કર્યું.

કુમુદની આવી વિલક્ષણ હકીકત સાંભળીને, ન્યાયમૂર્ત્તિ, વકિલ, અને પ્રેક્ષકવર્ગ એ સર્વના આશ્ચર્યનો અવધિ જ થયો. કોર્ટમાં કેટલાક સમય સુધી નિસ્તબ્ધ શાન્તિ પ્રસરી રહી. ત્યાર પછી ન્યાયમૂર્ત્તિએ આરોપીના બચાવ સંબંધમાં કંઇ કહેવાનું હતું કે કેમ, તે બદલ કૃષ્ણલાલને પૂછ્યું. કૃષ્ણલાલે પોતાને કંઇ કહેવાનું નહોતું એમ જણાવ્યું. સરકારી વકિલે પોતાના પુરાવા રજૂ કરતાં જણાવ્યું કે, જો કે ગુન્હા કરવામાં અપરાધીનો દ્વેષભાવ કે સ્વાર્થબુદ્ધિ નહિ હોય, તો પણ તે કાયદાની દષ્ટિએ અપરાધ જ ગણાય. કૃષ્ણલાલે આરોપીના બચાવના છેલ્લા શબ્દોના સમર્થનમાં જણાવ્યું કે, જો કે કાયદાની દષ્ટિએ આરોપીનાં કુકૃત્યો અ-

પરાધ ગણી શકાય તેમ છે; પરંતુ તેણે જે જે ગુન્હા કરેલા છે તે રક્તલાંછનની વિલક્ષણ ઉર્મિને વશ થઈનેજ તેણે કર્યા છે તેથી તે એક દીવાના મનુષ્યનાં કૃત્યો જેવાં જ ગણાય. વળી કુમુદનો હાથ પોતાના હાથમાં લેતાં કૃષ્ણલાલે જણાવ્યું કે અડગ મનોધૈર્યના પ્રતાપે કુમુદના હાથપરનું રક્તલાંછન હવે સર્વથા અદૃશ્ય થયું હતું.

ન્યાયમૂર્ત્તિએ આરોપીના ગુન્હા સંબંધી વિવેચન કરતાં પંચને ગુન્હાનું સ્વરૂપ અને રક્તલાંછન ઉર્મિના પ્રભાવ સંબંધી વિવેચન કર્યું. પંચે થોડીવાર વિચાર કર્યા પછી પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું કે, આરોપીએ કરેલા સઘળા ગુન્હા રક્તલાંછન ઉર્મિની વિવશતાને લીધે થયેલા હોવાથી, તેના પ્રત્યે ઇન્સાફ કરતી વખતે દયા બતાવવાની જરૂર છે. આ ઉપરથી ન્યાયમૂર્ત્તિએ ઇન્સાફ આપતાં કુમુદને છોડી દીધી; પરંતુ છ મહિના સુધી સન્માર્ગી બનીને શાન્ત જીવન ગાળવા બદલની જામીનગીરી આરોપીએ આપવી એવો હુકમ કર્યો.

પ્રેક્ષકવર્ગમાં ગંગા પણ હાજર હતી. તે એકદમ ઉઠીને આગળ આવી અને તેણે કુમુદને દૃઢ સ્નેહાલિંગન આપ્યું. ત્યાર પછી તે ગદ્ગદ કંઠે ન્યાયમૂર્ત્તિને વિનંતિ કરતાં બોલીઃ "સાહેબ, જો કે કુમુદ મ્હારી ઔરસ કન્યા નથી તથાપિ મ્હેં તેના જન્મકાળથીજ તેનું પાલન પોષણ કરેલું હોવાથી હવે પણ હું તેને મ્હારી જ કન્યા કહીશ. કુમુદનું મનોબળ અડગ છે અને હવે પછી તેના હાથના પંઝાપર ભયંકર લાલચક્ર કદાપિ દૃગ્ગોચર નહિ જ થાય એવી મ્હારી ખાત્રી છે. તેના માટે જામીનગીરી આપવા માટે હું તૈયાર છું."

અલ્પ સમયમાં જ જામીનગીરી લેવામાં આવી એટલે કોર્ટનું કાર્ય પુર્ણ થયું. પ્રેક્ષકવર્ગમાં આનંદ આનંદ વર્તી રહ્યો.

ગંગા કુમુદને લઇને પોતાના ઘર તરફ ચાલતી થઇ. ગોદાવરી પણ ગંગાની સાથે જ ગઈ.

બીજે દિવસે સ્હવારે ચન્દ્રકાન્ત અને કૃષ્ણલાલ વકિલ કુમુદને મળવા માટે ગંગાને ઘેર આવ્યા. ગંગાએ અને કુમુદે કૃષ્ણલાલની બુદ્ધિમત્તા, તેની સમયસૂચકતા અને તેની વક્તૃત્વ શક્તિનાં વખાણ કર્યાં તથા તેનો આભાર માન્યો. ચન્દ્રકાન્તે પણ કૃષ્ણલાલની પ્રશંસા કરી ત્યારે કૃષ્ણલાલ ગંગાને ઉદ્દેશીને બોલ્યોઃ "ગંગાબા, મ્હારી યત્કિંચિત સેવાથી કુમુદ બ્હેને મ્હારા ઉપકાર તળે બિલકુલ આવ્યાં જ નથી. જેમ તે આપની દીકરી છે તેમ જ મ્હારાં તે ઉપકારક ધર્મભગિની છે."

" કૃષ્ણલાલભાઇ, ઇશ્વરેચ્છા પ્રમાણે વિલક્ષણ યોગાયોગને

લીધે આપણે પરસ્પર બન્ધુભગિની તરીકેના સંબંધમાં આવી શક્યાં છીએ, તે બદલ મ્હને અત્યાનંદ થાય છે."

તમારાં જેવાં ભગિની મળવા માટે હું મ્હને પોતાને ભાગ્યશાળી સ્હમજું છું." કૃષ્ણલાલે વિવેક દર્શાવ્યો.

"વારુ કૃષ્ણલાલ !" ચન્દ્રકાન્ત વચ્ચેજ સ્મિત કરતો બોલ્યો." હુંરે મ્હારે ગંગાબાને એક વિનંતી કરવાની છે તે હવે કરવી કે નહિ ?"

કુમુદ ચન્દ્રકાન્ત પ્રત્યે પ્રેમળ દૃષ્ટિ ફેંકતી સ્મિતપૂર્વક બોલી: "નહિ, હમણાં ઉતાવળ કરવાની જરૂર નથી ! ન્યાયાધીશ સાહેબે મ્હને ૭ મહિના સુધી મ્હારી માતાની આધીનતામાં મૂકેલી છે ત્યાં સુધી હું સ્વતન્ત્ર નથી !"

"તું સ્વતન્ત્ર જ છે ! ગંગા વચ્ચે જ બોલી ઉઠી: "ચન્દ્રકાન્ત સાથે ત્હારું લગ્ન કરી આપવામાં હવે હું વિલંબ લગાડવાની નથી."

આપનો મ્હારાપર મોટો ઉપકાર થયો !" ચન્દ્રકાન્ત એટલું બોલીને સસ્મિત વચને કુમુદ પ્રત્યે તાકી રહ્યો.

"માતાની ઇચ્છા ગમે તે હોય પરંતુ હું હમણાં આ બાબત માટે સંમતિ આપી શકતી નથી." કુમુદ બોલવા લાગી: "જ્યાં સુધી મ્હારા હાથના પંઝાપરનું રક્તલાંછન સર્વથા નષ્ટ થયા બદલ મ્હારી ખાત્રી નહિ થાય ત્યાં સુધી હું નિશ્ચિત ઉત્તર આપી શકતી નથી ! હું આટલો વિલંબ કરવા માટે એટલા જ માટે પ્રવૃત્ત થાઉં છું કે તેમ થવાથી ભવિષ્યમાં બેમાંથી એકને પણ પશ્ચાત્તાપ કરવાની જરૂર રહે નહિ."

"જો ત્હારી ઇચ્છા એવી જ હોય તો ૭ મહિના સુધી રાહ જોવામાં મ્હને કંઇ જ હરકત નથી ત્યાં સુધી પ્રવાસમાં જઇ હું વિવિધ સ્થળોનું દર્શન કરી આવીશ." ચન્દ્રકાન્ત કુમુદને સંબોધીને બોલ્યો.

"કુમુદ બ્હેન અને ચન્દ્રકાન્તભાઇ, ૭ મહિનાની તપશ્ચર્યાથી તમારી ઉભયની પ્રેમભાવના દૃઢતર થશે અને લગ્નનું પવિત્ર પ્રેમબંધન તમને અતિ સુખકર જણાશે." કૃષ્ણલાલ બોલ્યો.

"**તથાસ્તુ ! તથાસ્તુ !**" અત્યાર સુધી બાજુએ મૌન ધારણ કરી બેસી રહેલી ગોદાવરી ઉત્તેજિત સ્વરે બોલી ઉઠી.

ત્યાર પછી ચન્દ્રકાન્ત અને કૃષ્ણલાલ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. બીજે જ દિવસે ચન્દ્રકાન્ત ઉત્તર હિન્દુસ્થાનના પ્રવાસે નીકળી પડ્યો; કુમુદ પોતાનો સઘળો સમય બગીચામાં બેસી ધાર્મિક ગ્રંથોના વાચનમાં વીતાડવા લાગી.

જોતજોતાંમાં છ મહિનાનો સમય વીતી ગયો. હવે માત્ર ચાર દિવસ જ બાકી હતા. ગંગાએ સમારંભની તૈયારી કરવા મ હતી. બે ત્રણ દિવસને વીતતાં કેટલી વાર? લગ્નનો દિવસ ૧ આવી પહોંચ્યો. ચન્દ્રકાન્ત પણ હવે મુંબાઇમાં આવી ચુક્યો હતો અ તેને ત્યાં પણ લગ્નની ધામધૂમ ચાલી રહી હતી. ચન્દ્રકાન્ત અ કુમુદનાં લગ્ન ધામધૂમથી કરવામાં આવ્યાં એ વિષે વધારે વિવેચ કરવાની જરૂર રહેતી નથી.

ચન્દ્રકાન્ત અને કુમુદ પોતાનો કાળ સહવાસસુખમાં વીતાડ લાગ્યાં. ગંગાએ પોતાની આવક સંપત્તિનું 'મૃત્યુપત્ર' કૃષ્ણલાલ પાસે કરાવ્યું અને તે તેને સોંપીને કુમુદ અને ચન્દ્રકાન્તને પોતાન મૃત્યુ પછી તે મૃત્યુપત્ર આપવાની કૃષ્ણલાલને ભલામણ કરી.

પરોપકાર અને પુણ્યદાનનું ખરું રહસ્ય કુમુદ હવે સમજી ચુકી હોવાથી તેણે તુરંગમાંથી છૂટતા કેદીઓને પૈસા આપવાનું બંધ કર્યું. તેણે એક ઉદ્યોગશાળા સ્થાપી અને તેમાં કામ કરનારા લોકોને તેમની યોગ્યતા પ્રમાણે વેતન આપવાની વ્યવસ્થા કરી, તેમજ જે મનુષ્યો ખરેખર દીન અને અશક્ત હતા તેમના ભરણ પોષણ અને શિક્ષણની પણ વ્યવસ્થા તેણે કરી. કુમુદે સ્થાપેલી ઉદ્યોગશાળા વ્યવસ્થિત રીતે ચાલવા લાગી ત્યારે શ્રીમંત લોકોએ તેને મદદ કરવા માટે મોટી ગંજાવર રકમોની સખાવત કરવા માંડી અને તે શાળા દેશના લાખો લોકોના આશ્રયસ્થળરૂપ નિવડી.

કુમુદના હાથના પંઝાપરનું રક્તલાંછન હવે સદાને માટે અદૃશ્ય થઇ ગયું હતું. ચન્દ્રકાન્ત અને કુમુદનું જીવન દિનપ્રતિદિન સુખમય બનતું જતું જોઇને ગોદાવરી અને ગંગા પણ પોતાનો સઘળો કાળ ઇશ્વરભક્તિમાં વીતાડવા લાગ્યાં. 31,177

વાંચનાર, આનુવંશિક સંસ્કારને લીધે અંતઃકરણમાં ઉદ્‌ભૂત થયેલો એકાદ પ્રકારનો પ્રબળ મનોવિકાર દાબી દેવામાં ગમે તેટલો પ્રયત્ન કરીએ તો પણ તે ગમે તે સ્વરૂપે દૃશ્યમાન થયા વિના રહેતો જ નથી એ બાબતનો સાક્ષાત્કાર તમને આ નવલકથાની નાયિકા કુમુદના ચરિત્રપરથી થયો જ હશે. એવા મનોવિકારને હૃદયમાંથી સર્વથા નષ્ટ કરવા માટે અડગ મનોબળ એ એક અસરકારક ઉપાય છે. શિક્ષણ અને સદ્‌સદ્‌વિવેકથી વિકાસિત થયેલી બુદ્ધિથી જ આવું અડગ મનોબળ પ્રાપ્ત થઇ શકે છે.

પ્રિય પાઠક, અમારું કાર્ય પણ અહીંથી જ પૂર્ણ થાય છે. અમારો પરિશ્રમ આ નવલકથાના વાચકોના મનને યત્કિંચિત આનંદ આપવામાં સફળ નિવડે એટલું ઇચ્છીને અમે પણ અમારી લેખિનીને વિરામ આપીએ છીએ.

સમાપ્ત.